# આપણી કવિતા સમૃદ્ધિ

દલપત નર્મદથી માંડીને લગભગ આજ લગીના આ વિક્રમ વીશમા
સૈકાની ઈ. ૧૯૩૯માં પ્રકાશિત બીજી આવૃત્તિનું બીજું મુદ્રણ
વિવરણો પ્રાથમિક પિંગળસંક્ષેપ અને પ્રવેશક સાથે


સંકલનાર પ્રકાશક અને કૉપિરાઈટ માલેક

**બળવંતરાય કલ્યાણરાય ઠાકોર**


અહીં કોઈને કવિ કહેતાં તે શબ્દને જ હલકો કરવા જેવું છે.
—કલાપી

* * *

We live by admiration hope and love : WORDSWORTH

( આશા, રતિ અને ભાવનાભક્તિ જ આપણા જીવનને ટેકવે છે. )

* * *

રૂપપિપાસુ સર્જનવાંછુ
સ્વૈરવિહારી કલ્પનજલ્પનગુંજન;
દિક્કાલાર્ણવસેલન :
—જીવન એ સંજીવન !


ઈ. ૧૯૪૪ રૂ. ૩-૪-૦ સારી વિ. ૨૦૦૦

મેસર્સ ત્રિપાઠી લિમિટેડ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

卐

૨જી આવૃત્તિનું મુદ્રણ ૨જું

ઈ. ૧૯૪૪

---



---

આ પુસ્તક સાધના પ્રેસ[illegible]રામાં કિશનસિંહ ચાવડાએ છાપ્યું અને મેસર્સ [illegible] લિમિટેડ, મુંબઈ ૨ માં પ્રસિદ્ધ થયું, સપ્ટેંબર ૧૯૪૪.

## નિવેદન

બીજી આવૃત્તિનું આ બીજું મુદ્રણ માત્ર છે, નવી આવૃત્તિ નથી. આમાં પ્રથમ મુદ્રણથી ઓછામાં ઓછા (અનિવાર્ય તેટલા જ) ફેરફાર કર્યા છે. સંગ્રહમાં અજ્ઞેયવાદી ઝોકવાળો નમૂનો એક જ હતો; એક આ તક લઇને ઉમેરું છું, ભાઈશ્રી રા. વિ. પાઠકનું એક પદ, જે આપણી જૂની ભજન શૈલીઓમાંની એક જાતિની અમરતા પુનરપિ પુરવાર કરે છે, અને નમૂનાની કુલ સંખ્યા ન વધે માટે એક પ્રતિષ્ઠિત કવિઓમાંના (મ્હારા અધીન મતે) નબળા બંધુની એક (મ્હારા અધીન મતે) અનુકરણિયા જેવી કૃતિને કમી કરું છું. અને થોડી થોડી પંક્તિઓ એ જ નમૂનામાંથી કમી કરું છું. વિવરણ જાતિનાં લખાણમાં વધારતા જવું સહેલું, તેમને ટુંકાવવાં અઘરાં, પણ આ વખતે મેં (ભણકાર ૨જી આ૦ માં કર્યું છે તેમ) સંખ્યાબંધ વિવરણ (કેટલાંક સારી રીતે) ટુંકાવ્યાં છે; કોઈક નવેસર લખ્યાં છે. વિવરણોનાં જે લક્ષણો વડે સમૃદ્ધિની વિશિષ્ટતા ગણાતી હતી, તે તો આશા છે કે ઘટી નહીં ગણાય. ૨જી આ૦ બ્હાર પડતાં મ્હને ચોતર્ફથી ટપકો મળેલો કે આમાંથી પ્રવેશક અને વિવરણનો પિંગળ વિભાગ કમી કર્યો તેથી ચોપડીની ઉપયોગિતા ઘટી છે. એટલે આ પ્હેલી તકે એ બંને વિષયો, ૧લી આ૦ માં હતી તે મર્યાદાઓમાં વળી ટુંકાવીને અહીં પરિશિષ્ટ ૧ અને ૨ રૂપે પાછા ઉમેરું છું. બંનેનો કેટલોક ભાગ તો મૂળ પ્રમાણે શબ્દશઃ છાપુ છું. ગુજ. વ. સોસાયટી પ્રકાશિત 'ગ્રંથ અને ગ્રંથકાર' માળાના મણકા અને એવા બીજા સાધન ગ્રંથો હવે સુલભ છે, એટલે કવિજીવનની સ્થૂલ હકીકત, કવિનાં મુખ્ય પ્રકાશનો, વગેરે કશી માહિતી આમાં આપી નથી.

આ બે આ૦ માં થઈને એક બે કે ત્રણ વાર અમુક કૃતિઓ કે તેમાંના ફકરા લેવાયા છે, તેથી એ કૃતિઓ અમુક અમુક કર્ત્તાના કોપિરાઈટની, ને એમની માલેકીની, એ હકીકત ઉપર કોઈ પણ પ્રકારનો

હુમલો હલ્લો થતો નથી. આવાં સંપાદનો કોઈ પણ જાતની 'બાદશાહી લૂંટ' પણ નથી: આ સંગ્રહ કેળવણી પ્રવૃત્તિ અને સાહિત્યસેવા અને સાહિત્ય પોષણ પ્રચારનો એક જાણીતો અને વધારે વિકસિત કેળવણીતંત્રવાળા દેશોમાં સારી રીતે ખેડાયલો એક પ્રકાર માત્ર છે. આવાં કાર્ય વિષે જુદી જાતની કલ્પના કરવી કે તેના ઉપર કોઈ પણ આળ આરોપણ કરવાં અન્યાય્ય અને અજ્ઞાનમૂલક જ છે. કૉપિરાઇટના કાયદાની કલમોમાં અને તે આધારે મંડાયેલ દાવાઓના ન્યાયાધીશોએ ઇંગ્લાંડ તેમ હિંદમાં આપેલા ચુકાદાઓમાં, પ્રજાહિતની દૃષ્ટિએ જ, પ્રજામાં આવી શિક્ષણકર્ત્તવ્યો અને સાહિત્યસેવા પ્રચારને લગતી પ્રકાશન પ્રવૃત્તિ માટે પૂરતી છૂટછાટ રાખેલી જ છે. વળી આવી પ્રવૃત્તિઓથી જાણીતા થઈ ચુકેલા કવિઓ વધારે જાણીતા થાય છે, નવા અને ઉગતા કવિઓને પ્રસિદ્ધિ મળે છે, વિવરણમાં કૃતિની નબળાઇ આદિ બતાવવામાં આવે તે કારણે ય તે કવિને કશો ગેરલાભ નથી, એનામાં એ નબળાઇ હશે જ તો મિત્રો પ્રશંસકો ભાટચારણાદિના ગમે તેટલા પ્રયત્નો છતાં ય તે વ્હેલીમોડી પ્રકટ થવાની જ. વાચકોને ય તે આવાં પ્રકાશનોથી કોઈ હાનિ નથી લાભ જ સંભવે છે. તેઓ કવિતા વિષે માત્ર દેખાદેખી, જુદા જુદા સમયની ઊર્મિ પ્રમાણે, અગર કોઇ એક વિવેચકની પાછળ તણાવાને બદલે, કવિતા શી વસ્તુ છે, એમાં ગુણદોષ કેવા કેવા આવે છે, તે કેમ પરખાય, એમાં કલા, બુદ્ધિપ્રભાવ, કલ્પનાસર્જન વગેરે એટલે શું; કેટલીક કૃતિઓ વળી કોઇ કોઇ કર્ત્તા લાંબા સમય લગી લોકોમાં સજીવન રહે છે, નવાં નવાં સર્જનો તો વધારે વધારે થતાં જ રહે છે તથાપિ–નવાં નવાં છાપાં જૂનાંને દાટી જ દે છે તેવો કશો ભય એમને નથી, તે એમના કયા ગુણોને આભારી:–વગેરે વગેરે કવિમીમાંસા અને સૌન્દર્યૌદાર્ય નિખાલસતા વાસ્તવિકતાદિની સમભાવી સમઝણ અને મૂલવણીમાં વાચક પોતે સ્વતંત્રપણે શાસ્ત્રીય પદ્ધતિએ અને સપ્રમાણ વિશ્વસનીય તર્કપૃથક્કરણતુલના આદિએ કેળવાતો આવે છે, અને સાહિત્ય અને કલાની આવી આવી ઉસ્તવારી અને સેવાપ્રચારણાથી

જ આ મહામૂલ્ય અસ્થૂલ દ્રવ્યો પ્રજામાં ઝમાને ઝમાને 'તેજસ્વી અને શિષ્ટ તેમ અનુપમ આનંદને ફેલાવતાં રહી શકે છે. કલાકાર સર્જન કરે અને કલાભોગી તેને સત્કારે બંને પ્રવૃત્તિ—સર્જનપ્રવૃત્તિ અને વિવેચનાપ્રવૃત્તિ બંને—પ્રજાના એક જ મનોવ્યાપારના બે પાસાં છે. સર્જકોમાંથી જ કેટલાક શ્રેષ્ઠ વિવેચકો સૌન્દર્યભાવનાના નવા સ્તંભો અને માર્ગદર્શક આચાર્યો બને છે, તે આ એમના અન્યોન્યાશ્રયને આભારી છે.

બેશક, આવી પ્રવૃત્તિઓ માટે કોપિરાઈટ, મત્તા, વ્યક્તિસ્વાતંત્ર્ય આદિને દીર્ઘદૃષ્ટિએ અને પ્રજાહિતાર્થે જ રક્ષતા કાયદાઓએ આંકેલી મર્યાદાઓના પાલનમાં પ્રમાદ થાય, તો તેવા કાર્યને કાર્યકર્તાની વિદ્વત્તા સેવાભાવના પ્રતિષ્ઠાદિ ગમે તેવાં હોય તે રક્ષી શકતાં નથી; કોપિરાઈટ લાઇબેલ વગેરેના કાયદા તેને નડે પણ. અને ધારો કે દાવો મંડાય તેનો ચુકાદો તો તે કાર્ય અને કાર્યકર્તાને નિર્દોષ ઠરાવી વિરમે, તથાપિ એવા મુકદ્દમામાં ખર્ચ અને ખુવારી ભારે થઇ જાય છે, અને એમ એવા એક પણ બનાવથી આવી પ્રવૃત્તિઓને મોટો ફટકો પડે છે, તેની માઠી અસર અનિશ્ચિત મુદ્દત લગી ચાલ્યા કરવી કુદરતી છે. આવી પ્રવૃત્તિમાં પોતાનો ફાળો આપવા વાંછતા સેવાભાવી બંધુઓએ આ મોટા ભયસ્થાનથી ચેતતા રહેવું આવશ્યક છે. અને આવશ્યક બાબતોને જ સ્પર્શી લેવા માટેના આ નિવેદનને પૂરું કરતાં એક સર્વસામાન્ય શુભાશીષ જ ઉચ્ચારું છું, કે ગુજરાતી સાહિત્યવાઙ્મયનું આખું 'ક્ષેત્ર આવી કોઇ આફતમાંથી દાયકા પર દાયકા ઉગરી જજો.

ઈ. જૂલાઇ ૧૯૪૪<br>
વિ. સં. આષાઢ ૨૦૦૦

બલવંતરાય ક. ઠાકોર

---

# અ નુ ક્ર મ ણી

*** કૃતિના સંખ્યાંકને જ તેના વિવરણનો સં
એટલે સંખ્યાંક વડે કૃતિ પોતે અને તેનું વિવરણ બંને

# આપણી કવિતાસમૃદ્ધિ

And I know not if, save in this, such gift be allowed to man,
That out of three sounds he frame, not a fourth sound, but a star.
Consider it well : each tone of our scale in itself is nought;
It is everywhere in the world - loud, soft, and all is said :
Give it to me to use ! I mix it with two in my thought
And, there ! ye have heard and seen : consider and bow the head !

—R. Browning

Thy light alone—like mist o'er mountain driven,
Or music by the night-wind sent
Through strings of some still instrument,
Or moonlight on a midnight stream,
Gives grace and truth to Life's unquiet Dream.
Love, Hope, and Self-esteem, like clouds depart
And come, for some uncertain moments lent.
Man were immortal, and omnipotent,
Didst Thou, unknown and awful as Thou art,
Keep with thy glorious train firm state within his heart.

—Shelley

કરુણ અને કોમલ કવનો કે વીર સમી વીરહાક,
ચેતનવન્તી તુજ વીણા ત્યાં તાર ન એક અવાક,
—ત્હારા શુદ્ધ સનાતન પન્થ હો! ત્હારા યુગ યુગ લે આદેશ!

—ગજેન્દ્ર બુચ

*　　　*　　　*

ઓ માલણ રે! ક્યાં ક્યાં ફૂલ ખિલે ત્હારા બાગમાં?
જગમાલણ રે! કયા કયા ભેદ દિયે તું પરાગના?
ગુલાબ સુન્દર ક્યાં ખિલે?
ચમ્પાપરિમલ ક્યાં મિલે?
મ્હને કહે ને કમલ ઝૂલે કો સલિલે—ઓ મા૦

—સ્નેહરશ્મિ

*　　　*　　　*

મ્હારા અન્તરમાં જ્યોત એક જાગી—સુહાગી કોઇ રશ્મિ ઝીલો　૨૦
જેની દીપ્તિથિ માયા દૂર ભાગી—સુભાગી કોઇ ર૦　૨૦

—ઉપેન્દ્રાચાર્ય

સ્વદેશ સુધારવાની સભાનો છું સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમાં શામીલ છૂં;
ચૌટામાં લુંટાણી મહારાણી ગુજરાતી વાણી,
જાણી તેનું દુઃખ ઘણો દીલગીર દીલ છૂં;
હિન્દી ને મરાઠી હાલ પામી છે પ્રતાપ પ્રૌઢ,
સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથીલ છૂં;
કહે દલપતરામ રાજ અધિરાજ સુણો,
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છૂં. ૩૬

વાણી ગુજરાતી રૂડી રાણી જાણી આજ
હું વજીર તેનો બની કરૂં તેનું શુભ કાજ.

---

## પૂજાલાલ રણછોડદાસ દલવાડી—

### માતૃભાષા

જે ભાષા દેહપિંડે અણુઅણુમહિં આંદોલનો લોલ લાવે,
પ્રાણો કેરે પ્રવાહે મુદિત મલપતી ઊર્મિઓને નચાવે,
હૈયાઊંડી ગુહાએ પ્રતિપળ પડઘા પાડતી, પ્રેમકેરા,
ઉચ્છ્વાસો માનસે જે પ્રિયદ્યુતિ કમલોને સમર્પે અનેરાઃ

ભજૂં તે માતૃભાષા સેવૂં એના પદો સદા,
ચૈતન્યસિંધુમાં એનૂં બઢો માધુર્ય મોક્ષદા. ૮

---

# સ્તબક ૨

## ૧૦ દામોદર ખુશાલદાસ બોટાદકર— ૪

### શત્રુંજય

ભીંજાયેલા ઉરેથી જગત ભિંજવતો ( સ્નેહભીના કવિ શો ),
ભાનુના આગમાર્થે વન ગિરિ નગરો છાંટવા ચિત્ત ચ્હાતો,
મુક્તાના સ્વસ્તિકોથી તૃણ કુસુમ તરૂપત્રને પૂજનાર,
આછેરા અભ્ર જેવો દશ દિશ ધસતો એકલો આ તુષાર.
તે મધ્યે આ હિમાદ્રિવિરહવિપદના શોકથી સ્તબ્ધ જેવો,
ઊંચી દૃષ્ટિ કરીને જનકપથ ભણી ધ્યાનથી જોઇ રહેતો;
દેવો ને માનવોના મધુ મિલન તણા સ્થાન સંકેત જેવો,
દૈવી વૈમાનિકોના વિરતિભવન શો સિદ્ધ શૈલેશ ઊભો.
દેખીને શષ્પ સ્વાદુ, સલિલ બહુલતા, વૃક્ષની વાડિઓ ને.
ઊતાર્યો સ્વર્ગમાંથી નિજ ગજપતિને વાસવે વ્યોમ વાટે;
તે તો સંતૃપ્તિ એવી–અચલ બનિ રહ્યો નંદનાનંદ છોડી !
હારીને ઇંદ્ર પાછો અમરપુર વિષે હા ! ગયો આશ મૂકી !
તો યે વીસારતાં એ ક્ષણ નવ વિસરે આંગણે ઊછરેલો,
પાળેલો પૂર્ણ પ્રેમે, પ્રતિ સમરપથે વાહરૂપે વસેલો;
તેથી પૃષ્ઠે પનોતૂં નગર નિરમિને દિવ્ય દેવાલયોનૂં,
દેવોના વૃંદ સંગે સુરશચિપતિએ શૂં અહીં સ્થાન કીધૂં.
ઓઢેલી ઝૂલ લીલી પદસરણિ તણી મધ્ય રાજે કિનારી,
ને ચારૂ ચોતરાઓ પથિક વિરતિના શ્વેત ગુચ્છા સુહાગી;
ડોલન્તો મસ્ત વાયૂ શ્રમ સહજ હરી સ્પર્શથી શૈત્ય આપે,
ને ઇંદ્રોદ્યાન કેરી કુસુમસુરભિથી દોષ દૂરે હઠાવે.
ઊંચે ઊંચે અહો આ શુચિતર શિખરો લોક બેને વિલોકે,
ધ્રૂજાવીને ધજાઓ કનક કલશની કાન્તિથી ચિત્ત ચોરે;

ને ઘેરો દુર્ગ ઊંચો અટગ સુભટ શો શૈત્ય સન્તાપ સ્હેતો,
રક્ષાર્થે રમ્યતાંની અનિમિષ નયને એક પાદે ઊભેલો.
આ પ્રાસાદો અનેરા કર કઈ કરમાં રાસ રંગે રચીને,
ઊભા દેવાંગનાનાં રસિક હૃદયનાં ઝીલતા ગાન ઘેરું;
ચિત્રોનું ને કલાનું વિવિધ હૃદયના ભાવ ને વૃત્તિઓનું,
સૌંદર્યોનું, રસોનું, ઉચિત ખચિત આ સંગ્રહસ્થાન સાચું.
ગન્ધદ્રવ્યો અમૂલાં કંઈ કંઈ કુસુમો શાન્તિ આપે સુવાસે,
ઘંટાના ઘોર ઘેરા ગગન ગજવતા, સ્પર્દ્ધતા સામસામે:
તો યે એકાન્તનું ને કવિહૃદય તણી વીચિઓ વાધવાનું,
ભક્તિની ભવ્યતાનું અચલ વિરતિનું સ્થાન શોભે સદાનું. ૬૨

---

૧૨ ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ—✓

## ગીરનાં જંગલ

ઘોર અતીવંકી ધરતી ને વંકા પથરાયા બહુ પ્હાડ,
વિકટ અને વંકા પગરસ્તા ગીચ ખિચોખિચ જન્મ્યાં ઝાડ;
ઝરે ઝરણ બહુ નીરતણાં —જો ગાજે જંગલ ગીર તણાં.
ઉતાવળી ને ઊંડી નદિયું સઘન ઘટાથી છાઈ રહે,
કાળાંભમ્મર પાણી એનાં ધસતાં ધમધોકાર વહે;
ઝુક્યા તરુવર તીર તણા —જો૦
શિયાળ સસલાં સાબર હરણાં મનગમતી સૌ મોજ કરે,
વાઘ વરુ ચિત્તા પારાધી શિકારિયોની ફોજ ફરે:
જીવનસાટાં શિર તણાં —જો૦
સિંહ સમા શુરવીર નરોની દુર્ગમ ધરતી શાખ પુરે;
ડુંગરની વિકરાળ કરાડું ઊભા મિત્રવિજોગ ઝુરે
સમરિ ધીંગાણાં ધીર તણાં —જો૦

અજય ખંજરી અજે ભયાનક    પ્રચંડ ઘોષપછાડ તણી,
ઝીલે તેના પડછંદાઓ    પ્રજા અડીખમ પહાડ તણી :
ભીષણ સૂર સમીર તણા —જો૦
બહુ રંગી વન વ્યાઘ્રચર્મ શાં    અંગ ધરી યોગી ગિરનાર,
બહુ યુગથી બેઠો દૃઢ આસન,    પ્રેમભર્યાં કરતો સત્કાર,
સાધૂ સન્ત ફકીર તણા : —જો૦
પુષ્પિત તરુ વનવેલ વસન્તે    નવપલ્લવ ઘેઘૂર બને,
રુંઢ ખાખરા ખિલે કેસુડે    મધુકર ગુંજન છાય વને.
કલરવ કોકિલ કીર તણા —જો૦
સ્વતંત્રતા ને સ્વાભાવિકતા    સુંદરતા સહ રાસ રમે,
ડુંગર ડુંગર દેવ વસે. ને    વિરાગિઓ અલમસ્ત ભમે.
વિસરી જતન શરીર તણાં : —જો૦
મોટી ગોળી સરખાં માથાં    ઊપર સુન્દર ફૂંદાં શીંઘ,
કુંજરનાં બચ્ચાંઓ જેવી    ભેંશુંની બહુ લઈને ધીંઘ,
નેસ વસ્યા આહીર તણા —જો૦
વર્ષાની ઘનઘટા ચડે નભ,    ડુંગર પર વિજળી ઝબુકે,
મેઘદુન્દુભી ગડે ગગનમાં    મત્ત બની મોરા ટહુકે;
ત્રાડન કેસરિ વીર તણાં : —જો૦

---

૧૨ ગજેન્દ્ર ગુલાબરાય બુચ—

## ગિરનારની યાત્રા

ક્ષિતિજમાં કંઈ મેઘ સમો રમે નજર માંડિ જહીં દિનરાત મેં;
અહિં ઉભો પડછંદ પહાડ એ —નમન હો ગરવા ગિરનારને !
મેં સ્વપ્નમાં સુંદર આળખ્યો 'તો ને મોહમાં મેરુ સમો ગણ્યો 'તો;
એ અપ્સરાક્રીડન શૈલ ક્યાં. ને આ આભને યે ભરતો ગિરિ ક્યાં !

પિપીલિકાના ગણ જેમ જાય, અનંત લોકો ઉરમાં સમાય:
પાતાલ ભેદે પદ, ઊર્ધ્વમૂર્ધા, –વિરાટનાં દર્શન આજ લીધાં.
જો પ્રકૃતિતાંડવરાસ આંહી, જો માનવીના ઇતિહાસ આંહી;
આ પત્થરે પત્થર પ્રાણવંતો, આ એક સાક્ષી યુગ કે સ્મરન્તો.

પડળ આંખ થકી ઉતરી ગયાં, અમર દર્શન આજ મને થયાં;
પણ પ્રભો, ચડતાં કયમ ક્ષોભ આ ? જિવન શું મુજથી જિરવાય ના ?
અગર શું કંઇ કાળ રહ્યા છતાં વિરલ યોગ થતાં મન થંભતાં ?
ક્ષણિક ક્ષોભ; હવે ખમવું નહી. ગિરિ ઉભોઃ જઇને શમવું તહીં;
ચડિ જઇશ હવે ભર મોદમાં, શમિશ હું મુજ માતનિ ગોદમાં:
ગહન સાદ હવે શ્રવણે પડ્યા, પરમ ઉન્નત પન્થ મ્હને જડ્યા.
કલ્લોલતાં પંખિ મ્હને વધાવે, ને વાદળીઓ મુજ સંગ આવે;
ના પુણ્ય આવે પળ આ ફરીને, ચડું હવે કાળ ભરી ભરીને.

ઘડિ ઘડી ઘન ધુમ્મસ ઘેરતાં, ઘડિકમાં ગિરિ શૃંગ ગળી જતાં;
ઉઘડતાં ઘનઘોર ઊંડાણ જ્યાં, કયમ ઉભાય અગાધ જ આભમાં ?
અવનિથી કદિ ઉચ્ચ ભૂમિ કો ? નજર આવરતાં ઘન ધુમ્મસો;
જરિક ઝાંખિ થતી નહીં થતી, તુરત ત્યાં સ્મૃતિ માત્ર રહી જતી.
ક્ષણિક આવરણે નવ હું ડરું, તિમિર પાર જવા ડગ મેં ભર્યું;
ઘડિકમાં ઉગશે રવિરાજ જ્યાં તિમિર ઓસરશે મુજ પંથનાં.
ના, ના, હશે, સ્વાગત આ ગિરીનાં, છંટાય જોને મુજ પન્થ જ્યાં ત્યાં
ને પન્થ થાક્યો ગણિ પાઠવ્યા ના શું સ્નાન આ અદ્ભુત સિંચનોનાં !
સદાવ્રતો સ્વાગતના નિસર્ગે એ મંત્ર મૂક્યો ગિરનારશૃંગે;
ને કૈંક સન્તો વ્રત એ ઝિલીને યાત્રાળુને સ્વાગતથી નિમંત્રે.

અધવચે શિર ઉપર આ ઉભો ખડક ભૈરવનો ભય પ્રેરતો;
તહિં ચડી પડતું મૂકતાં મળે નૃપતિનું પદઃ ભાવના ફળે.

પ્રકૃતિ પૂજનમાં પણ વાસનાઃ મનુજને ઉડવા અવકાશ ના.
પતન પામરતા ક્યમ લે વરી ? પ્રભુ પ્રભુ ! જનતા જડ કાં કરી ?
નૃપતિના પદની પરવા નથી; ફરિ ફરી તપ આદરવાં નથી;
નૃપતિ યે અહિં આખર આવિયા, –અમર ભર્તૃહરી તણિ આ ગુહા.

ચડિ ગયો મુજ ધૂન મહીં કહીં, ફફરતી ધ્વજ કોટનિ જો રહી.
ભવનથી ભરચક્ક કોટ એ, નગર જો ગિરનાર તણું દિસે.
અખૂટ લક્ષ્મી, સઘળે સમૃદ્ધિ, ને શિલ્પિયોની બહુ સૂક્ષ્મ બુદ્ધિઃ
એ જૈન કેરાં ધન મંદિરો આ, ચાલો અહીં ચેન મ્હને પડે ના.
આ ખંડિયેરો કંઈ કાળજૂનાં, આજે પડ્યાં એ પણ સાવ સૂનાં:
શું પત્થરોમાં પગલાં પડે ના ? –આ મ્હેલ તો રાણકદેવડીના !
એ અપ્સરા આભથિ ઊતરીને વાસો વસી શું ગિરિના ઉછંગે ?
શું વ્યોમને વીંધતિ વીજળીએ ! ઉભી હશે રાણક આ અટારિયે ?

સૌંદર્ય ને શૌર્ય સહાસતીનાં સ્મરી સ્મરીને ઉર નેહભીનાં;
કુંકે ઉરાડે ગિરનાર એવી સૌરાષ્ટ્રની રાણક એક દેવી.
નમું ત્હને, નમું, પ્રાણ પ્રેરજે, કહણ અશ્રુ તણાં ચઢાણ દેઃ
નવ હવે પળ એક ગાળવી, ક્ષણ મહીં મુજ ભાન ભાળવી.

ઉતરતી અહિંથી વનવાટ આ, વિકટ પહાડ, બધે ઘન શા ઘટા: ૯
કહિં કહીં વનવાનર કૂદતા, કહિં મૃગેન્દ્ર બખોલ ભરી પડ્યા.
ગહન મોહક સુન્દર પન્થ એ, પથિકને પગલે પગલે હસે;
પ્રકૃતિપૂજનમાં ઢળવું નહીં, કઠણ ધ્યેય, વને વળવું નહીં.
કુદિ જઊં ક્યમ કો કવિકલ્પના, પગ દઊં જઈ આભ અગાસિમાં;
ચરણમાં તુજ મસ્તક આ ઢળે, શરણ, મા–મુજ જીવન આ ફળે ? ૧૦

દિઙ્મૂઢ ઊભો, ઉર આ ભરાય; અમ્બાર ત્હારા નહિ જીરવાય:
મા, ચિત્ત આ શાન્ત જરી થવા દે: મા ગોખ ત્હારે જરિ ઝમ્પવા દે

છું ગોખમાં કે ઉડતો હવામાં ? શાં ચિત્ર દોર્યાં મુજ આંખ સામાં !
પ્હણે ગિરીના ફલકે પડ્યો જો શું કોતર્યો કોટ બહુ રૂપાળો !
ને ઊઘડ્યાં નેત્ર પ્હણે ગિરીનાં, એ તો ભર્યાં નિર્મલનીર ચશ્મા.
દેખાય ના શું મુજ બિમ્બ એમાં ? આ કાંકરી શું પડશે નહીં ત્યાં ?

જો કેડરની સુન્દર છાંટ છાંટી રસાળ આ સોરઠની સપાટી;
ત્યાં સાપ જેવી સરતી સરીતા, ને તીર જો સાગરનાં ઝગે ત્યાં.
નજર આમ જરી વળગી ત્યહાં કંઈક ઉન્નત શૃંગ હજી ઉભા;
સરલ સૌમ્ય નથી પ્રદેશ એ, વિકટ એ અવધૂત પન્થ છે.

ગુરુ મછન્દર વંચિત ભેખથી જગવિયા જહને અહાલેકથી;
અડગ યોગિ તપ્યા તપ, એ અહીં ગગનમાં ટુક ગોરખની રહી.
અહિં કમંડલ, જાગતિ આ ધુણી, વસમિ જો ગુરુ દત્ત તણી અણી;
તહિં રહી ટુક કારમિ કાળકા: ભીષણ ભવ્ય શિરો ગિરનારનાં.

ઝળહળે નભ જો રવિ ડૂબતાં ધણધણે ગિરિ, ઘંટ બધે થતા;
ઝિલિશ ઝાલરના ઝણકાર, મા, ઝણઝણે મુજ જીવનતાર, મા !
મા, કંઠ મ્હારો અહિંયાં રુંધાય; મા, આરતી ના મુજથી ગવાય;
મા, આંખમાં અશ્રુ ઊભરાય, મા, ઝાંખિએ શું મુજને ન થાય !
મા, દર્શને હું તુજ દ્વાર આવ્યો, મા, ભાન ભૂલ્યો ભવમાં ભમાવ્યો;
મા, બન્ધ ક્યારે છુટશે, મ્હને કહે ! મા, પાંખ ક્યારે ફુટશે, મ્હને કહે !
મા, દૈત્ય જેવાં દુરિતો દમે જ્યાં, મા, પૂરજે પ્રાણ સદા મ્હને ત્યાં:
મા, બાળ ત્હારો બળ યાચતો આ, તૂં આદ્યશક્તી, જગની જનેતા !
સરસ્વતી ના, સ્તુતિ શી કરું હું ? મા, અલ્પ આ જીવનને ધરું હું:
અબોલ એ અર્ઘ્ય ત્હને ધરીને નમું, નમું, માત, ફરી ફરીને.
ઉતરવાં બહુ સ્હેલ સદા હશે, ઉતરવા અહિંથી પગ ના ખસે:
ગગનચુમ્બિત આ ગિરનાર ક્યાં ?—ખરિ પડું ફરિને ક્યમ ભોમમાં ?

## ૧૨ પૂજાલાલ રણછોડદાસ દલવાડી—

### આબુરાજ

થા ઊંચો, આબુ ! થા ઊંચો, સરણી બન સ્વર્ગની;
તારે માર્ગે ચડે ઊંચે માહત્તા ગુજરાતની.

ધીંગા આ અરવલ્લીના જોદ્ધા સ્વત્વાર્થે ઝૂઝતા:
ફૂંકતો પ્રાણ ત્યાં રૂહેજે. રખે પાવક બૂઝતા.
શ્રમે વા સ્વાર્થલોભે વા ભયે કો પીઠ ફેરવે,
પ્રચંડ પડકારંતો રોકજે નિજ ગૌરવે.

સોનાની મંજરીઓમાં મોંઘેરાં મધુડાં ભરી
આમ્રકુંજોતણા પુંજો આસંત્રે મંજુ ગુંજના;
અને ગહન એકાંતે કોકિલ પ્રેમકૂજને
પહાડને ય ડોલાવે ડુલાવે રસિકાત્મને.
ખોળામાં ખડકોકેરા ચંપા સુવર્ણ જાતના
મ્હેકે મ્હેકે કરે મુગ્ધ હૈયૂં સંચરનારનું.
વાડો તેય ગુલાબોની ગુલ્તાન બનાવતી,
જાઈ જુઈ જનારાને શ્વેતસ્મિત વધાવતી.
ખડકે ખડકે ત્હારે ઝરાની સેર ફૂટતી,
સૂર્યને તડકે મોતીમાળા શુભ્ર બની જતી.

પ્રસિદ્ધ અહિંયાં પુરી હતી વિશાલ ચંદ્રાવતી,
પદે તવ, સુરક્ષિતા તવ ગુરુપ્રતાપે સદા:
પ્રમાર રજપૂત વીર તવ પ્રાણના તેજથી.
થયા પ્રબલ, રાજછત્ર નભનૂં શિરે ધારતા,
અહીં અચલદુર્ગમાં અણનમ્યા રહેલા સદા.

અહીં જ પૃથુરાજ ઇચ્છિનકુમારીના પ્રેમની,
થઈ'તિ રસગોઠડી મધુરવા નિકુંજેમહીં;
અને પરિણમેલ એ સમરભેરિના નાદમાં,—
અદમ્ય ચહુઆણ ને વિકટ ભીમના વાદમાં.
અહીં જ શિશુ મારવાડપતિનો ઉછેરાયલો
અજેય અચલે ગઢે બિરદ ધર્મનૂં રક્ષવા.
સમાન નવ સત્વશાલિ પરમાર રાજા રમે;
પ્રસિદ્ધ સુરતાનસિંહ, મુગલાઇની તેગનું
ન તેજ નમવી શક્યૂં શિર ઉંચૂં લવે જેહનું.
મનુષ્ય–ઇતિહાસ–ગૌરવથકી ય ત્હારું વધે–
સ્વયં સુપ્રતિમા તું ગૌરવતણી ! નડે કાલનો
ત્હને ન ભય લેશઃ —ભવ્ય પડછંદ પાડી રહ્યો
અનેક યુગના અજાણ ઇતિહાસના મૌનનો.
તું અદ્ભુત જણાય એકલ અનેકને ગાંજતો,
નમાવત શિરો પદે, નયન ઓજથી આંજતો.

આવો ત્હારો પરમ મહિમા, તોય તૂં નમ્રતાએ
નામે ઊંચું શિર જગગુરુ દત્તને પાય કેવો !
ધારે માથે રજ, નયનની ધારથી ચાખડીને
ધૂવેઃ નામે ગુરુશિખરના તારકા તેજ તૂંયે.

હિમાદ્રિ ના, કિંતુ મહાપવિત્ર
ત્હને વસિષ્ઠે ભૃગુએ ય સેવ્યો,
તીર્થંકરો એ શિવ તીર્થવંતો,
અનંત આભે નિજ મિત્ર માન્યો.

ગૂઢ તારી ગુહાઓમાં સિદ્ધ જોગીશ્વરો મુનિ
જ્યોતિઓ ઝીલવા પેઠા, બેઠા આસન આદરી.

એમનાં રાત્રિને હૈયે જાગતાં તેજ ઓપતાં;
ધન્ય હો પુણ્યશાલીને એ જ્યોતિર્દર્શનો થતાં.

સાૈંદર્ય ત્હારૂં નિરખી નિરાળૂં
કલાતણી મંગલ દેવતાનં
વિમુગ્ધ હૈયૂં થયું, પાય માંડે
લક્ષ્મી કલાની તવ આંગણાએ.

દેલવાડાતણાં દેરાં આરસરચિયાં રુડાં
સોનામૂલ કલાકેરાં બન્યાં ધામ અજોડ શૂં !
આશ્ચર્યે કરતાં મુગ્ધ આંખ પારખનારની;
અચલે ય વળી બીજાં આકર્ષીને લઈ જતાં.

તીર્થંકરોએ તહિં વાસ કીધો;
કલાતણાં વસ્ત્ર દિગંબરોએ
ધર્યાં હરંતાં તપતાપ તાના,
સૌંદર્ય-આનંદતણાં પ્રદાતા.

નિસર્ગસુંદરતાએ સમૃદ્ધ, મનુજે રચિત કલાશાલી.
આબુરાજ ! રઢિયાળા તુજથી ગુર્જર ધરા સુધન્યા આ
વંદન આબૂરાજ ! વંદન વ્હાલપનાં ત્હને:
ખડો રહી અમ કાજ અહિત ધસારા વારતો.
ગુરુમહિમાનાં ગાન ગુણિયલ નિત્ય ગજાવતો.
ચહૂં એક વરદાન, અચલગઢો દે આત્મના.
વંદન આબૂરાજ ! વંદન વ્યોમનિમગ્નને;
અંજલિ અર્પૂં આજ ઝીલ ગુર્જરી બાલની !

## ૧૪ ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી.

### વૃષ્ટિ પછી કુદરતનું સૌન્દર્ય.

× × ×

વળી ખ્હણે શી સુંદર જાળી શ્વેત મેઘની
પડી રહી છે ! વળી અગાડી ધીર સમીરે
સરવર ઉપર રમ્ય રચેલી નાજુક લહરી
વાંકીચૂંકી એક બિજાની આગળ પાછળ
કે સંધાતી, કંઇ તૂટતી, ધીમે ધીમે
પ્રસરે તેવિજ પાડિ મેઘમાં ભાત શિ દીસે
લ્હેરિયાંનિ આ ! સ્તંભ સમાંતર મોટ મોટ બનિ
વ્યોમઘુમટને ધરી રાખવા ખ્હણે રહ્યા છે,
પણ એ પાછા ગતીમાન આ થયા જ હિસતા
રવીરાજની પાસે આવે. ગજગતિથી ગજ
ચરણ સમાન શું ? પણ અંધારૂં આગળ આ શૂં
થતૂં દિસે છે ? હાં, હાં, એ તો સલિલભારથી
શ્યામ ચળકતો, મૃદંગ સ્વર્ગનિ નિકર રતીની
બની ગાજતો મંદ્ર મનોહર, પવનપીઠ પર
બેસી દોડે સાર્થ પયોધર. બિજા મેઘને
ભેટી કરતો લીન સ્વહૃદયે, થાકિ ગયેલા
ઉષ્ણરશ્મિને ખભે સુવાડી. વધ્યો અગાડી.
દિગંત સર્વે હિવાજ છાઈ ! મેઘ, ધરા, રવિ,
તારા, ને નભ, સર્વ આજ રતિ હૃદયે ગ્રહિને
એકરૂપ જો થયાં જ, તેનૂં દિગંતવ્યાપી
શરીર જળધર કૃષ્ણવિષ્ણુ રુપ આ છે નક્કી !
સ્નેહ એકલો એને ચિત્તે, સ્નેહ એકલો
એને ચિત્તે, – તે જ સ્નેહને દેખી મ્હારા

ઉરથી ઉછળયો સ્નેહ નક્કિ આ! સ્નેહ, લક્ષ્મિ, ને આનંદનિ આ ત્રિપુટી આજે એક બિજાને બાઝીને, વા એક બિજામાં લીન થઈને, એક બિજામાં શિવાઇ જઇને આજ રહી છે! નથી હૃદય મુજ ભુવનથિ જૂદૂં, નથી ભુવન વા મુજથી જૂદૂં! એક, એક, આ સર્વ ભુવન છે. ભુવન લક્ષ્મિ આનંદ એકઠાં ગાન યોગમાં લીન બની જશ રતિનાં ગાતાં! નહિં હૂં પણ કે મુજને દેખૂં! અંધ બની રતિકીર્તિ ગાઉં છૂં!

ગાઉં છૂં રતી સજિ રે!
વિશ્વમાં રતી ઘણી હજિ રે!

વળી વીજળી એ જ મેઘમાં શી આ રમતી! મૂજ ચિત્તમાં ઘડી હર્ષ ને ઘડી શોક ઉઠિ સકળ ભુવનને નીજ રંગથી રંગે તેમ જ,— ચપલા આ પણ રસધર ઉરમાં તિરોહિત થૈ અંધકાર ભરિ ઘોર દશે દિશ, વળી અચિંતિત કરિ ચમકારો, મેઘ કોયલા પર ભભકાથી સળગી ઉઠી, દિશા સગડિમાં રમણિય ભડકો બની અધઃશિખ, મેઘતિમિરથી રાત્રિ થયેલી તેને મધ્ય દિવસ કરિ નાખી, તથાંપિ રવિ હજિ અસ્ત નથી ને કિરણ તે તણા રસળે ભુવને તેથી ઝાંખી (દિવસચંદ્રની પેઠે) દિપતી, શાંત થૈ ગઈ શી એ પળમાં! તિમિર સાથ એ આલિંગન દઇ નક્કી પેઠી હૃદય તે તણે!

જો ! જો ! જો ! આ તુટી પડ્યો શો મેઘ જોરથી,
નભકટિપરથી પ્રસારિ લાંબા ધારા–કરને,
ધરતીને ઝટ બાઝી પડવા !
અહો પવન પણ
વચ્ચમાં આવી સુ સુ સુ સુ કરતો ઝટ ઝાપટી
ગભરાવી લઇ લેઇ બાથમાં ધારાપટને
શો આ દોડે. હા હા હા હા કરિને હસતો
ઉચ્ચ સ્વરથી ! અરે, મુકી આ પાછો દેઈ
તેને ચાલ્યો અવર દિશામાં માતરિશ્વ, ને
મંદ ઝાપટું પડી ગયું, તે રુમઝુમ રુમઝુમ
રુમઝુમ કરતું, થાકિ હાંફતું હળવે હળવે
પાછું પરિ એ જાય ભૂમિ ભણિ.
જિવતો રહેજે
જિવતો રહેજે અગણિત વર્ષો વિષે તું રસધર !
સ્નેહગર્ભ તું: ત્હારી પેઠે, જો ને, આજે
ભુવન સર્વ છે; અમીદૃષ્ટિ તે ઉપર કરી તું

રાચ ! રાચ રતિ સજિ રે !
વિશ્વમાં રતિ ઘણી હજિ રે !

પડી રહ્યો એ મેઘ એટલે શાં ખેચરનાં
ટોળેટોળાં સ્વતંત્ર થાતાં સ્વ-સુખ કેરા
અંક વિષે કરિ કલ્લોલથી કોલાહલ કરતાં
આવે પાછાં ! હર્ષપ્રમત્ત બનીને આવે,
એકબિજાને અંટીવાળે, ઉડે ઉપર ને
નીચે પાછાં ! ચક્રગતિ કરિ રાસ રમી ગીત

૨૦ અભિજાત યુવાન સમો હયથી ઉતરી નભમાં ચડતો ક્રમથી;
ગગનોપવને હિમરશ્મિ ફરે સરના હૃદયે પણ રૂપ ધરે.
૨૧ મેઘના વિવિધ ગુલ્મની મહીં ચંદ્રમા વિચરિ વેગથી ઉભો
ચોકમાં ગગનના, હૃદે ધરે મૂર્તિ એ જલમથી વિયોગની.

આકાશે તો ચંદ્રમા થંભિયો ને
તેજોરૂપે અંતરિક્ષે ખડું છે:
થંભે ધીમે ડોલતી નાવડીઓ
ના થંભે ત્યાં હૃદયરસને વર્ષતી સૂરમાળા.

કહે કવિજનો સદા શ્રવણરમ્ય શબ્દોમહીં
વ્યથા જ વિખુટાતણી નિરખિ ભાવ સૌન્દર્યનાં :
યથાર્થ ! નિરખી સુધાકર સુધા બધે વર્ષતો
મ્હને ગમગિની દમે, સ્મૃતિ ભરાય વ્હાલાં થકી.

વાદળું શ્યામ આવંતાં ઢંકાતો ચંદ્રમા જરા;
નયનો તો ય શોધે છે સૌન્દર્યમૂર્તિને નભે.

---

૨૬ મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)—

## સાગર અને શશી

આજ મહારાજ જલ પર ઉદય જોઇને
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે,
સ્નેહઘન, કુસુમવન વિમલ પરિમલ ગહન
નિજ ગગનમાંહિ ઉત્કર્ષ પામે :
પિતા, કાલના સર્વ સંતાપ શામે–
નવલ રસ ધવલ નવ નેત્ર સામે, પિતા,
કાલના૦ ૧

જલધિજલ દલ ઉપર દામિની દમકતી,
યામિની વ્યોમસરમાંહિ સરતી;
કામિની કોકિલા કેલિકૂજન કરે
સાગરે ભાસતી ભવ્ય ભરતી :
પિતા, સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી—
તરલ તરણી સમી સરલ સરતી, પિતા,
સૃષ્ટિ સારી૦ ૨

---

**૧૭ ઉમાશંકર જેઠાલાલ જોષી :**

## નિશીથ

નિશીથ હે ! નર્તક રુદ્રરમ્ય !
સ્વર્ગંગનો મોહત હાર કંઠે, કરાલ ઝંઝા ડમરૂ બજે કરે;
પીછાં શીર્ષે ઘૂમતા ધૂમકેતુ, તેજોમેઘોની ઊડે દૂર પામરી,
હે સૃષ્ટિપાટે નટરાજ ભવ્ય !

ભૂગોલાર્ધે પાયની ઠેક લેતો; વિશ્વાંતના વ્યાપતો ગર્ત ઊંડા :
પ્રતિક્ષણે જે ચકરાતિ પૃથ્વી, પીઠે તેની પાય માંડી છટાથી,
તાલી લેતો દૂરના તારકોથી.

ફેલાવી બે બાહુ બ્રહ્માંડ ગોલે, વિંઝાઇ રહેતો ઘૂમતી પૃથ્વિ સાથે:
ઘૂમે સુઘૂમે ચિરકાળ નર્તને, પડે પરંતુ પદ તો લયોચિત
વસુંધરાની મૃદુ રંગભોમે, બજંત જ્યાં મંદ્ર મૃદંગ સિંધુના.

પાયે ત્હારે પૃથ્વિ ચંપાય મીઠું, સ્પર્શે ત્હારે તેજરોમાંચ દ્યૌને.
પ્રીતિપ્રોયાં દંપતીઅંતરે કો વિકારવંટોળ મચે તું-હૂંફે.

નિહારિકાનાં સલિલે ખેલનારો, લેનાર જે તાગ ઊંડા ખગોલના,
રંકાંગણે તું ઉતરે અમારે !

દીઠો ત્હને સ્વૈર ઘુમંત વ્યોમે, અગસ્ત્યની ઝુંપડિએ ઝુકંતો,
કે મસ્ત પેલા મૃગલુબ્ધ શ્વાનને પ્રેરંત વ્યોમાંત સુધી અકેલ.
સપ્તર્ષિનો વા ફરિને પતંગ, ચગાવિ ધ્રૂહેના ધ્રુવ શું રમંતો.
પુનર્વસૂની લઈ હોડલી જરી, નૌકાવિહારે ઉરને રિઝાવતો.
કે દેવયાની મઢિ જૈ ઝુલંતો.

દીઠેલ હેમંતમહીં વળી મઘા તણું લઈ દાતરડું નિરંતર
શ્રમે નભક્ષેત્ર તણા સુપક્વ તારાકણો–ધાન્યકણો–લણંતો.
ને વર્ષામાં લેટતો અભ્ર ઓઢી, હે રૂપોમાં રાચતા નવ્ય યોગી!

નિશીથ હે! શાંતમના તપસ્વી! તજી અવિશ્રાંત વિરાટ તાંડવો,
કદીક તો આસન વાળિ બેસતો હિમાદ્રિ જેવી દૃઢ તૂં પલાંઠિએ.
ઉત્ક્રાંતિની ધૂણિ ધખે ઝળાં ઝળાં, ઉડુસ્ફુલિંગો ઉડતા દિગંતમાં.
ત્યાં ચિંતવે સૃષ્ટિરહસ્ય ઊંડાં, અમાસ અંધારતલે નિગૂઢ તૂં.
અને અમે માનવ મંદ ચેતવી દીવો ત્હને જ્યાં કરિયે નિહાળવા,
જૃંભાવિકાસ્યૂં મુખ જોઈ ચંડ ત્હારૂં દૃગોથી રહિયે જ વીંટી
ન્હાની અમારી ઘરદીવડીને; ને ભૂલવાને મથિયે ખિલેલું
સ્વરૂપ ત્હારૂં શિવરુદ્ર વ્યોમે.

સંન્યાસી હે! ઉર્ધ્વમૂર્ધા અઘોર!
અંધાર અર્ચેલ કપોલ ભાલે, ડીલે ચોળી કૌમુદિ શ્વેતભસ્મ,
કમંડલૂં બંકિમ અષ્ટમીનૂં કે પૂર્ણિમાના છલકંત ચંદ્રનૂં.
કરે રસપ્રોક્ષણ ચોદિશે, જે સ્વયં ચરે નિઃસ્પૃહ આત્મલીન,
દ્વારે દ્વારે હૂકતો ભેખધારી!
પ્રમુગ્ધ કોઇ પ્રણયી યુગોનાં
ઉન્નિદ્ર હૈયાકમલો વિષે મિઠો ફોરાવતો ચેતનનો પરાગ,
સ્વયં સુનિશ્ચંચલ. અન્ય કેરાં રાગે કરી અંતર મત્ત ચંચલ.
ખેલંદા હે શાંત તાંડવોના!

મ્હારા દેશે શાશ્વતી શર્વરી કો, નિદ્રાઘેરાં લોચનો લોક કેરાં,
મૂર્છાછાયાં ભોળુડાં લોકહૈયાં:
તે સર્વ ત્વન્નીરવનૃત્યતાલે ન જાગશે, ધીનટ હે વિરાટ ?
મ્હારે ચિત્તે મૃત્યુઘેરી તમિસ્રા, રક્તસ્રોતે દાસ્યદુર્ભેદ્ય તંદ્રા.
પદપ્રપાતે તવ, હે મહાનટ, ન તૂટશે શું ઉરના વિષાદ એ ?
તાલે તાલે નૃત્યના રક્તસેણે સંગીત આંહી શું નહીં સ્ફુરે નવાં ?
શ્રાંતોને તું ચેતના દે, પ્રફુલ્લ શોભાવતો તું પ્રકૃતિપ્રિયાને,
ને માનવોની મનોમૃત્તિકામાં સ્વપ્નો કેરાં વાવતો બી અનેરાં.
તું સૃષ્ટિની નિત્યનવીન આશાઃ ન આટલું તુંથિ થશે ? કહે, કહે,
નિશીથ, વૈતાલિક હે ઉષાના !

---

## ૧૮ ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર '(સુંદરમ્):'

### બહુરૂપિણી

તૂં તો અજબ વેશધારી, અનંત રૂપવાળી, બહુરૂપિણી:
છંદ છંદ નાચે તું ન્યારી, દેવોની દુલારી, બહુરંગિણી—ધ્રુવ.

પાંપણને પલકારે ભરતી ત્રિલોક તૂં,
અંકે મયંક મઢ્યું વ્યોમ ત્હારે ઝોકતું,
વૃંદના વિહાર ત્હારા ત્રિભુવન વિલોકતૂં:

સાગરની સુંદરી હલેતી, દર્શનિયાં દેતી, બહુરૂપિણી:
કોનાં ઓવારણાં લેતી, એ વાત જા કહેતી, બહુરંગિણી ! ૭

ઘેરા આકાશપટે છાયા ઘનસ્યામની,
સવિતાનાં તેજ ઝીલી ઝબકતી ભામિની,
રંગ છોળ ફેંકતી આ, વ્યોમ કેરી સ્વામિની:

Artist never repeats himself
God was created in the image of man



ઝૂલે દિશાઓને ઝોલે, દિગંતો ઢંઢોળે, બહુરૂપિણી:
છૂપી પ્રકટ રંગ ઢોળે, ક્ષિતિજોને ખોળે, બહુરંગિણી!

આછી તરંગમાળ દરિયાની લ્હેરતી,
પાંખો પસારી ઊડે, પીંછાં શી વેરતી,
પીંજેલા પોલ સમી આભ બધો ઘેરતી:

છૂટે અંબોડલે છકેલી, ઓ રૂપકેરી વેલી, બહુરૂપિણી:
આછેરી ઓઢણી સંકેલી ઉડે રંગ રેલી, બહુરંગિણી!

ભગવાં ભભૂત ધરી ભીખે શું જોગણી,
કુંકુંની આડ તાણી ભાલે સોહાગણી,
ગાલે ગુલાબભરી કન્યા કોડામણી:

ઘૂમે તું કોણ ભેખધારી, વૈરાગણ સંસારી, બહુરૂપિણી:
રંગની ઘડેલી કુમારી, અલખની કુંવારી, બહુરંગિણી!

સંધ્યા ઉષાના આ રંગભર્યા કુંડ જો!
હાથે આ વાયુઓની પીંછીઓના ઝુંડ જો!
લીધા પ્રતીક કાજ પૃથ્વીના ખંડ જો!

ખોલ્યો આકાશપટ પ્હોળો, ત્હેં કૂચડો ઝબોળ્યો, બહુરૂપિણી!
રેખાનો રમ્ય રાસ દોર્યો, જીવનરંગ ઢોળ્યો, બહુરંગિણી!

માનવનાં નેણમાં ન વેણમાં સમાતી,
સાત સાત રંગમાં ન ઝાલી ઝલાતી,
કલ્પનાની ડાળ ત્હારા ભારથી દબાતી;

પલટતી વેશવર્ણકાયા, ત્હેં વિશ્વો સર્જાવ્યાં, બહુરૂપિણી:
પાથરતી પ્રાણભરી છાયા, ધરતીની ધન્ય જાયા, બહુરંગિણી!

## ૧૯ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા:

### પ્રકૃતિ રહસ્ય અને માનવબાળ

જો ! જો ! પેલો ઘુઘુઘુઘુઘુઘૂ નાદ ગંભીર બોલે, ભષ્ટા,
ઊંડો પેસે મુજ હૃદય ને શાંતિનૂં નીર ડોલે,
ને થાયે ત્યાં પ્રતિરવ કંઈ ઊપની ઊર્મિમાળા;
ક્યાંથી પામ્યો અતિગહન આ શક્તિઓ સિંધુ કાળા !
ઊંડા એ નાદના અર્થો ઉકેલી ના શકૂં કંઈ;
છાયા માત્ર દિસે ઝાંખી, સ્પર્શતાં તે ઉડી ગઈ.
સ્વપ્નસંસ્કાર એ સર્વ વાંકાચૂંકા ગૂંથી રમું;
હૃદયોર્મિતણા બિંદુ ઉછાળૂં સ્વલ્પ એમ હૂં.

ધરા ઉછંગે લવિ મંદ વાણી,
મનુષ્ય જાગ્યો નવજન્મ પામી,
તે કાળ પૂર્વે પણ નાદ આ તો
ગાજી રહ્યો ગહન ગાન અનાદિ ગાતો.

ધરા વિષે માનવકેરિ વાણી,
વિલુપ્ત થાશે સ્થિર મૌન પામી;
તેની પછી યે ગુરુ નાદ આ તો,
જો ! જાગશે ગહન ગાન અનંત ગાતો.

તથાપિ સિંધૂ જનમ્યાનિ પ્હેલાં,
અને લયે સિંધુ વિલુપ્ત થાતાં;
ગાજ્યો હતો ને વળિ ગાજશે જો !
સિંધૂ સનાતન તણો ઘન નાદ બીજો.

Our sweetest songs are those that tell of saddest thought.



*ગરબી.

સુંદર

ઓ ગિરિકોકિલ તૂં !

શું અદ્ભૂત રેલે ગાન ઓ ગિરિકોકિલ ! તૂં,
તુજ ગૂઢ અર્થનૂં જ્ઞાન પામું ન કો દિન હૂં;
મેઘ શિખર છુપિ ચંદા વરસે સ્મિત અમિધાર અનંત રે,
ને ગિરિ, તરુ, જળ મત્ત જ ઘૂમે, એવું ગાન રેલંત ઓ ગિરિ૦

લતા માધવી ઉછંગ ઉછળી કળી રમે લાજાળ રે,
સુગંધ ને સ્મિત ચોગમ વેરે. એવિ મધુરરવધાર ઝરે ગિરિ૦

ટિટૂ ટિટૂ ગાન કુંડાળે ભમંતૂં નભ મોઝાર રે;
ગિરિશૃંગોમાં ધ્વનિ દઈ દઈ રમ્ય રજતરણકાર કરે ગિરિ૦

મધ્યરજનિ ચાંદનિમા ચળકે, સાગરને ગુંચવાયૂં રે,
ધુમસ રુપેરી, તે પર તરતૂં ગાન ચમકતૂં આવ્યૂં જો ગિરિ૦

પ્રિય સહચરીને શૂં તૂં શોધે ગાન ગાઇ વનવનમાં રે ?
તે થકિ શૂં કંઇ મધુર ગાનને રંગે ભાવ કરુણમાં ઓ ગિરિ૦

અવિરત મધુરા ગાનતણી તુજ કવિતા કદિ ન સુકાય રે,
એ અદ્ભુત ગુણ ક્યાંથિ સાંપડ્યો ? મધુર જ મધુર જ ગાય ઓ ગિરિ૦

માનવજીવનના સુર ઊંડા પ્રફુલ્લ ને વળિ ઘેરા રે.
તે સર્વેનાં રહસ્ય સાચાં વાંચિ શકે જ અનેરાં– તે ગિરિ૦

નૂતનઘન રંગે રંગીલી સંધ્યા લટકે આવે રે,
મધુર અનિલ ઉચ્છ્વાસથી કરતી અધરસ્પર્શી ભાવે ઊંચા ગિ૦

તોય અડગ ગિરિ સમાધિ ન તજે, તે ગિરિ પણ દ્રવ ધારે રે,
જેહ વેળ સુરસુંદરી સંધ્યા લલિત સુરો લલકારે આ ગિરિ૦

ગૂઢ શક્તિને ગૂઢ અર્થ તુજ કળી શકૂં શી પેર રે ?
ગૂઢ બને ગિરિવર જ્યાં પીતાં અવિરત અમિરસલ્હેર તુજ ગિરિ૦

* અલબેલી રે આંખે માત–એ ચાલ.

રાગ મ્હાડ

ભૂરા વ્યોમ વિષે ગિરિરાજ એ! છાના લેખ લખે શા આજ? ઊ જ
મેઘમાળ તુજ કંઠ વળગતી તેને ન જોતાં લગાર;
ઊંચા ઊંચા ભૂરા વ્યોમ વિષે તૂં લેખ લખે હજાર રે!
છાના લેખ લખે શા હજાર!
આવી પડતી ઉછંગમાં રે કાંઈ હસતી ધુમસની હાર,
પ્રતિહાસ તેને ન દેતો તૂં તો ઊંડા મૌનતણો ધરી ભાર રે!
છાના લેખ લખે શા અપાર!
નાદ સનાતન સિંધુતણો રેડી રેડી હૃદય મોઝાર,
ધોળી ધોળી ગાન અંતરમાં રચ્યૂં તેનો કરે ઉદ્‌ગાર રે,
છાના લેખ લખે ગિરિરાજ.
શ્યામ રજનિ નિજ અંગુલિ નચવે વ્યોમપટે જે વાર,
તારકમય ગાન ચમકી એ રૂહે તોયે વાંચી શકું ન લગાર રે,
ઊંડા લેખ લખ્યા ગિરિરાજ.
ગૂઢ અર્થ તમ હૃદયતણા પછી કેમ ઊકેલૂં હું બાળ?
દીન બની લહું આનંદ ઊંડો ઊંડો માનૂં ઉપકાર રે,
સિંધુ, કોકિલ, ને ગિરિરાજ!

---

## ૨૦ જેઠાલાલ ના. ત્રિવેદી

### સમુદ્રને

દીધેલ ત્હેં અમિ પિયુ મળિ દેવલોકે,
ને દ્વાર આ અમતણાં હજિ મૃત્યુ રોકે,
દીધો મનોહર મહા વળિ ચંદ્રમા તે
આવે ન કામ અમને કદી કૃષ્ણ-રાતે.
મોહાવતી મન ત્રિભુવનનાં રૂપાળી,
સૌંદર્યમાં કમલ-સત્વ સમી સુંવાળી

દીપેલ અદ્રિસ તુજ કો જાણુ વિષ્ણુ જેવા
સેઈ જતા, અવરને મળતી ન જોવા.
ના રત્ન કો' તુજ તણાં અમ રંકભોગ્ય,
તૂં ગર્વથી ઉછળતો દિસતૂં અયોગ્યઃ
—ત્યારે કહું ક્યમ તને દીન–હીન વ્હે ?
ખારાશ જે હૃદયની ગમતી તને ના,
જેને કલંક કટવું 'દધિ ! તૂં ગણે છે,
'મીઠું' બની અમ જગે રસ તે ભરે છે. ૧૪

---

## ૨૧ ઉમાશંકર જેઠાલાલ જોષી

### બળતાં પાણી

નદી દોડે, સોડે ભડભડ બળે ડુંગરવનો:
પડે ઓળા પાણી મહિં સરિત હૈયે સળગતી;
ઘણું દાઝે દેહે તપિ તપિ ઉડે બિંદુ જળનાં,
વરાળો હૈયાની પણ મદદ કૈં ના દઈ શકે.
જરી થંભી જૈને ઉછળી દઈ છોળો તટ પરે,
પહાડોને છાંટી શિતળ કરવાનું નવ બને.
અરે ! જે પ્હાડોએ નિજ સહુ નિચોવી અરપિયું
નવાણોમાં તેને સમય પર દે બુંદ ન શકે.
કિનારાની આંહી જડ કઠણ માઝા ક્યમ કરી
ઉથાપી સોંપીને સ્વજન દુખને શાંત કરવું ?
નદીને પાસેનાં સળગિમરતાંને અવગણી,
જવું સિંધૂ કેરા અદિઠ વડવાગ્નિ બુઝવવા !
પછી ત્યાંથી કો'દી જળભર બસે વાદળ બની
વહી આવી આંહી ગિરિદવ શમાવાનું થઈ રહે !
અરે ! એ તે ક્યારે ? ભસમ સહુ થૈ જાય પછીથી ? ૧૫

---

૨૨ દુર્ગેશ તુલજાશંકર શુક્લ :

## લાવા

પૃથ્વી, પેટાળ ત્હારે દવ નિત સળગે અંતરે, તોય ત્હારે
હાસે શે ફૂંપળો આ હરિત મૃદુલ રે? અંકુરો કેમ ફૂટે?
મ્હારે હૈયે ય લાવા પ્રતિદિન પ્રજળે, ના શમે ક્રોડ વાતે,
ખાળે ઊર્મિ, મધૂરાં સ્વપન, પ્રિયતણી સંસ્મૃતી રમ્ય–ઓ રે?
માતા, આ રંક હેડું ગુરુપદ લઇ કો ભાવ ઉદાત્ત પૂરો;
લાવાની ઝાપટે જ્યાં ઉર ટસટસતું,—શોચને હાસ વેરો!

---

૨૩ પ્રહ્લાદ જેઠાલાલ પારેખ :

## જલધિમોજ શો

તુટો નવ તુટો પહાડ, કણુ વા ખરો ના ખરો,
નહી જલધિમોજ એ કદિ ય ચિત્ત ચિંતા ધરે;
પ્રફુલ્લ મુખ ઊરગીત સહુ અંગથી નાચતાં
વહી સતત ઝીંકડે ભિષણ પર્વતે આથડે.
હું યે જલધિમોજ શો કયમ કદી ય ચિંતા ધરૂં,
તુટે મનુજ દુઃખનો અડગ શો ઉભો પ્હાડ આ?
ઉરે હું લઇ ગીત ને સ્મિતતણી ધરી દીવડી
યુગોયુગતણા પહાડ પર હું પડું આથડી!



# સ્તબક ૩

## ૨૪ હરગોવિન્દ પ્રેમશંકર કવિ—

### કવિ અને જગત વચ્ચે વિરોધ

સુણું ક્યાં પ્રેમનું ગાણું  મળે ક્યાં ઊરની મિજલસ ?
વહે ક્યાં ભાવ દિલતખ્તે ?  —બતાવી દે તું એ કિસમત !
વદી તૂં દે અરે ઓ આભ !  ખલક સારી જ ત્હેં વીંટી,
દિઠી છે એવિ ત્હેં દુનિયા  દિલે દિલ પૂર ઝીલે જ્યાં ?
ગજાવે ઇશ્કને નામે  અરે દરિયા ! બધા કાંઠા,
દિઠું ત્હેં કોઇ બંદર, જ્યાં  પિછાણે દિલ તલપતું દિલ ?
ધરી ખુશબો ફરે દિનરાત  સદાગતિ, બોલ એ ક્યાં કુંજ,
સલૂણાં ઊર ઉર સાથે  ગળે લાગે જ્યહાં સાચે ?
અમી વર્ષાવતી ચંદા,  જુવે છે ગુહ્યતમ ખૂણા,
કહે ત્હેં એવું દીઠું ક્યાં  દિલે દિલ જ્યાં રમે ખુલ્લાં ?
નહી ઇર્ષ્યા, નહી તૃષ્ણા,  પ્રવૃત્તીના નહી પાખંડ,
સુહાતાં હેત હૈયાનાં  મળે ક્યાં કહે મ્હને કિસમત ?
સરવમય જ્યાં બને એકેક  સરવમાં સર્વ ગળિ જાતાં,
જુદાઈ ના, નહી શંકા,  જનો એવાં કયહાં, કિસમત ?
ખુદાઈ ઇશ્કનૂં ટીપૂં  પડયૂં ઉર તે બહેલાવે ઉર,
અરે તારા અમર બોલો,  હતૂં કો કાળમાં એવૂં ?
હશે એવૂં કયહાં આજે ?  થશે વા એહવૂં ક્યારે ?
—ન બોલે કો, ન જાણે કો,  પિછાણે કો ન ઊર્મી આ !
અરે ઓ ઊર ! તૂં એકલ  ખુદાઈ ઇશ્ક કેરી એ
ધરે આશા ! ઝુરે એકલ !  —દિસે છે એ જ તુજ કિસમત !

## ૨૫ મગનભાઈ ભૂધરભાઈ પટેલ (પતીલ):

### સદ્ભાવના

ના મ્હારે તુજ ભેટ બક્ષિસ ન વા ત્હારી કૃપા જોઇએ;
હૂં એવો નહિ રંક કે અવરની મ્હારે દયા જોઇએ.
આવ્યો છૂં લઈ નગ્દ હાથ, કરવા સોદો મ્હને ભાવતો,
રાજા ચોર લિયે હરી નહિ કદા એવી મતા જોઇએ.
આપે તો ગુજરાન આપ મુજને, મ્હારી લઈ ખાતરી,
થોડા આપ દિનો વળી સુખ તણા, ના વાસના જોઇએ.
જો તૂં દાન કરે મ્હને, ભગવતી, દે દાન હૈયાતણું,
હૈયૂં સાફ પરંતુ કાચ સરખૂં તે હોવું, હા, જોઇએ,
જેમાં જોઈ શકૂં મુહબ્બતતણી તસ્વીર ખેંચાયલી.
થા મ્હારી, જન આ નિખાલસતણી જો ચાહના જોઇએ,
જો કે ના મુજ માગણી તુજ કને, સંકોચ જેનો તહને;
રે, ઝાઝૂં તુજ પાસ હોય નહિ તો સદ્ભાવના જોઇએ. ૧૨

---

## ૨૬ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા ("બાળ" "મસ્ત")

### ગઝલ

ગુજારે જે શિરે ત્હારે જગતનો નાથ તે સ્હેજે:
ગણ્યૂં જે પ્યારું પ્યારાએ અતિપ્યારૂં ગણી લેજે.
દુનીઆની જુઠી વાણી વિષે જો દુઃખ વાસે છે,
જરા યે અંતરે આનંદ ના ઓછો થવા દેજે.
કચેરીમાંહિ કાજીનો નથી હીસાબ કોડીનો:
–જગતકાજી બનીને તૂં વહોરી ના પિડા લેજે.
જગતના કાચને યંત્રે ખરી વસ્તૂ નહીં ભાસે:
ન સારા કે નઠારાની જરાયે સંગતે રહેજે.

## ૨૯ રામનારાયણ વિશ્વનાથ પાઠક ("શેષ")

### પાંદડું પરદેશી

ઓલ્યા પાંદડાને ઉડાડિ મેલો કે પાંદડું પરદેશી !
એ તો બેઠું મ્હારા ચંપાની ડાળે કે પાં૦
એનાં ફુલડાં ખરિ પડ્યાં અકાળે કે પાં૦
મેં તો હાર મહી ગૂંથાવ્યું કે પાં૦
એણે ફૂલ એક એક કરમાવ્યૂં ! કે પાં૦
એને નદીને નીર પધરાવ્યૂં, કે પાં૦
એ તો દરિયેથી પાછૂં આવ્યૂં ! કે પાં૦
મેં તો ખોદી જમીનમાં દાટ્યૂં, કે પાં૦
ત્યાં તો ફણગો થઈને ફાટ્યૂં ! કે પાં૦
મારી સખીએ બતાવ્યૂં સ્હેલૂં ! કે પાં૦
એક ફૂંક ભેળું ઉડાડિ મેલ્યું ! કે પાં૦ ૧૧

---

## ૩૦ હરિહર પ્રાણશંકર ભટ્ટ—

### નિરભિમાન

ભલે મન વિવેકહીન તિમિરે સદા આથડે,
અને હૃદય કલ્પનારહિત કૂપમાંહી પડે;
ભલે સકલ ઝિંદગાનિ રસરંગહીણી જતી,
પરંતુ નહિ નમ્રતારહિત ચિત્ત થાજો કદી.
ભલે સ્ખલન પૂર્વનાં સ્મરણથી સદાયે બળૂં,
પરન્તુ ન હિતે ભુલી મદ–નઠોર થાવા ચહૂં;
સદાય નિજ દોષ કાજ અનુતાપ વાળા પરે
વહે તુજ દયા, વિભો, ફિકર શી પછી માહરે ?
દિનેશકર કોમળાં ધનુપ મેઘમાંહી રચે,
નિહાળિ શિશુ ભાઈ ભાંડુ નિજને બતા'વા ધસે;

ધરું વિવિધ વર્ણ એમ જગ આગળે સર્વ તે
કટાક્ષ કરુણા તણા તુજથી જે લસે અંતરે:
પરન્તુ કદિ વર્ણ એ મુજ ગણું, ગણાવા કરું,
અને હૃદયમાં પડેલ તુજ રશ્મિને વીસરું,
કરી પ્રખર તો, પ્રભો, કિરણ તાહરા તે સમે
સુકાવ વિખરાવ એ હૃદય મેઘને, વર્ણ-ને.

---

## ૩૧ રામપ્રસાદ મોહનલાલ શુક્લ:

### ઝાંખી

પૃથ્વીથકી માનવ સૂક્ષ્મ જેટલો, પૃથ્વીય સૂર્યોથકિ સ્વલ્પ તેટલી;
અધિક વા તારકવૃંદ કેટલા નિહારિકા એક વિષે સમાય.
આકાશગંગાજલમાં નિહારિકા અનંત-જાણે લઘુ બુદ્બુદો રમે!
પરંપરા આવિ અનેક ગંગની ફેલાય દિક્કાલ ન તોય આવરે.
અસંખ્ય બ્રહ્માંડતણો પસારો થોડાંક બિંદૂ અવકાશમાં પડ્યાં;
વિશાળ મેદાન વિષે શું વીખરી, બેચાર દાણા પડિયાજ રાઈના!
દિક્કાલની એમ વિશાળતાનો અનંત શ્રેણીલગ પાર ના'વે;
વિજ્ઞાનના ઉત્ક્રમ સાથ એ વધે નવા નવા નિત્ય પ્રદેશ ખોલે.
મનુષ્યથી ઉર્વિ વિશાળ જેટલી, અણુથકી માનવદેહ એટલો;
અણૂ વિષે યે અણુઓ અનંત ભિન્ન સમાયા, જ્યમ સૂર્યમાલા
વિષે ગ્રહો ચંદ્રગણો ઉપગ્રહો અસંખ્ય તારા ખરતા, દિને દિને
પસારતા પૂંછડું ધૂમકેતુ, અનેક સત્ત્વો,-ન ગણાય જેહને!
અણુનું અલ્પત્વ વિરાટ એટલું પ્રત્યેકમાં વિશ્વ સ્ફુરે, રમે, શમે:
બ્રહ્માંડની સર્વ લીલા ધરંતા સૂક્ષ્મત્વનો યે ક્યંહિ પાર આવે!
ઉંચે નિહાળું, લઘુ બિંદુ જેવડો અફાટ હું સાગરમાં જણાઉં;
નિચે કરું જો દગ, તો વિરાટ શો વ્યાપી રહું બિંદુનિ પાસ સિંધુ:
વિશાળતાથી હું કુલાઇ જાઉં તો અલ્પત્વની યાદ મ્હને ઉગારે.
સૂક્ષ્મત્વથી જો હું હતાશ થાઉં તો વિરાટ હું એ સ્મૃતિ પ્રાણ પૂરે,
આંદોલનો બે ય મધે રહું છું વિકાસસંદોહ વિષે શ્વસું છું.

---

# સ્તબક ૪

## ૩૨ બેહરામજી મેહરવાનજી મલબારી—

### અદ્‌ભુત મિત્રભાવ

કેમ અને ક્યારે મળ્યું મન ત્હારું મ્હારી સાથ?
દિલ સાથે દિલ મળ્યું? હાથ મળ્યો હાથ શૂં?
બેના એક ક્યારે અને કેમ બન્યા નેક મિત્ર?
ત્હારામાં સમાવા પ્હેલાં મ્હારામાં સમાત તૂં?
કોણથી કથાય એવો દૈવી એકતાસ્વભાવ?
બેના એક થયા પ્હેલાં એકના બે થાત શૂં?
હા, કશું અશક્ય નથી સર્વશક્તિમાન! ત્હને,
એકના બે કરી બતલાવે જગતાત તૂં!
એક ધર્મ એક કર્મ એક અધિકાર બેને,
એક કિરતાર, તારનાર એક જોઉં છૂં;
એક જ સંસાર, એક આચારવિચાર બને,
એક અહંકાર,—ત્હારામાં હું મ્હારો ખોઉં છૂં;
આવેશ ઉદ્દેશ એક, વિશેષ કહું શું બીજૂં,
ઐક્ય–અવલોકનમાં ચિત્ત ચટ્ટ પ્રોઉં છૂં:
ઉમંગતરંગે ઉછળાઈ હું સમુદ્ર આંહિ
શાંત સુવદન તું શશી ઉપર મોહું છૂં.
શી એ મિત્રતા જ! જેમાં જોઈ ન જુદાઈ કાંઈ:
ભલી જ ભલાઇ ભાઇ ત્હારીથી તણાઉં છૂં;
ત્રાહિ! ત્રાહિ! જગતતવાઇથી પોકારતો હું
આવી ત્હારી શીતળ છાયા તળે ભરાઉં છૂં;
શાંતિ શીખવી તું નિવૃત્તિએ મન શુદ્ધ કરે,
એ ત્હારા અપાર ઉપકાર નિત્ય ગાઉં છૂં;

મિત્રનું ચરિત્રચિત્ર અલ્પ આ ઉતારી અત્ર
એકત્ર સંગથી તૂં બની 'પવિત્ર' થાઉં છૂં.
શા હું ત્હારા હૃદયવિસ્તારના વિચાર કરૂં,
કેમ વર્ણવું, વીરા, ગામ્ભીર્ય મુખારવિન્દનૂં !
કેમ અને ક્યારે ત્હારે મ્હારે પ્રીતિપાસો પડ્યો ?
—હું ગુર્જર, ગુંજકર, તૂં કમલ સિંધુનૂં !
ધન્ય મિત્રતા એ સગાભાઇથી સવાઇ એવી
દયારામ માંહિ દેખું દયા મધ્યબિન્દુ હૂં.
ના, ના, એ ભાટાઇથી સુગાઈ કાં ભરાઈ જાય ?
ત્હારામાં શમ્યો હું, તો તું પોતે પણ હૂં જ છૂં.

---

**૩૩ ચંદ્રવદન ચિમનલાલ મ્હેતા :**

## સ્મારક

લઉં ફુલછડી ? સુગંધમય પાંખડી ? કે ઘડી
શિલાશકલને અબોલ વદને ય વાચા દઉં ?
વિરાટ નભમાળથી ચકચકંત તારા લઉં ?
ધરૂં ચરણમાં ? પળેપળ રચૂં નવી દીવડી ?
સહસ્રકિરણાવલી રચિત દીપતી રાખડી
થકી ગ્રથિત વિશ્વનાં પરમ 'પંચતત્ત્વો સહૂ
તણા અચલ ચિત્રની જ સ્મૃતિ એક ત્હારી ચહૂં.
કિયૂં રચૂં કહે અનંત યુગરાજથી યે વડી !
હતી રમતિયાળ તૂં, સરલ શાંત ગંગોદક:
સદા પતિતપાવની, કમલરેખશી વિસ્તરી
વહી ઘનગભીર નિત્ય મુજ જીવને નિર્ઝરી,
ઉડંત જગતાતની અતિ વિશાળ કો કલ્પના
સમી, તુજ મિષે કઈ નવિન હૂં રચૂં ભાવના ?
'ઈલા' શબ્દ એક એ જ નથિ ભવ્ય શું સ્મારક ?

---

તારો ખર્યે તેજતણો વિનાશ ? દીવો બુઝયે જ્યોતિતણો શું હ્રાસ ?
ઊર્મિશમ્યે શું વિરમે વિલાસ ? સંગીતનો વાદ્ય જતાં શું નાશ ?

મૂઢત્વ મ્હારું આ ભેદી ગૂઢતા કોણ દાખવે ?
સૂક્ષ્મકેરો રણત્કાર સ્થૂલમાં કો ન સાંભળે !

મેં મૃત્યુ અંકે મુજ બાલ સંગે સૂતેલ જોયાં શિશુઓ અસંખ્ય,
હું સાંભળું છું મુજ બાલચીસે અનેક ચીસો જગબાળકોની.
ઊંડી અમારી ઉરવેદનામાં છૂપી વ્યથા કૈં જગની જણાતી:
હું દાઝતો અંતર બાષ્પઝાળે અનેક દૂભ્યાં જનનીપિતાની.

દંપતી વેલને મોઘાં કુસુમો દઈ ને પછી
ચૂંટી કોણ જતૂં ગૂઢા મૃત્યુના નિજ હસ્તથી ?

મોઘાં હરાયાં શુચિ બાલપુષ્પો જીવંત સૂક્ષ્મ સ્મૃતિ સૌરભેથી
જિવાડતાં કે જનનીપિતાને મૃત્યુ વિષે જીવન ગૂઢ રીતથી.
કૈં કાલના ગહ્વરને ઉજાળે દિશાવકાશે નવતેજ પૂરે
એવો અનેરો સ્મૃતિદીપ દૈવે કૃપા કરી માનવચિત્ત ચેતવ્યો.

વિનાશમાં સર્જનતંતુ સાચવ્યો.

જન્મ જીવન ને મૃત્યુ એક તંતુત્વ પામતાં,
વિશ્વના આદિથી નિત્યે વૈવિધ્યે વિલસી રહ્યાં !

વિલાસ એ અદ્‌ભુત આદિશક્તિનો અનંતમાં ગૂઢ સદાય વિસ્તર્યો
સામર્થ્યનો, કાલનિયંત્રણાના સાક્ષી સદાયે મનુબાલને કર્યો.
આ વિશ્વના સર્જન એણિબંધે છે માનવી ચિત્ત જ એક દીવો,
પેટાવિયો તે જ અદીઠ હાથે અંધાર જેણે જગમાંહિં વેર્યો.

બીડેલાં માનવી ચક્ષુ તિમિરે ભય ધારતાં
મૃત્યુના અંજને પાછાં નવલાં તેજ પામતાં.

× × × ×

### ૩૬ ન્હાનાલાલ દલપતરામ કવિ—

## સ્મૃતિશેષ વડીલ પૂર્વજ આગળ નવીનનું પ્રાયશ્ચિત

પિતાજી, પત્ર ને પુષ્પે એ જ આવી વસંત આ:
ટહૌકે છે કોકિલા, એવાં ટહૌકે છે સ્મરણો અહા !
આંબાની ડાળ મ્હોરી, ને આત્મા યે મુજ મ્હોરિયો;
ગાય છે સાધુ ને સંતો હરિની રસહોરીઓ.
હું ય તે લઇ આ વીણા સ્મરું છું ગુણ આપના,
પુણ્યશ્લોક પિતા, મંત્રો જપું છું પિતૃજાપના.
છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમઃ
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય.
બુદ્ધિવૈભવ ને આસ્થા, આશા, રસ, ઉદારતા:
એ દૈવી દીપમાલાનાં અંતરે તેજ રાજતાં.

પૂર્યાં છે દુઃખ ને પાપ મનુષ્યે જગમાં કુડાં,
પાડ્યા અંધારના પાટા તેજસ્વી વિશ્વમાં વડા.
દિઠું એ સૌ દીર્ઘ કાલ, મુંઝાયૂં સુઝયૂં ય તે;
પછી સંસારવાડીથી સંકેલી લીધ દૃષ્ટિને.
બહુ વર્ષો સુધી આપે મૂલવ્યાં મોતિ બ્હારનાં,
પછી પારખવા બેઠા આત્મનાં દરિયાવમાં.
ઘૂમતાં સૌ દિશે તેને ધાર્યાં એક સમાધિમાં.
વાળ્યાં બ્રહ્માંડથી ચક્ષુ પરોવ્યાં પરમેશમાં.
સ્મિતની સુંદરતાના કપોલે અંકુરો ઉભા,
મધુરાં હાસ્યની દીપે મુખડે મધુરી પ્રભા.

આત્માનું તેજ, વીંધીને રોમરોમ વિકાસતું;
બ્રહ્મર્ષિ, આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસતું.

વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાંતિના,
પ્રકાશે પરમાનંદે એવી અખંડ શાંતિના.
સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મના અમી.
સિંધુ પ્રત્યે વહે જેવી ઊર્મિઓ નદીઓ તણી,
લોકનાં હેતનાં પૂર વ્હેતાં તેવાં ત્હમો ભણી.
સારપ આશિષો વ્હેરી જનોમાં શુભ નામના,
સંચર્યા લઇ સદ્‌ભાવો આપ અક્ષરધામમાં.

દેહના સુરથે સ્થાપી દેહી દેરો મહારથી,
ઇંદ્રિયોના અશ્વ જોડી, લગામો વૃત્તિની ગુંથી,
વિવેક સારથી માંડી અખંડ પ્રભુની દિશે,
ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિષે.
નિત્યે જીવનમાં યોગી તત્ત્વચિંતક ચિંતને
શાણા સંસારિ સંસારે, તપસ્વી જ તપોવને:
ભક્તિદેશે મહાભક્ત કૂંપળો ભાવની કુંળી;
—આપને આંબલે એમ ડાળિયો સૌ ફળી ફુલી.
શું શું સંભારું ને શી શી પૂજ્ય પુણ્યવિભૂતિ એ ?
પુણ્યાત્માના ઉંડાણો તો આભ જેવાં અગાધ છે.
ને એવું ગ્રંથ ફૂટ્યું જ્યારે પડ્યો'તો પિતૃભાવથી,
વિસારી પિતૃપૂજા હું ખડ્યો'તો પુણ્યપ્રભાવથી.
બહુ અવગણ્યા, તાત ! અસત્કાર્યા, અનાદર્યા,
રે અપમાનને ગારે આ હાથે દેવ અર્ચિયા !
ખાજવ્યા પજવ્યા પૂરા: કુમળું દિલ કાપિયૂં;
ને તમારા દિનો છેલ્લા ઝેર કીધા:—સહુ ગયું.
ગયો તે યુગ મસ્તીનો, ઝંઝાવાતો ગયા બધા:—
આપના મૃત્યુએ તાત, આઝાંનીર ઉંડાં દિધાં.

પાપની મોહની પેખે, ન તો યે મોહ પામતાઃ–
પુરાણી ને પુણ્યવંતી આર્યોની એ જ આર્યતા.

જન્મની વેળ જે આપે સંચી'તી મુજ અંતરે,
નિભાવ્યો આર્યતાએ તે, ને બચાવ્યો પ્રભુવરે.
ભમે છે આ ગ્રહો આભે, કોઈ તોયે નહીં પડે;
ન છૂટે હાંડિથી જો કે વીંઝણો રમણે ચડે.
રમીને ને ભમીને હું આવ્યો છું આપ છાંયમાંઃ
હેજે એ છાંયડી શીળી દીધી છે જેમ કાય આ.
સૌ અળવીતરાંની એ ક્ષમાઓ તાત આપજો:
ન જોશો માટિને, દેવ ! માનજો પંક પંકજો.
અંધારી રાત્રિએ ઉંડા શબ્દ, હો અંધકારના
બોલે છે ઉરમાં એવા શબ્દ કો ભૂતકાલના.

ડોલાવે આત્મની જ્યોત ઝંઝાનિલો સ્મૃતિતણા,
પ્રચંડ મોજે ઉછળે એ અવિરામ ઘોષણા.
અદીઠા સિંધુની આવે ગર્જના ક્ષિતિજે તરી,
ગર્જે છે પડછંદા કો એવા અંતર્ગુહા ભરી.
ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ.
સમસ્ત જીવનકેરો ઘોરે એવો મહાધ્વનિ.
અને એ સ્મૃતિના ઊર્મિ, પડઘા ભૂતકાલના,
ને બધા મુંઝવે એવા બોલ જે મુજ બાલ્યના;
તે સૌમાં તરતો, જાણે ચંદ્રમા વ્યોમને જલે,
સુણ્યો આકાશવાણી શો શાંતિનો શબ્દ એક મેં.

શમાવે પ્રભુના શબ્દો આ કોલાહલ વિશ્વનો,
એ શબ્દે એમ મ્હારો યે શમ્યો પોકાર ઉરનો.

વર્ષી માધુર્ય દેવોનૂં, અંધકાર ઉજાળતો;
પુરાણા એ યુગોને યે ઓળંગી શબ્દ આવતો.
જ્યોત્સ્નાની ધારમાં જેવો ભર્યો મંત્ર સુધામય,
એવો ગેબી સુણ્યો મંત્રઃ –પિતૃ દેવો ભવ પ્રિય । ૧૫૨

### ૩૭ રમણભાઈ મહીપતરામ નીલકંઠ ("મકરંદ")—

## તું ગઈ અને હવે ?

ત્યારે ગઈ શું અહિંથી પ્રિયા તૂં ? – મુકી ગઈ આ હ્રદયૂં રિબાતૂં.
હવે મિઠૂં તે મુખ તાકિ તાકી નિહાળવાનૂં નહિ શું કદાપી ?
ચિન્તા અને દુઃખ થકી પિડાતા આ ચિત્તને ટેકવવાની આશા
તમારા પ્રિયા પ્રેમથિ આવતી જે. હવે પછી શું સહુ મૂકવી તે ?
શરીરને ને મનને જરૂરે આઘા પ્રદેશે ફરતાં હતૂં જે
સ્વસ્થાન પાછૂં બલ ખેંચનારૂં, શું તે વિના દૂર હવે જવાનું ?
ગ્રહો ફરે છે રવિ આસપાસ, છાયા ફરે જ્યાં વચમાં પદાર્થ,
પ્રદક્ષિણા એ પ્રિય ફેરિ સર્વેઃ ક્યાં હૂં ફરૂં રે તુજ વીણ મધ્યે ?
તારાનિ પેઠે સ્થિર એક ઠામ દુઃખો સુખો સૃષ્ટિ વિષે તમામ
જોઈ રહી ક્ષોભ વિના જરી યે રહૂં જડાઈ ? ન બને કદી એ !
શરીર મ્હારૂં સ્થિર રહે કદાપિ, આ ચિત્તને તો ન શકૂં જ રાખીઃ
સ્વચ્છંદ તે તો ભમતૂં ફરે છે, —રે તૂં ગઈ ને સ્થિર કેમ રહે એ ?
શૂં કોઇ શોધૂં કહિં, ધૂમકેતુ જેને અગાડી વધતો જ દેખૂં:
જેને ન મધ્યે કંઇ ખેંચનારૂં: પાછો ફરે જે નહિં કોઈ સારૂ ?
ને છોડિ સર્વે સુખશાંતિ પ્રીતે સ્વીકારીને સંગત તેની નિત્યે
નવા નવા રોજ પ્રદેશ ભાળૂં ? જશે અહીંથી, અહિંથી જ જાશે ?

### ૩૮ કરસનદાસ નરસી માણેક

'અરે ન કાં, પ્રીતમ.... ?'

સવાર ને સાંભરતી હજૂ યઃ વસંત પ્હેલી હતિ આપણી ને
ઉઠી, સખિ, બ્રાહ્મમુહૂર્તમાં મેં જમાવ્યું'તૂં આસન આમ્રકુંજે!
હું કોકિલાના સુર પૂરવાને મથી રહ્યો'તો પદ–શૃંખલામાંઃ
સહસ્રરશ્મી તણિ રોશનીને ઉતારવાને ઘરના દિવામાં!
લસંત જે પદ્મદલે પરાગ; વિશુદ્ધ સૌંદર્યવસ્યા સુહાગ,
કિશોર ઉરે અનુરાગ મ્હેકેઃ શૂં સ્થૂલ સદ્મે રહિ તે શકે કે!
નભોવિહારી સુર–આવલીની હું શોધિ થાકયો અનુરૂપ કાયા.
મિચેલ આંખો જયહિં મેં ઉઘાડી તહને સખિ, સન્મુખ ત્યાં નિહાળી,
વિરેખ કો જાગ્રતસ્વપ્ન કેરૂં ઝુલંતું તહારે પ્રતિબિંબ નેત્રે,
કપોલ રાગે ઉરનાં તુમુલો લખ્યાં હતાં અસ્ફુટ વાણિમાં કો?
હતાં ઉરો બે ય સ્ફુરંત એક વિચાર ભાવોર્મિથી તેમ પ્રાણે
તથાપિ કો ગોઠડિ કાજ બેયે ક્ષણાર્ધની સાધિ લિધી સમાધિ!
"અરે ન કાં?" તે પછી સાથ બંને વદ્યાં, મુઝાયાં, વિરમ્યાં, અને ત્યાં
રસાળડાળે કુંજિ કોકિલાએ હસાવી ગૂંજ્યો ઉરની ઉકેલી!
"અરે ન કાં, પ્રીતમ," બોલિ પાસે પડેલ શૈલાસનપે ઝુકાવી,
"વસંતના–જીવનના–સુરો આ શકાય આખા જગને સુણાવી!
રસોત્સવાર્થે રસની સમષ્ટિ રચાવિ સર્વત્ર રસાધિરાજ
સહસ્રકંઠે રસસાદ દે તે ઝિલાય ના કાં સહુ માનવોથી?"
સુરાવલી કોકિલની હજુ ના શમી, વિરામી હજુ ઝંખના ના
સુણાવવા સાદ જગજ્જનોને વસંતના ને, સખિ,–તાહરા યે!
સુતેલ, રોધેલ, સુકેલ, સૌના ફરી ઉરસ્રોત વહાવવાના
અતૃપ્ત તહારી રસવાસનાના અનંગ દેખૂં ભમતા ઉમંગ!
કુસુમનાં દલના વસનો ત્યજી અવનિઆભ ભરે રસ સૌરભઃ
અણઝિલ્યાં ઉરતૃપ્તિનિમંત્રણો વિતરતી સરતી તવ વાસના!
ઝીલાઓ વા ન ઝીલાઓ ન્હોતરાં રસરાજનાં
હૂં તો ભાંગ્યો તુટયો સાદ તહારી સાથે, સખિ, પુરૂં!

મહાસંગીતગંગામાં આપણા સુરદીવડાઃ
તરો વા એ, ડુબો વા એ છેડાછેડી બની રહો !

---

## ૩૯ મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)—

### વત્સલનાં નયનો

તિમિરાશયના ગહને પડતાં સપનાં વિધુરાં નજરે ચડતાં;
સહુ તેઃ પણ —કેમ શકાય સખે સહિ વત્સલનાં નયનો રડતાં ?
નહિ તે કંઈ દોષભર્યાં નયનોઃ પણ નિર્મલ નેહ સરોવર સા—
રસયુગ્મસમાં પરિપૂર્ણ દયા— રસઃ એ જખમી દિલનાં શયનો !

---

## ૪૦ દેશળજી કાનજી પરમારઃ

### મૃગચર્મ

ક્રીડંતી કન્યાની પુરપથઉડી ચૂંદડિ સમી,
અરે આતસા કૂંળા, અરવ તુજ છાયા પડિ ગઈઃ
મુજ સદન ખંડે શમિ રહી.
એની સુંવાળી પર હાથ ફેરવૂં ને નેત્રથી કાવ્ય સરે દયાઝર્યું.
વન તૃણાંકુર ને ઝરા ઉભા જોશે વાટડી,
વન્ય કો ના પેખશે ત્હારી પરિચિત શીંગડીઃ
આ વ્હાલસોયાં મુખ પીક પાયનૂં ચાલી ગયૂં ચંચળ નૃત્ય ક્યારનૂં.
તૂં જે દિનાંતે વનમાં વિંધાયલૂં ને મૃત્યુની અંતિમ યાતનામાં,
—બાણ કેરૂં છિદ્ર આ, ડાક આ મરડાયલી,
આ રુપેરી છાતિની યે કંપતી રોમાવલી,
વેરી–વિખેરી વળિ અશ્રુમાલ તેઃ તે જોઉં છૂં સૌ, મૃગચર્મ તૂંમાં !
અને સૌ જીવોનો ક્ષણિક ભવસંગાથ વસતોઃ
મને સંબંધોનો કપટપટુ સંમોહ ખસતો;
નયન તુજ ભગવો જ લસતો.

---

## ૪૧ નવલરામ લક્ષ્મીરામ પંડ્યા :

### ઇતિહાસની આરસી

ઇતિહાસની આરસી સાહી મેં જોયું માંહીં,
થિરથાવર દીઠું ન કાંઈ ફરતી છે છાંહીં.
આ મુલક બધામાં આજ, ક્યાંના ક્યાં રહેતા,
ઇંગ્રેજ કરે છે રાજ, જગમાં જશ લેતા
પણ એંશી જ વર્ષ પશ્ચાત જો જોઈયે ઝાંખી.
દિસે દક્ષણીઓ ગુજરાત ઘૂમતા ડર-દાખી.
શો પેશવાઇનો દોર પુણેથી સંચરતા,
બહુ ચક્રરાં જાલમ જોર, "ઇકડે યા!"—કરતાં.
માંહ્યા રાજ્યે અધર્મ અપાર, ધર્મનૂં ફલ વે જેઃ
કરિ ચાર દિવસ ચમકાર શૂન્ય થયું સ્હેજે.
પેશવાઈ પ્હેલાં મુઘલાઈ ચાલતી ચોપાસે;
અહિં સ્થાપી અકબર શાહ, બાં ધિ નીતી પાશે.
નહિ જુલમ, ન ઝાઝું દાણ, નહીં પક્ષાપક્ષી
દિધું દેશીને માન સમાન, દેસાઇગીરી બક્ષી.
ટકિ બસેં વરસ મુઘલાઈ, તે આને યોગે
જ્યારે રાજ્યનીતિ બદલાઈ પડી મરવા રોગે.
આ બસેં વરસ પણ બાદ કરી જો પછવાડે,
પાદશાહી અમદાવાદ સ્વતંત્રપણે લાડે.
"કુત્તે પર આયા સસ્સા —બસાયા સ્હેર શાહને"
આ આસા ભિલને અસાઉળે —ગમ્યું તે જાં ને!
થ્યો મ્હંમદ બેગડો એક છેક મહા મોટો;
બાંધ્યાં મસ્જિદ મિનાર અનેક, સ્હેર, સાગુંગ, કોટો.

મહાસંગીતગંગામાં આપણા સુરદીવડાઃ
તરો વા એ, ડુબો વા એ છેડાછેડી બની રહો !

---

## ૩૯ મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)—

### વત્સલનાં નયનો

તિમિરાશયના ગહને પડતાં સપનાં વિધુરાં નજરે ચડતાં;
સહુ તેઃ પણ —કેમ શકાય સખે સહિ વત્સલનાં નયનો રડતાં ?
નહિ તે કંઈ દોષભર્યાં નયનોઃ પણ નિર્મલ નેહ સરોવર સા–
રસયુગ્મસમાં પરિપૂર્ણ દયા– રસઃ એ જખમી દિલનાં શયનો ! ૮

---

## ૪૦ દેશળજી કાનજી પરમાર :

### મૃગચર્મ

ક્રીડંતી કન્યાની પુરપથઉડી ચૂંદડિ સમી,
અરે આત્મા કૂંળા, અરવ તુજ છાયા પડિ ગઈઃ
મુજ સદન ખંડે શમિ રહી.
એની સુંવાળી પર હાથ ફેરવૂં ને નેત્રથી કાવ્ય સરે દયાઝર્યૂં.
વન તૃણાંકુર ને ઝરા ઉભા જોશે વાટડી,
વન્ય કો ના પેખશે ત્હારી પરિચિત શીંગડીઃ
આ વ્હાલસોયાં મુખ પીઠ પાયનૂં ચાલી ગયૂં ચંચળ નૃત્ય ક્યારનૂં.
તૂં જે દિનાંતે વનમાં વિંધાયલૂં ને મૃત્યુની અંતિમ યાતનામાં,
—બાણ કેરૂં છિદ્ર આ, ડોક આ મરડાયલી.
આ રુપેરી છાતિનીઃ યે કંપતી રોમાવલી,
વેરી–વિખેરી વળિ અશ્રુમાલ તેઃ તે જોઉં છૂં સૌ. મૃગચર્મ તૂંમાં !
અને સૌ જીવોનો ક્ષણિક ભવસંગાથ વસતોઃ
મને સંબંધોનો કપટપટુ સંમોહ ખસતો;
નયન તુજ ભગવો જ લસતો.

---

# સ્તબક ૫

## ૪૧ નવલરામ લક્ષ્મીરામ પંડ્યા :

### ઇતિહાસની આરસી

ઇતિહાસની આરસી સાહી મેં જોયૂં માંહીં,
થિરથાવર દીઠૂં ન કાંઈ ફરતી છે છાંહીં.
આ મુલક બધામાં આજ, ક્યાંના ક્યાં રહેતા,
ઇંગ્રેજ કરે છે રાજ, જગમાં જશ લેતા.
પણ એંશી જ વર્ષ પછાત જો જોઈયે ઝાંખી.
દિસે દક્ષણીઓ ગુજરાત ઘૂમતા ડરજ દાખી.
શો પેશવાઇનો દોર પુણેથી સંચરતા,
બહુ ચકરાં જાલમ જોર, " ઇકડે યા ! "–કરતાં.
મોઘા રાજ્યે અધર્મ અપાર, ધર્મનૂં ફલાવે જો:
કરિ ચાર દિવસ ચમકાર શૂન્ય થયૂં રહે જો.
પેશવાઈ પ્હેલાં મુઘલાઈ ચાલની ચોપાસે;
અહિં સ્થાપી અકબર શાહ, બાંધિ નીતી પાશે.
નહિ જુલમ, ન ઝાઝૂં દાણ, નહીં પક્ષાપક્ષી
દિધું દેશીને માન સમાન, દેસાઇગીરી બક્ષી.
ટકિ બસેં વરસ મુઘલાઈ, તે આને યોગે
જ્યારે રાજ્યનીતિ બદલાઈ પડી મરવા રોગે.
આ બસેં વરસ પણ બાદ કરી જો પછવાડે,
પાદશાહી અમદાવાદ સ્વતંત્રપણે લાડે.
" કુત્તે પર આયા સસ્સા –બસાયા સ્હેર શાહને "
આ આસા ભિલને અસાઊળે –ગમ્યું નેજાંને !
થયો મહંમદ બેગડો એક છેક મહા મોટો;
બાંધ્યાં મસિદ મિનાર અનેક, સ્હેર, સાણુંગ, કોટો.

હતો ઝબરદસ્ત મહાશૂર મહા મોટો જંગી,
ચડી જહાણુ, લડી, ચકચૂર કર્યા બહુ ફીરંગી.
પણ ચૌદસેં બાર અગાઉ હતૂં ક્યાં શ્હેર જ:
હવે પાટણપુરને ગાઉં —થયો અકરાકેર જ.
સન તેરસેં પૂરાં માંહ્ય થયા હિંદૂ પૂરા,
પડ્યું પાટણ, વર્ત્યો ત્રાહ્ય —ધિક્ક નાગર નગુરા!
પેઠા મુલકમાં મુસલ્માન 'મારૂં મારૂં!' કરતા;
લુંટે ઝૂંટે, વટાળે, લે જાન, વહૂ દિકરી હરતા.
લડ્યા પડ્યા હજારો શૂર, 'ભલે મારી મરિયે';
વહ્યું લોહિ જેમ જળપૂર, ડુબ્યો દેશ તે દરિયે.
એ દિવસ પછી જે પોક, હજી ગગને ગાજે!
એ દિવસ દેશીઓ શોક કરેને મળી આજે!
એ દિવસ થકી પરતંત્ર થયા, લાગિ ખાંપણ રે!
એ આગે હતા સ્વતંત્ર હિંદુ સૌ આપણ રે!
વધ્યો શોક થંભ્યું મુજ ગાનઃ જ્ઞાન આ એક જ રેઃ
વિણ ધર્મ નવલ આ સ્થાન ચલિત સૌ છેક જ રે.

---

### ૪૨ નર્મદાશંકર લાલશંકર :

## સુરત

આ તે શા તુજ હાલ, 'સુરત, સોનાની મૂરત!'
થયા પુરા બેહાલ, સુરત, તુજ રડતી સૂરત!
રે હસી હસી ને રડી ચડી ચડિ પડિ તું આંખી,
દીપી કુંદનમાં જડી, પડી રે રુધિરે ઝાંખી?
કંચનમણિનો દેવ જેમ વેચાયો કડકે,
સુકુમારી તુજ દેહ તેમ વ્હેંચાયો ભડકે!

શિર ઉપર બે બુરજ શોભતા ઉડતા રંગે,
ઢળી પડ્યા, નહિં નૂર જ, ક્ષોભ પામે છે ઢંગે !
નેન તણા ચળકાટ —પડ્યાં ફૂલાં કરાં આજે !
ભર્યા ગાલના ઠાઠ —પડ્યા કૂવા ત્યાં લાજે !
હર્યા હોઠ જે લાલ ફુંજે તે શીકા કાળા,
દાંત તણાના હાલ, —સુઝે મરવાના ચાળા !
રુડું અણિયાળું નાક એવું ચાહાંએ ભાસે !
ગયૂં હાથ રે નાક —નીચું મોઢું નીરાસે !
તેજસ્વી મુખ જેહ સુરતનું સૂરજ જેવૂં,
ડરામણું દિઠું તેહ સુરત તુજ, ઘૂવડ તેવૂં !
ગોરું કારમૂં રૂપ ખમાં પૂનેમે જેવૂં,
થયૂં વેઠતાં ધૂપ અમાવાસ્યાએ તેવૂં !
તન પર સુરખી લાલ ઉડી રહેતી ચડતીમાં,
ધૂળ ઉડે છે હાલ ભૂંડી ડુખતા પડતીમાં.

---

### ૪૩ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા :

#### સહસ્ત્રલિંગ તળાવના કાંઠા ઉપર પાટણ.

અહિંયાં સહસ્ત્રલિંગ તળાવ વિશાળૂં હતૂં,
અહિંયાં પાટણ જુનું અહીં આ લાંબૂં સૂતૂં.
અહિંયાં રાણીવાવ તણાં આ હાડ પડેલાં,
મોટા આ અહિં બુરજ મળ્યા માટીના ભેળા.
એમ 'દઈ દઈ નામ કવિ રહિ વાતો હાવાં,
પાટણપુરી પુરાણ ! હાલ તુજ હાલ જ હાવા !
ગૂજરાતનો પૂત રહી ઉભો આ સ્થળમાં,'
કોણ એવો જેહ—નયન ભીંજ્યાં નહિં જળમાં ?

જળ નિર્મળ લઈ વહે કુમારી સરિતા પેલી,
નાસે, પાસે ધસે, લાડતી લાજે ઘેલી;
ઈશ્વર કરુણા ખરે, વહી આ નદી સ્વરૂપે,
સ્મિત કરિ પ્રીતિ ભરે, ભરે આલિંગન તૂંપે:
તૂંપે પાટણ! દયા ધરંતી એ સૂચવતી,—
ભક્ષે કાળની ગતી મનુજકૃતિને ખૂઝવતી:
મુજ પ્રેમ–સરિતપૂર વહ્યૂં જાશે અણખૂટ્યૂં,
છો ધનવિભવ લૂંટાય, ઝરણ મુજ જાય ન લૂટ્યૂં.
તોડી પર્વતશૃંગ મનુજ મદભરિયો મ્હાલે,
જાણે નિજ કૃતિ અમર, ગળે કાળ જ તે કાલે:
ને મુજ તનડૂં ઘડ્યૂં કોમળૂં પાણી પોચ્યૂં,
તે તો તેમનું તેમ રહે યુગ અનંત પ્હોંચ્યૂં.

---

૪૪ ફૂલેરાય લાખાભાઈ કરાણી—

## ઝારાનૂં મયદાનેજંગ

ધમ ધમ ધરણીનો પટ ધ્રૂજે, ડળી કાળ ધ્રૂજે વિકરાળ
શેષનાગ પર સૃષ્ટિ ધ્રૂજે, ધ્રૂજે દિશા તણા દિક્પાળ,
પૃથ્વીનો પલટાતો રંગ! ઝારાનૂં મયદાનેજંગ!

કચ્છ તખ્ત પર રાવ ગોડજી અડગ શૌર્યમૂર્તી સાક્ષાત,
જીવણ શેઠ દિવાન પદે ને સદી ઓગણિસની શરુવાત:
સળગી રણસંગ્રામ—સુરંગ! ઝારાનૂં૦

દિવાન પદ ન મળ્યાની ઝાળે જળતો સોહજ પૂંજો શેઠ:
ઈર્ષ્યાનો પાવક તરપતવા અઘટિત કાજે બાંધી ભેટ:
બન્યો અવર માથવ મનભંગ! ઝારાનૂં૦

વાયુવેગે સિંધ સંચર્યો, શોભ્યો ગુલામશાહ સરદાર,
સાયર સમ લશ્કરમાં લાવ્યો સિંધી માદૂ સાઠ હજાર:
માતા મદઝરતા માતંગ ! ઝારાનૂં૦

જુદ્ધતણાં આમંત્રણ ઝીલી કેડયા જાડેજા જડધાર,
ફક્કડ છચ્છરના વંશજ ને કચ્છ ભોમના જાગિરદાર,
રાજભક્ત ભાયાતો સંગઃ ઝારાનૂં૦

વિંઝાણ ટીલે વીર લાખાજી મીંઢળ બાંધ્યા જેના હાથ,
ભીમ સમો ભડવીર ભીમજી જેને શિર છે ભોળાનાથ,
નરા તણો હોંકાર અડંગ, ઝારાનૂં૦

ફૂંકાયા રણશિંગા કેરા ઉર રણઝણતા કૈં રણકાર,
જાડેજી કુલદેવી કેરા ગગન ગાજતા જયજયકાર,
આઈ આશાપુરા અભંગ, ઝારાનૂં૦

વંકા કચ્છ તણા વીરો ને વંકા થનગનતા તોખાર,
વંકા વાંકડિયા શિરપેચો, મૂછો પણ વંકી વળદાર,
વંકી કચ્છધરા પણ વ્યંગ્ય ! ઝારાનૂં૦

ઊંટો પર જંજાલો ચાલી ચાલી બંદૂકો ને તોપ,
રણે ચડ્યા બહાદુર બખતરિયા મસ્તક ધારી ધીંગા ટોપ,
ભડક્યો ભુજિયા તણો ભુજંગ ! ઝારાનૂં૦

સાંઝ સમે સિંધી સેના અંન જળ વણ થાકે થઈ હેરાન,
કચ્છી વીર મહારથિઓનાં ઝારા ડુંગર પર મેલાણઃ
ચમક્યા કાનન તણા કુરંગઃ ઝારાનૂં૦

વિશ્વાસૂ કચ્છી પર તાડી કોલ ઊલટયા દગલબાજ
ઝાકળમાં બાંભળકે લડતાં ‘નિજ’ ‘પર’ ભેદ ગયો સહુસાજ
અસિ ચાલી ત્યાં એક સળંગ ! ઝારાનૂં૦

ચડાવનોકે માંડેલી તે પ્રથમ ભડાકે ફાટી તોપ;
મચી રહ્યો ભય ને કોલાહલ, —કિસ્મતનો આ કેવો કોપ,
પલમાં પલટી ગયો પ્રસંગ ! ઝારાનૂં૦

શિર પડતાં ય સતાણી શૂરે સિંધીમાં વર્તાવ્યો કેર,
મસ્તક વણ મદમસ્ત ઘુમે ધડ ને ઘૂમે અવની ચોમેર !
ઝારાનો રણવીર અભંગ ! ઝારાનૂં૦

કૈંક પડ્યાં ધડ ચરણ ધરણિપર, કૈંક કપાતાં ઉડતા હાથ,
કૈંક રવડતાં મુંડ તુંબડાં ફરફરતા મોવાળા સાથ !
વ્યોમે વર્ષે અંગ પ્રત્યંગ ! ઝારાનૂં૦

ચંડી નાચે કાલી રાચે રુંઢમાળ શિવની ઉભરાય !
શિયાળ સમડા ગીધ તણી પણ હા ! હા ! શી ઉજાણી થાય !
રુદ્રજટામાં કંપે ગંગ ! ઝારાનૂં૦

શોણિતની છોળો ઉછળે ને મડદાનાં ઢગલા ખડકાય,
ભૈરવ કાળો હસે ભયાનક ખપ્પર જોગણિનાં છલકાય,
રુદ્રજટામાં કંપે ગંગ ! ઝારાનૂં૦

મીર પડ્યા રણધીર પડ્યા કૈં આશાવંત અમીર પડ્યા,
કો પીઠી ચોળેલે અંગે સુરાંગના લગને ઉપડ્યા
ચડ્યા તજી જે નવલ પલંગ ! ઝારાનૂં૦

પ્હાડ પડ્યા દાતાર પડ્યા કો શૂરાના સરદાર પડ્યા,
સમરાંગણ મખકુંડ પાવકે લક્ષ સાડુ બલિદાન ચડ્યા,
દીપકમાં જેમ પડે પતંગ ! ઝારાનૂં૦

ઝારા કેરા યુદ્ધ ઘોરનો અસ્ત થયો એ રીતે શોર,
માણસ માત્ર નિમિત્ત બને ને કુદરત પડદે ખેંચે દોર,
ક્ષત્રિય વીર્યનો કરફ્યો રંગ ! ઝારાનૂં૦

---

## ૪૫ નર્મદાશંકર લાલશંકર :

### જય જય ગરવી ગુજરાત

જય જય ગરવી ગુજરાત, દીપે અરુણું પરભાત
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી પ્રેમશૌર્ય અંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત.
ઊંચી તુજ સુંદર જાત. જય૦ ૪

નદી તાપી નર્મદા જોય, મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધ રમણને, રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર
સંપે સ્હોયે સહુ જાત. જય૦ ૮

તે અણહિલવાડના રંગ, તે સિદ્ધરાજ જયસિંગ.
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે વીતી ગઈ છે રાત,
જન ઘૂમે નર્મદા સાથ. જય૦ ૧૨

પૂર્વજ જેના, જે વળી આજે, જન્મ થકી ગુજરાતી વધ્યા,
કોઈ રીતની તો પણ, ને વળી આર્યધર્મને રાખી રહ્યા,
તેની તેની છે ગુજરાત, પછી હોય ગમે તે જાત. તેની૦ ૧૬

વળી પરદેશી બીજા જેને ભૂમિએ પાળી મોટ કર્યા,
પરધર્મી પણ હિત ઇચ્છનારા માત તણું તે ભાઈ ઠર્યા,
તેની તેની છે ગુજરાત, પછી હોય ગમે તે જાત. તેની૦ ૨૦

નર્મદ કહે ગુજરાતી ભાઇઓ માતને અર્થે સંપ ધરે,
ખંતે બંધન તોડી રહે સહુ છૂટી જયસુખ જમે ભરે,
પ્રેમશૌર્યને કરી પ્રખ્યાત, તે તે સહુની છે ગુજરાત. તે તે૦ જય૦ ૨૪

---

## ૪૬ બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

### માજીનું સ્તોત્ર

સ્વર્ગંગા સંધ્યા મા ત્હારો
માનસસર શિરમણિ રૂપાળો,
બાલ-ત્રિવલિ વિમલ હિમ-ધારો:
જય જય મા મ્હારી!
ઝૂલે જાહ્નવી સિંધૂ કાને,
રેવા મહાનદી કટિસ્થાને,
કાવેરી તોડા ટેકાણે: જય૦
રામેશ્વર એડીએ ચળકે,
પુરી દ્વારકા કાશી ઝળકે
મા, ત્હારી વાણીની કળકે: જય૦
સમશેર પંજાબ એક કર,
પરશુ અરવલ્લી બીજે કર,
તેગ લટકતિ સહ્યાદ્રી કટિપર: જય૦
રામ સૌમ્ય તુજ દગપલકારો,
બુદ્ધ ઉદધિઉરનો ધબકારો,
ગુરુ ગોવિંદ પ્રકોપ ફુંફાડો: જય૦
ભક્તિગાનધ્વનિ માને વ્હાલી,
એ સ્વરબ્રહ્મ વિષે લે તાળી
અગણિત માની સંત-પ્રણાલી: જય૦
દિવ્ય ચક્ષુ જ્યારે મા ખોલે
જ્ઞાનસમાધિ પ્રકાશ જ ઢોળે,
વ્યાસ, પતંજલિ, શંકર બોલે: જય૦
શું શું મા તુજ સ્તવૂં વખાણી
યુગ યુગ રાજરત્નની ખાણિ:-
અશોક, અકબર, વિજયારાણી: જય૦
સ્વતંત્રતા સાત્વિકતા સંગે:
મોટમ મંત્ર: અડગતા જંગે:
હોજો બસ તુજ ન્યાય્ય પ્રસંગે: જય૦
વિશ્વોદ્ધારક ત્રિકાલયામી!
માગૂં વર ફરિ ફરી પ્રણામી,
ભાવિ હિયોજી ભૂતથિ નામી!
જય જય મા મ્હારી!

---

## ૪૭ ન્હાનાલાલ દલપતરામ કવિ :

### સામ્રાજ્ય શાંતિ

ચોખંડ માંહીં પ્રસર્યા જ પાયા,
ઝીલી રહે શિખર વ્યોમ છાયા,
વિશાલ ને ઉન્નત ને અનૂપ,
સામ્રાજ્યનું મંદિર આપ, ભૂપ!

શીશ સૌંદર્યને પૂજ્યું, રોમે પૂજ્યો વિલાસને;
એક પૂજ્ય પ્રભુ છે, તે પૂજજો રાજ્યમંદિરે.

દિશ દિશ મહિંથી સુરત્ન આવ્યાં,
મુગટ ગુંથી સહુ શીર્ષ તે ચડાવ્યાં;
સકલ જનકથા લહો જિ ગોતી,
અવર નથિ ક્યહિં એ કિરીટજ્યોતિ.

બહુ યે વર્ણનાં રત્ને દીપે જેવો કિરીટ એ,
બહુ યે વર્ણનાં લોકે શોભે સામ્રાજ્યવાડી તે.

યૂરોપમાં એક હશે જ ગોરા,
પૃથ્વી વિષે વર્ણ વસે ઘણેરા;
તો પૃથ્વિતખ્તે નૃપના સુધર્મ.
યૂરોપના તખ્ત થકી જ ભિન્ન.

સૂર્યના સૂર્યમાલાના ધર્મ એક નથી કદા;
રાજ્ય સામ્રાજ્યના ધર્મો ભિન્ન ભિન્ન જ છે સદા.

સામ્રાજ્યનાં રાજ! અનેક અંગો,
સૌના ગુણોના નવલા જ રંગો:
સામ્રાજ્ય રાજન્! નથિ એકતામાં,
સામ્રાજ્ય તો ઐક્ય જ ભિન્નતામાં.

સ્નેહ સત્યે, ન્યાય સંપે, આચારે એકમેકને,
ખીલવો, દેહ અંગો શાં, સૌ મહારાજ્ય અંગને

રાજન્! મહારાજ્ય બ્રિટીશ કેરું,
ન રોમ શું, રાજ્યસભાનું એક:
ગૂંથાયું સામ્રાજ્ય જ આ વડેરું,
હેલ્લાસ પેઠે, દ્વિપથી અનેક.

ગૂંથી ગૂંથી ગ્રહો વ્યોમે દીપે છે સૂર્યમાલિકા;
સૂર્યમાલા ઘણી ગૂંથી ઘૂમે એક વિરાટ આ.

રાજેન્દ્ર! વ્યક્તત્વ મહીં અનેક
અવ્યક્ત વ્યાપે સઘળે જ એક:
સંસારનું, રાજ્યનું, ધર્મ કેરૂં,
બ્રહ્માંડનું સૂત્ર જ એ વડેરૂં.

જામ્યો છે એ મહારાસ, વાગે વેણુ સનાતન;
સુણે છે બ્રહ્મભીનાં તે, રમે તેમાં હરિજન.
જો કે રાજન્! ભિન્ન ભિન્ન પંથો માનવ જાતના:
ધપે છે એક જ તીર્થે સૌ સંઘો ઇતિહાસના.
બેઠી હેગ વિશે મનુષ્ય કુલની ચોખંડ ન્યાયાધિશી,
જાગી એક અમેરિકા મહિં સભા સૌ લોકના ઐક્યની;
કીધા કોલકરાર પંચ નિમવા, સંગ્રામ ખોટા ગણી:
દોરે છે ઇતિહાસની પગથિ સૌ રાજેન્દ્ર, શાંતિ ભણી.
સૌ સદ્યત્નો મુમુક્ષૂના મોક્ષની શાંતિ માટ છે:
તેમ શાંતિ ભણી સર્વે સત્પ્રજાની જ વાટ છે.
શોધે અમારાં સહુ શાસ્ત્ર શાંતિને,
બોધે અમારા સહુ શાસ્ત્રિ શાંતિ તે;
એ છે મહામંત્ર સદા ય આર્યનો,
થશે મહામંત્ર નૃલોક સર્વનો.
શાંતિપાઠ ભણે છે સૌ હિંદુઓ વેદકાલથી;
આજ સૌ દેશના શાણા ભણે એ મંત્ર તાલથી.

શાંતિ નથી રાજવિ! કાંઇ ભીરુતા.
શાંતિ નથી રાજવિ! કાંઇ શૂન્યતા;
શાંતિ નથી રાજવિ! કાંઇ હીનતા:
છે શાંતિ સંવાદ વિકાસ આર્યતા.

શાંતિના પંથના પંથી તેઓ જ પ્રભુપંથી છેઃ
રાજ્ય રાજા પ્રજા સર્વે અન્ય પંથી વિપંથિ છે.

હો આપને જનકરાયની આત્મશાંતિ!
હો રામચંદ્રજિ તણી વિભુ પુણ્યકીર્તિ!
હો ધર્મરાજ સમ ધર્મની વાસનાઓ!
કલ્યાણ આપનું જ આપ પ્રજાનું થાઓ!

સ્થાપો અખંડ તે શાંતિ આખી શાહાનશાહતે:
ને મહારાજ્ય–મ્હેલેથી વિસ્તારો વિશ્વશાંતિને.

## ૪૮ મણિશંકર રત્નજી ભટ્ટ ("કાન્ત")

### ચક્રવાક મિથુન

પ્રસરી રહિ ચોપાસ શાખાઓ શૈલરાજની,
ન જણાય જશે કેવી સંધ્યા એ મધ્ય આજની!

સરિતનાં જલ કૃષ્ણ જરા થયાં,
કિરણ સૂર્ય તણાં શિખરે ગયાં,
સભય નાથ પ્રિયા હૃદયે ધરે,
વિરહ સંભવ આકુલતા કરે.

ઝાંખાં ભૂરાં ગિરિ ઉપરનાં એકથી એક શૃંગ,
વર્ષાકાલે જલધિજલના હોય જાણે તરંગ,
પાસે સામે તમ પ્રસરતાં એક ઉદ્ગ્રીવ જોય,
ભીરુ શ્યામા પણ નયનમાં આવતૂં અશ્રુ લ્હોય. ૧૨

વિહગયુગ્મ કિશોર રસજ્ઞ એ,
રસ મહીંજ પરસ્પર મગ્ન એ,
નિભૃત અત્ર અહર્નિશ આવતું,
રમણ આચરવા મન ભાવતું.

ઊંચે બેસી રવિ ઉદયને જોઇ સાથે વિલોકે,
ઘેલાં જેવાં ક્ષણ સ્મૃતિ થતાં જે દિસે હર્ષશોકે,
ઘાટાં ભીનાં વિટપ પર એ ત્યાં નિહાળે સુવર્ણ
માણિક્યોથી ગ્રથિત સરખાં રમ્ય જ્યાં થાય પર્ણ.

હરિત નીલ સુદૂર વનસ્થલી,—
પર મળી સુકુમાર મૃગો રમે,

ઉપવનો તણિ સંવૃત આવલી,
મહિં જવા પ્રણયી તરુણો ભમે.

ન્હાનાં ન્હાનાં ક્યહિં શુચિ સરો, સ્વચ્છ ઉત્તાન રમ્ય
સ્નેહે જોવા થકિ ઉપજતી ભાવના કૈં અગમ્ય !
આછૂં આછૂં મુદિત સ્વનું ચિત્ર સંગીત થાય.
શાનો ક્યાંથી કંઈ નિસરતો મિષ્ટ આમોદ વાય !

અસર સુંદર અદ્‌ભુત રંગની,
સકલ સૃષ્ટિ નવીન ખરે બની;
રવિ મરીચિ બધે હિમને હરે,
ગહનમાં તદનંતર ઊતરે.

શાખાઓમાં તરુવર તણી ચક્રવાકી છુપાતી,
શોધી કાઢે દયિત નયનો જોઈને હૃષ્ટ થાતી,
ચંચૂ ચંચૂ મહિં લઇ પક્ષી પક્ષને પક્ષમાં લે,
ક્રીડા એવી કંઇ કંઇ કરે મૌગ્ધ્યમાં દંપતી તે.

સુયુત બે ચરણો થકિ કૂદતાં,
પવનથી પડતાં, કંઇ બૂડતાં
વિમુખ એકલિ ન્હાતિ પ્રિયા શિરે
પતિ જઈ અભિષેક કદી કરે.

કાંઠે બેસી નજર કરતાં આત્મછાયા જણાય,
બીજાંની ત્યાં પ્રતિકૃતિ ભણી એકદૃષ્ટિ તણાય,
પરા અંગો નહિ કંઈ દિસે પ્રેમ તો તોય વાધે,
જોતાં જોતાં મુખ અવરતું ગાઢ આશ્લેષ સાધે.

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી:
પ્રણયની અભિલાષ જતી નથી !

સમયનું લવ ભાન રહે નહી:
અવધિઅંકુશ સ્નેહ સહે નહીં ! ૪૮

હાવાં રક્ત દ્યુતિ ઉડિ જતાં થાય વૃક્ષો સરોપ,
હાવાં થંડી મૃદુ વહનથી સૂચવે છે પ્રદોપ,
આકાશે જ્યાં હતિ વિચરતી દેવતાઓ ત્યહીંથી,
જાગ્યાં પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહીંથી.

વિરહસંભવને વિસર્યાં હતાં,
બનિ નિરંકુશ એ ય ફર્યાં હતાં.
જવનિકા ત્રુટતાં સ્મૃતિનાશની,
નિકટ મૂર્તિ ઉભી વિધિપાશની.
અનુભવે ન છતાં ક્ષણ એક તે,
વિવશ મૂઢ નિરાશ જ છેક તે,
સહુ થનાર ક્રમે નજરે વહ્યું,
રુદન અંતરમાં ઉછળી રહ્યું. ૬૦

અંધારાના પ્રલયજલથી યામિની પૂર્ણ ઘોર
સ્વેચ્છાના વા કુટિલકૃતિના મંદ્ર અવ્યક્ત શોર,
ઊંડાણોમાં :પડિ સુઈ જતો નિષ્ઠુર પ્રાણ કાલ,
આભાસોથી થતું યુગલ ઉન્મત્ત એ સ્નેહબાલ.

થઇ તથાપિ વિમુક્ત પ્રયાસથી,
લઇ વિદાય નદીતટ પાસથી,
મિથુન એહ ચડે અવકાશમાં,
સ્થિતિ કરે દિનતેજ સકાશમાં.
અવર કાંઇ હવે નથિ દેખતાં,
અવર કાંઇ હવે નથિ લેખતાં,
ચપલ આખરની ક્ષણ એ છતાં
ઉભય જીવન એક થતાં દિસે ! ૭૨

ધીમે ધીમે ગતિ કરિ જતા પશ્ચિમે સૂર્ય જેમ,
શેરી બંને ગ્રહણ કરતાં ઉન્નત સ્થાન તેમ;
દૃષ્ટિ ફેરે વિતત ગગને કાંતિ કૈં ના જણાય,
આછી આછી રસ રહિત ત્યાં વાદળીઓ તણાય,

ઉદધિને રવિબિંબ હવે અડે,
અતિ સમુચ્છ્રિત તેય હવે ચડે,
ક્ષણ લગી પરિરંભ કરી રહે,
હૃદય કંપિત સાથ ધરી રહે.

રોમે રોમે વિરહભયની વેદનાથી બળે છે,
છૂટી છૂટી સહન ન થતાં, મત્ત પાછાં મળે છે.
વેળા થાતાં વિધિ દમનની ગાત્ર ખેંચાય સામાં,
પ્રેમી બંને ધૃતિ અતિ છતાં થાય સંમૂઢ આમાં. ૮૪

ટળવળે નિરખી રચના વને,
તરફડે સમજી રચનારને.
શ્વસન દુઃખિત છેવટ સારતી,
પ્રિયતમા વચ આમ ઉચ્ચારતી:—

"પાષાણોમાં નહિ નહિ હવે આપણે નાથ! રહેવું,
શાને આવું નહિ નહિ જ, રે! આપણે નાથ સ્હેવું!
ચાલો એવા સ્થલ મહિં, વસે સૂર્ય જેમાં સદૈવ,
આનાથી કૈં અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ"

પ્રવદતાં અટકી ગઇ એ અહીં,
અધિક ધીરજ ધારિ શકી નહીં,
થઇ નિરાશ હવે લલના રવે,
મૃદુલ પિચ્છ થકી પ્રિય ને સુવે. ૮૫

પણ હજી દિન શેષ રહ્યો જરા,
નઝર ફેરવિ જોઇ બધી ધરા,
પ્રણયવીર લહી સ્થિરતા કહે,
અગર જો રજ અંતરમાં સહેઃ—

હા! શબ્દો આ સરલ સરખા મર્મને તીવ્ર ભેદે,
ગર્ભાત્માને સ્ફુરિત કરતા ધૈર્યને છેક છેદેઃ
"લાંબા છે જ્યાં દિન, પ્રિય સખી! રાત્રિએ દીર્ઘ તેવી
આ ઐશ્વર્યે પ્રણયસુખની, હાય! આશા જ કેવી!"

"અવર કાંઇ ઉપાય હવે નથી,
વિરહ, જીવન, સંહરિયે મથી,
ગહનમાં પડિયે દિન દેખતાં,
નયન મીચિ કરી દઇ એકતા!"

* * * *

પાછું જોતાં દ્વિજ યુગલને અન્યથા થાય ભાસ,
ઊંડું ઊંડું દિનકર સમું કૈંક દેખાય હાસ,
"આહા! આહા! અવર દુનિયા! ધન્ય!" એ બોલતામાં
નીચે નીચે ઉતરિ પડતું વેગથી દંપતી ત્યાં! ૧૧૨

અધિક એહ પ્રકાશ થતો જતો,
જવ જનાર તણો વધતો જતો;
અમિત એ અવકાશ તણી મહીં,
ક્યહિં જ ચેતન એક દિસે નહીં. ૧૧૬

બીજો પાઠ— ક્યહિં અચેતન એક દિસે નહીં.

૪૯ ગણપતલાલ ભાવસાર

## દશરથનો અંતકાળ

'તે સમે ય સખી આવી જ રજની, દારુણ તે દિ' નિદાઘ,
દક્ષિણ વહ્નિથી કિંશુકે કિંશુકે લાગી હતી તે દિ' આગ.
શિરીષ આભલાની નીલિમા ધરી ફૂટી ફૂટી મલકાય,
માધવીકુંજમાં માધવીને એની ફોરમ ના સહેવાય.
તે દિ' હતી પ્રિયા માધવી પુષ્પ સમી તું ય, પિતાનું વન,
ફોરમે ભરતી; હું યુવરાજ; ને નિર્મળ તે દિ' ગગન.
તે રજનીમાં હતા આ જ તારલા મુક્ત આકાશને ઉર;
બાલિકા શી તે દિ' હતી આ સરજુ, ન્હોતાં આ યૌવનપૂર.
તે દિન—જે દિનની કરું વાત—હું—હતો જરીક ગરમ,
મેં ધાર્યું કે લાવ સરજુતટનું આપણું મૃગયા-વન
જોઈ આવું જરી; મૃગલાં કેરો મળશે કોઈ શિકાર,
કરીશ તો, નહિ તો બેસી સૂણીશ અંતરના ધબકાર
સરજુ કેરા; એમ વિચારીને તીર ધનુષની સાથ,
પગપાળો સરજુતીર પ્હોંચ્યો, વા મહીં વીંઝતો હાથ.
ગભીર સરજુનીરમાં અરધો ડૂબતો રક્ત તપન
દેખાય, અંધારે ઝાંખાં પડી જતાં આમલીપીંપળીવન.
આભલાની સામે મૂકી ઉઘાડાં ગોપન અંતર્દ્વાર,
ધીરે ધીરે નદીનીર વહી જતાં; દક્ષિણે દૂરનો પ્હાડ
તાલતમાલનું વીંઝે જટાજૂથ, પંખીતણા ટહુકાર
થતા અચાનક એક પળે; કદિ અન્ય અવાજ લગાર
આવતો ના જરી ભંગ કરાવવા તીણાં તમરાનાં ગાન;
સરજુનીરમાં રાખી નજર હું ચાલતો'તો; કરી દાન
તિમિરથી અકળાતા આકાશને તારાને, સરજુતીર—
—માંડી લપ્યા રવિદેવ સમસ્ત; ત્યાં સંકોરી શ્વેત શરીર

વનનાં ઝાડઝાંખરાંથી આવ્યો શશિ અચાનક બહાર.
નદિના નીરમાં તેજ દોડયું એનું, કોકિલ દે ટહુકાર.
સુખમહીં જરી પાણી રેડ પ્રિયા, અંધારે ઘેર્યું ગગન,
તે દિ' હતો મધુ ચંદ્રમા આભમાં, વાયુથી વ્યાકુળ વન.
ધીરે ધીરે મેં કર્યો પ્રવેશ એ નીરવ વનની માંય,
કોઇ અતિથિને કારણ વનડે ઢાળી'તી શીતળ છાંય.
ચંદ્ર વિચિત્ર ત્યાં સાથીઆ દોરતો, તમરાં ધરતાં ગાન,
માધવી ફૂલનાં છાબડાં ઢાલવી કરતી ફોરમ દાન.
પાંદડે પાંદડે નાચતાં કિરણ, ફૂલે ફૂલે ઊડે ગંધ,
છાયા–પ્રકાશના સંજોગમાં જાણે વનડું હર્ષથી અંધ.
દોડી આવે કદિ સ્હેજ અચાનક ઉતલા સમીર લ્હેર,
ખરખર કરી પાન ખરી પડે નાચતી છાયાની સેર.
શ્રાંતિ અનુભવી બેઠો ચઢી એક વડલાની ઊંચી ડાળ,
સામી દેખાતી'તી શ્વેતરંગને ભેટતી સરજુપાળ.
આકાશમાં એકે વાદળી ના જડે, ઝાંખું તારાકેરું તેજ;
એક પછી એક પ્હોર વીતી જતા, લાગતું જાણે 'સહેજ'.
આભનો અરધો પંથ પૂરો કરી પશ્ચિમે ઢળતો ચંદ.
વનના છાંયડા પૂરવ દિશમાં ધસતા સૂંઘીને ગંધ
ફૂટતાં ફૂલની; એવામાં સરજુતીર પે સ્હેજ અવાજ
'ભડ ભડ' કરી થયો અચાનક, ને મેં શિકારને કાજ
ધનુષની પર તીર ચઢાવી કાનપે તાણી કમાન,
મૃગલું ધારીને બાણ ફગાવ્યું, ને–અને–હાયરે ! રામ !

---

## ૫૦ બલવંતરાય ઠાકોર

### એક તોડેલી ડાળ

નથી પાસે કોઈ મૃદુ હૃદયને શાંત કરવા,
ચુમી અશ્રૂ છાતી સરસિ ધરિ પીયૂષ ભરવા;
નિશા અંધારીના વિરલ લઘુ તારા પણ તિહાં
નહીં પ્રેરે જ્યોત્સ્ના, પડિ રહિ સુના આ શયનમાં.
ગયો સંધ્યાકાળે પ્રિતમ રિપુ સામે સજ બની,
પડો વાગ્યો, 'હાં રે મરદ સહિ રહો જ જનની!'
સ્વદેશે આપત્તી સુણિ ઘર રહે માઇપુત કે?
થયો ભેરી ડંકો હિસ રદિ કરે રાજપુત કે?
પિયૂ શૂરો આ તો સુપુત લડવૈયા કુળતણો,
યશાકાંક્ષી પૂરો રણકુશલ, જુવાન વયનો.
વધાવે પત્ની ત્યાં ભુજ તુરગકેશે ચુંબવિને
ઉભેલો બોલ્યો, દક્ષિણ કર ખભે સહેજ મુકિને:
"સતી, તહારી પાસે અહિં જ જિવ રાખી કુચ કરૂં,
વિના દેશે શાંતી, રિપુભય શિરે મેલિ ન ફરૂં.
પ્રભૂ હાથે બાજી, કયમ નહિ બને બેલિ સતનો,
—કહો તેજીને કે સમરણિય કરજોનિજ જતન."
પડ્યું શ્રવણ નામ ગર્વભરિ ડોક ઉંચી કરે,
તિહાં ઝટ થઈ સવાર હસિ ફેરવી ઘોડલી;
કરી તિલક ભાલ જયમાલ કંઠ આરોપિ તે
સ્વિકારિ કઇ નાચતી, સજળ નયન રાચતી,
વિયોગ ન કળાવતી થઈ અલોપ એ ઘોડલી.
પછી વૃદ્ધો ભેગા મળિ ગન બનાવો રસભર્યા
ઉકેલી બેઠા, ને પ્રહર રજનીના નવ ક્યા.

જુનાં પ્રૌઢાં જુદ્ધો, જહિં પવનવેગી અણિસમે
ધસારે વીંધેલાં રિપુદળ રસાસે મરણિયે;
બચાવો દુર્ગોના મુઠિભર હઠીલા જણ થકી,
ટકાવો કિલ્લાના ભુખતરસ રોગેય ન ડગી;
ઉમંગો જીત્યાના, અધર જિવ હારોનું સુણતાં,
યશો ને ત્રાસો ને રણ સમયનાં લોહિ તપતાં:
કહ્યૂં સર્વે ધીમે સ્વર રસભરી સ્વાનુભવનો,
—કિશોરો સ્ત્રીઓનાં કથનરતદીસંત વદનો.
વળી વચ્ચે વચ્ચે સ્વકુલતિલકોનાં અવરનાં
સ્મર્યાં નામો, જે ભાવિક ભુમિઉરે શાશ્વત રહ્યાં:
ચડી યોધો જ્યારે અરિપૂર પ્રદેશે ફરિ વળે,
તિહાં સ્વાતંત્ર્યો જીવનધન સમૃદ્ધી જ સકલે
જતૂં તાર્યૂં,—તારી પ્રલયથિ વરાહે જ્યમ ભુમી.
મહાવીરો તેના અમર ચરણે વંદન નમી
કહ્યા સર્વે ધીમે સ્વર ઉછળતા યૌવનતણા
પ્રતાપો ઉદ્રેકો, સ્મરત વિપદે જે ધૃતિધના:
થયાં સ્ત્રીઓકેરાં દગ ચળકતાં દેશપ્રણયી,
કિશોરો જૂવાનીઅવસર ચહે ઉત્સુક થઈ.
પછી મોડી રાતે સકલ વિખરાયૂં શમિ ગયૂં.
અને સૂવા સૂતી, પણ રુધિર આજે ન ઠરિયૂં.
અકેલી એ સેજે અદઉઘડ પક્ષ્મોનિ ભિતરે,
સ્મૃતી આણે દસ્યો, જિવનપટ જાતે જ ઉકલે.
ગયાં જૂદે જૂદે સમય જનની બાઇ વડિલ.
ખુલાળી દે મીઠી કુમળિ ભગિની નેહસલિલ
સહૃ સાથે વર્ષી; વળિ ગત થયાં હોય ફરિને
અને સાથે, રે આ અમથડિ જ જાણે પ્રિય ત્રણે,

ચંડ એવા ઝૂમા ત્રિપટ ઉરસાથીવિરહિને,
વહે રેલે આંસુ, ફરિ ફરિ ધ્રુજે છાતિ ડુસકે!
નથી વ્હાલો કે કો નિકટનું ભુજે છાતિ બિડવા,
મિઠે બોલે સ્પર્શે શમવિ કળ ને શાંત કરવા:
શમા આપે કાળે. રુદન થકવેલી મૃદુ કળી
નિશા ને નિદ્રાની પૃથુશિતલ ગોદે ગઈ ગળી.

---

૫૧ ન્હાનાલાલ દલપતરામ કવિ—

## વીરની વદાય

મ્હારા કેસરભીના કંથ હો! સિધાવો જી રણવાટ:— ટેક
આભ ધ્રુજે, ધરણી ધમધમે, રાજ, ઘેરા ઘોરે શંખનાદ:
દુંદુભિ બોલે મ્હારાજના હો સામંતના જયવાદ: મ્હારા૦
આંગણ રણધ્વજ રોપિયા, રાજ, કુંજર ડોલે દ્વાર;
બંદીજનોની બિરદાવલી હો ગાજે ગઢ મોઝાર: મ્હારા૦
પુર પડે, દેશ ડૂલતા, રાજ, ડગમગતી મ્હોલાત:
કીરત કેરી કારમી હો એક અખંડિત ભાત: મ્હારા૦
નાથ, ચડો રણઘોડલે, રાજ, હું ઘેર રહિ ગૂંથીશ
બખ્તર વજ્રની સાંકળી, હો ભર રણમાં પાઠવીશ: મ્હારા૦
સંગ લિયો તો સાજ સજૂં, રાજ માથે ધરૂં રણમોડ:
ખડ્‌ગને માંડવ ખેલવાં હો મ્હારે રણલીલાના કોડ: મ્હારા૦
આવતાં ઝાલીશ બાણને, રાજ, ઢાલે વાળીશ ઘાવ:
ઢાલ કુટ્યે મ્હારા ઉરમાં હો ઝીલીશ દુશ્મનદાવ: મ્હારા૦
એક વાટ રણવાસની, રાજ, બીજી સિંહાસન વાટ:
ત્રીજી વાટ શોણિતની સરિતે હો શૂરાંનો સ્નાન ઘાટ: મ્હારા૦

જય કલગીએ વળજો, પ્રીતમ, ભીંજશું રાગે ચીર:
નહિ તો વીરને આશ્રમ મળશું હો સુરગંગાને તીર: મ્હારા૦
રાજમુગટ, રણરાજવી, રાજ, રણઘેલા રણધીર:
અધિરો ઘોડલો થનગને, નાથ, વાગો રણે મહાવીર! મ્હારા૦

---

## ૫૨ મનસુખલાલ મગનલાલ ઝવેરી—

### અભિમન્યુનું વીરોચિત મૃત્યુ

× × × ×

ચાપહીન થયે એને ઉર ઉત્સાહ ઓસર્યો.
ને વળી પલમાં પાછો ગદાથી એ કુદી પડ્યો.

ઘૂમંતો કૌરવોના અનલ ગગનમાં મેઘ શો ચંડમૂર્તિ,
ઝીલંતો શત્રુવર્ષ્યાં પરશુ શર અને તોમરો અગ્નિતીખાં
વીંઝંતો વેગથી એ વિપુલ વડિ ગદા કાળની શક્તિ જેવી,
કૂદી ઉન્મત્ત વેશે કુરુકુલદલને છૂંદતો ઘાતઘાતે.
જેવો કમલિની કેરી કુંજે કુંજર કૂદતો
એમ કૌરવકુંજોમાં કૂદતો પાંડુકુંજર. ૧૨
પ્રૌઢા પાદપ્રહારે ધરણિ ધમધમાવંત ભૂકંપ જેવો,
ગર્વીલા સિંહનાદે ગહન ગગનના ગાભને ગાળનારો,
હારેલા તાત કેરા, તુમુલ લઈ ગદા, વૈરને વાળવાને
તૂટ્યો દૌઃશાસનિ ત્યાં, રણરમણ ચડ્યા શૂર સૌભદ્ર સાથે.
ભર્યા જેમ ઘનો ગર્જી આથડે આભઆંગણે
તેમ જોબનઘેલા બે આખડ્યા સમરાંગણે.
ઝંઝાવાતો સમા એ ઘુમિ ઘુમિ ઘુમિને લોક કંપાવનારા,
તોળી તોળી ગદા એ કડડડ કરતી ઝીંકતા સામસામા;

ગર્જીને દાખવંતા નિજ કરબલ એ મત્ત માતંગ જેવા,
ખેલંતા શૌર્યકેરાં સમર, અમરને આંજતા, યૌવનાળા. ૨

મત્ત માતંગ શા બંને કરકૌશલ દાખવી
વિસ્મયે ભયથી હર્ષે શૂરનાં ઉર પૂરતા.

સરર તોળિ ગદા અભિમન્યુએ કડડ ઝીંકિ જદા પ્રતિપક્ષિ શું:
ચરર ચિત્ત ચિરાઈ જતાં તહીં 'અરર!' શોપ થયો કુરુસૈન્યમાં.

પણ ત્યાં અંગચાપલ્યે સરકી કુરુકુંજરે
ઝીંકી ભીમ ગદા સામી કરતાં ગર્વગર્જના. ૩

સ્વબલથી અભિભૂત જ એ થયો, ક્ષિતિતલે અભિમન્યુ ય ત્યાં પડ્યો:
કડક કંપ્યું અનંતનું આંગણું, ખળભળ્યા ક્ષિતિના સહુ સંધિઓ.

પડ્યા ભૂમિ પરે બંને વીરો ત્યાં નિજ વેગથી,
પણ ત્યાં પલમાં પાછો દૌઃશાસનિ ઊભો થયો.

ઊભો થતાં જ ઊઠતા અભિમન્યુ માથે
વિદ્યુત્ સમી નિજ ગદા પળમાં જ ઝીંકી:
વ્યાયામશ્રાંત રણવીર રણે હણાતાં
ગાજી રહ્યો કુરુકુલાંકુર સિંહનાદે. ૪

ગૌરક્ષા કાજ ચાલ્યા નિજ જનક તણી આમ કર્તવ્યપૂર્તિ
થાતાં, એના શરીરે અમર દિપિ રહ્યો એક આનંદજ્યોતિ:
ઉલ્કંઠી અપ્સરાઓ અમર કુસુમ ત્યાં વીરસે અંગ ચર્ચે
ડૂબંતો ભાનુ યે ત્યાં કનક કિરણથી વીર્ય એનાં વધાવે.

સૂર્યમંડલ ભેદીને વીરનો જ્યોતિ આત્મનો
બ્રહ્મમાં ભળતાં વિશ્વે શોકાદ્ધિ ફરી વળ્યો. ૫

---

# સ્તબક ૭

## ૫૩ સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ (કલાપી)—

### તારામૈત્રક

વિજળી શો થયો આ શો ઝણ્કારો જલની મહીં ?
ઉડતાં હંસ, ચોંકીને પાંખો એ નભમાં ચડી.
નેત્રો ઉડે હંસનિ સાથ ઊંચે અહા તહીં કૈં વચમાં મઝૂરૂં !
ના ચાલતી આંખ હવે અગાડી જરા ચડી ત્યાં જ ફરી ગઈ તે.
માથે બેડૂં લઈ ઊભી સામે કો નવયૌવના,
મુખે છે હસ્ત એ ન્હાનો ઝરી સ્વેદની લૂછવા. ૧૨

એનૂં જ બિંબ જલમાં પડિને ઉડ્યૂં'તૂં
એથી જ વ્યર્થ ડરિ હંસ ગયેલ ઊડી;
એ વીરનાં નયન એ જ ચડાવનારૂં,
લૂટી જનાર દવતૂં ઉર એ જ, એ, એ !
જેને નિહાળિ નયનો ફરતાં હતાં ત્યાં
તેનો જ હંસ બનવા દિલ હાલ ઇચ્છે;
તેના જ પાદ મહિં પાંખ પડી ગઈ સૌ,
તેને જ કાજ ઉરતખ્ત થયૂં જ ખાલી.
સ્તંભી જરા વદન એ નવ કોણ જોશે ?
ચાલ્યાં જશે નયન એ નિરખ્યા વિના કો ?
એવી ન કાર્ય તણિ કાંઇ જ તીવ્રતા છે,
કર્તાતણો અહિં ન જે ઉપકાર ગાશે.
સૌન્દર્ય આવું ધરતી ઉપરે નિહાળી
હર્ષે કર્યૂં હૃદય ના મગરૂર થાશે ?
તો છો યુવાન પણ આ નિજ આંખ ઢાળે,
છો પાંખને નવિન આ લહરી ઉરાડે.

હજી એ કન્યા છે નવિન મૃદુ કો પુષ્પ ખિલતું,
કહીં પાંખો ખીલી, કહિં હજુ બિડાઈ કહિં ખિલે;
સુગન્ધીની વેળા મધુતર હશે કોઈ જ નહીં:
સુરંગોની લક્ષ્મી વધુ વળિ હશે સુંદર કહીં ?
જે ક્રીડા મૃદુ ઉગ્રતા સભરતા લાવણ્ય જાદૂભર્યાં
રૂપે યૌવનની સ્વતંત્ર રસિલી મૂકી દશા જે શકે,
તે કો તાનમહીં ઉંડા હૃદયના એકાગ્રતા ધારતાં,
જોનારાં નયનો અને ઉર નહીં એકાગ્ર કોનાં કરે ?
વિનિમય મધુ એવો યોધ સાધી રહ્યો છે,
પૂરમહિં ઉર વ્હેવા છૂટ છે પૂર્ણ પામ્યું;
ખડક જગત કેરૂં આજ પાણી થઈને
વિપુલ રસતણા કો ધોધમાં જાય ચાલ્યું.

ભરે છે દૂર ત્યાં વારિ કન્યાની સખિ તો હજી
ફરે છે તીરની કુંજે ભોળી એ મૃદુ આંખડી.

થોભી ઉભી જરિક એ સખિ કાજ બાલા,
ન્હાની રહી પગતણી જરિ એક ઊંચે;
તેને અડી ફરફરે અનિલે નિસાળા,
એડા પરે અલક એક વિંટાઈ ઊડે.
સામે જ ગૌર મુખ છે સ્થિરતા ધરીને
ને નેત્ર કાંઈ તિરછાં બનતાં ફરે છે;
પ્હોંચી હતી નજર એ ત્યહિં યોધ પાસે
જ્યારે હતાં નયન હંસ પરે ઠરેલાં.

પાદ ને આંખડી એ તો હતાં ત્યાં સ્થિર થૈ રહ્યાં;
હૈયાનાં આંસુડાં મીઠાં સામેની છબિએ ઢળ્યાં.

મનહર છબી ભાળી નેત્રે અને હૃદયે ઢળી,
પરવશ થતાં લ્હેરી મીઠી નસેનસમાં ચડી;

હૃદય કુમળૂં એ યોદ્ધામાં જડાઈ ગયૂં, અને
સહુ અરપવા, અર્પી દીધૂં છતાં અધિરૂં બને.
યોદ્ધાની તો નઝર હજિ છે ત્યાંજ ચોંટી રહેલી,
તો યે તાજૂં તન મન થતૂં સૂચવે આંખ કાંઈ;
'હૂં એવું એ!'–ઉર સમઝિ એ કાંઈ આનંદ માને,
સંસારીને પ્રણયસુખની એ જ સીમા અહીં છે.
ક્ષણ થઈ અને બાલાનાં એ ઢળી નયનો જતાં,
પણ સુરખિ કો ગૂલાબી શી છવાઈ કપોલમાં;
ધડ ધડ થતૂં હૈયૂં લોહી વહાવિ રહ્યૂં બધે,
થર થર થતાં ગાત્રો સર્વે પ્રુજે બનિ મુગ્ધ છે.
જાદૂભર્યાં નેત્ર વહાવિ જાદૂ કો અન્યના જાદુમહીં ફસાતાં;
તે જાદુનૂં ઝેર ઉતારવાનૂં કોની કને ઔષધ કૈં મળે ના.

---

**૫૪ ચતુરભાઈ ઉમેદભાઈ પટેલ—**

## અજબ તાર ખેંચ્યા અહા!

પ્હણે નગરપાદરે બકુલવૃક્ષ કેરી ઘટા,
વિશાલ, મન રંજતો, અતલ પ્રેમવાપી જયહાં
ગભીર વળી ભવ્ય (કિંતુ રમણીય એની છટા),
ઉભો જ ગત કાલના અમર શેપ જેવો મહા.
જલાર્થ પુરયુવતીગણ સદા સ્થલાકર્પણે
તણાઈ અહિં આવતો; મચત ગોષ્ટ ગુંજારવ;
અને રસ ઝુલંત કુંદગજરા શું સ્ત્રીમંડલ
રહે જ કૂપ ઘેરતું; મહિં અજોડ લીલાભરી
ભળે પણ જુદી તરે ગુલછડી શિ મ્હારી સખી.

પ્હણે શિતળ ચૉતરે અવનવાં જ તોફાનમાં
અમે પુરકિશોરજૂથ વટરાજની છાંયમાં
રમી ગજવિ કુંજ શોર કિકિયારી કેં કેં કરી
વિતાડિ મધુ સાંઝ થાકિ થઈ શાંત ચાલ્યા જતા. ૧૩
છતાં રમતમાં ય મ્હારું મનડૂં કુવે દોડતૂં,
અને નયન શોધતાં ફરિફરી જ મ્હારી સખી.
ભરેલ અલવે ઘડો કનક બ્હેડલે નામતાં
થતા દગ દગે અહો ગુપત વીજસંદેશડા !
મુખે વિચલ હાસ્યરેખ કુટિ નેન ભ્રુકુટી વળી
શમી થતિ અલોપ, ને શરમ રમ્ય સંધ્યા સમી
ધિરે વદન આવરી નયનને ઢળાવી જતી.
અમે દિનદિને ત્યહાં અજબ તાર ખેંચ્યાં અહા !
અજાણ વણચૂક એ અતલ પ્રેમવાપી જતાં.
અમે દિન દિને નવાં અકથ ઊર્મિતાને ભર્યાં
મુગાં નિજ ગૃહે જતાં, વિકલ તોય રાજી થતાં.
અને મધુર નીંદરે સ્મરણ એ અધૂરાં મિઠાં
અને નિશિનિશી નવાં સ્વપનવારિસીંચ્યાં નવાં. ૨૬

---

૫૫ ઉમાશંકર જેઠાલાલ જોષી :

## સખી મેં કલ્પી'તી.

સખી મેં કલ્પી'તી પ્રથમ કવિતાના ઉદય શી
અજાણી ક્યાંથી યે રસળિ અણધારી નિતરતી
ઉરે ઊર્મિમાલા લય મધુર ને મંજુલરવા;
જતી તો યે હૈયે ચિર મુકિ જતી મોદમદિરા.

સખી મેં ઝંખી'તી જલધરધનુષ્યેથિ ઝુલતી
અદીઠી શી મીઠી નવલતર રંગોનિ લટ શી
પ્રતીબિંબે હૈયે અણુઅણુ મહા અંકિત થતી;
સ્ફુરંતી આત્મામાં દિનભર શકે સ્વપ્ન સુરભિ.
સખી મેં વાંછી'તી વિરલ રસલીલાનિ પ્રતિમા
સ્વયંભૂ ભાવોના નિલય સરખી કોમલતમ,
અસેવ્યાં સ્વપ્નોના ફુલદલ રચ્યા સંપુટ સમી;
જગે મર્દાનીમાં બઢવતિ જ ચિત્તે તડિત શી.
મળી ત્યારે જાણ્યું મનુજ મુંજ શી, પૂર્ણ પણ ના:
છતાં કલ્પ્યાથી યે મધુરતર હૈયાંનિ રચના.

---

## ૫૬ ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (સુંદરમ્):

### તે રમ્ય રાત્રે

તે રમ્ય રાત્રે
ને રાત્રિથી યે રમણીય ગાત્રે
ઊભી હતી તૂં ઢળતી લતા સમી
ત્યાં બારસાખે રજ કાય ટેકવી.
ક્યાં સ્પર્શવી?
ક્યાં ચૂમવી? નિર્ણય ના થઈ શક્યો.
ને આવડી ઉત્તમ કામ્ય કાયા
આલિંગવાને સરજાઈ, માની
શક્યું ન હૈયું: જડ થીજિ એ ગયું
એ હેમ સૌંદર્યતણા પ્રવાહમાં.

ને પાય પાછા ફરવા વળ્યા જ્યાં
ત્યાં સોડિયેથી કર બ્હાર નીસરી

મનોજ કેરા શર શો, સુતન્વી
કાયાકમાને ચડિ, વીંધવાને
વસંત ભાખ્યો: 'નથિ રે જવાનૂં!'
હલી શક્યો કે ન ચલી શક્યો હૂં
નજીક કે દૂર જઈ શક્યો ન હૂં
એ મૂકતાસાગરમાં વિમૂકતા–
તણા અટૂલા ખડકે છિતાયલા
કો નાવભાંગ્યા જનને ઉગારવા
આવંત હોડી સમ તૂં સરી રહી.
ક્યાં સ્પર્શવો? ક્યાં અડવો? ત્હને તે
નડી કશી ગૂંચ ન લેશ ત્યારે
તે રમ્ય રાત્રે,
રમણીયગાત્રે!

---

## ૫૭ મણિશંકર રત્નજી ભટ્ટ : (કાંત)

### આપણી રાત

શરદ પૂનમની રઢિયાળી સદા
મ્હને સાંભરે આપણી રાત, સખી!
હસે આકાશે ચંદ્રમા, તારા લસે, મ્હને૦

વદને નવજીવન નૂર હતૂં,
નયને પ્રણયામૃત પૂર હતૂં,
હૃદયે રસમાં ચકચૂર હતૂં, મ્હને૦

ન્હાતાં ન્હાતાં પ્રકાશમાં પ્રેમતણી
કીધી વિશ્રબ્ધ વાતો રસીલી ઘણી,
કલ્પનાની ઇમારત કૈંક ચણી, મ્હને૦

ત્હારું સ્વાર્પણ અંતરમાં જ લહૂં,
કથા અદ્‌ભુત એ જઈ કોને કહૂં ?
સ્મરતાં જલમાંહિં નિમગ્ન રહૂં, મ્હને૦

રાત રૂપાળી રૂડી રસાળી હતી,
આશકોની અપૂર્વ દિવાળી હતી,
આખી ઉત્સવ માફક ગાળી હતી, મ્હને૦

પ્રાણો આપણાનો ત્યારે યોગ થયો,
અંગે અંગનો ઉત્તમ ભોગ થયો,
—અને આખર આમ વિયોગ થયો ! મ્હને૦ ૧૮

(અને પાછી ૧લી કડી પૂર્વાર્ધ ઉત્તરાર્ધ ઉથલાવીને)

---

**૫૮ કૃષ્ણલાલ જેઠાલાલ શ્રીધરાણી :**

## ભતવારીનું ગીત

ગોધણધણીની ભતવારી રે હું ગો૦
આંબો ને હૂં પ્રેમક્યારી રે પતિ આં૦

સેંથડે સિંદૂર, પ્રેમનાં આંજણ, આંજ્યાં આંખે મતવારી,
ઢેલડી જેવિ હું થનગને નાચૂં, આવને મોરલા રબારી: હું ગો૦

રુમઝુમ રુમઝુમ ઝાંઝર ઝમકે, ભાલેશી સ્નેહની સિતારી,
ખેતર ખુંદીને કંથ થાકીને આવે, દેખે ત્યાં થાક દે વિસારી: હું ગો૦

હળવે ઉતારી ભાત મહીડાં પરીસૂં, ફુલડાંની પાથરૂં પથારી,
કંથને કાજ ઘર રેઢું મુકીને આવું શામે દાડિદાડી: હું ગો૦

વાલમને છોગલે ગૂંથું ચંબેલડી, પીછાં ગુંથૂં હું સમારી,
જોઈ જોઈને એ મુખ રળિયામણું હૈયામાં ઉડતી ફુવારી: હું ગો૦ ૧૫

---

### ૫૯ જન્મશંકર બુચ ("લલિત")

#### મઢૂલી

મઢૂલી મઝાની પેલે તીર, સંતો વ્હાલાં!
અનેરી અમારી એ લગીર,
વૃક્ષો વેલડીઓ વાળાં, કુમળાં ફળ ફૂલ રસાળાં,
લઇ જાવ લ્હાણું એ લગીર, સંતો વ્હાલાં!
મનની કંઈ મોજમજાઓ, રસિયાં ઉરના કંઇ લ્હાવો,
લેવાને આવજો લગીર, સંતો વ્હાલાં!
સામે સંસારિ વિલસે, વચ્ચે જીવન સરિતા વ્હે,
રેલવિયે ત્યાં રસરંગ લગીર, સંતો વ્હાલાં!
ઉડવાય સફર સહિયારી, સુખદુઃખની કંથા ધારી,
આનંદ ઓર એ લગીર, સંતો વ્હાલાં!
લગની રહેવા સ્હાવાની, ગીતડાં પ્રભુનાં ગાવાની,
લાગે તો આવજો લગીર, સંતો વ્હાલાં! ૧૨
મઢૂલી મઝાની પેલે તીર, સંતો વ્હાલાં!
અનેરી અમારી એ લગીર!

---

### ૬૦ બળવંતરાય કલ્યાણરાય ઠાકોરઃ

#### પ્રણયપ્રશસ્તિ (૧૧-૧૨-૧૯૩૬)

આજ, જગદેવ, જગ ગાલ પર પ્રણયની વાજતી ગાજતી શી ચપેટ!
વાગિ વેસ્ટમિન્સ્ટરે થડ! જતી થડથડત્ શી ઉટાવાથી આકલાંદ હેઠ!
રાય બાલ્ડ્વિન, નીચું જોય છે સ્મટસ, ને મોઘ પેલો ભલો સાધુ ગાંધી,
સત્યને અખતરે સ્ત્રી દીઠી બ્હેન, સાઃ જેહને જોગમાયા ન લાધી!

સાંભરે ઍન્ટની, અવતરી શું ફરી ક્લીઉપેટ્રા, ગજબ મિસ્રરાણી?
સાંભરે કચ, ગણી 'ફરજ જેણે વડી,—અનિ જિવનગરલ તો દેવયાની!
સાંભરે હેલના, કારમી અંગના, ટ્રોય ગ્રીસે સકલ વીર મોહ્યા,
સાંભરે દ્રૌપદી, પાંડવોનૂં શું—તે અવગણી કૌરવો જેહ રોળ્યા! ૮

ગાદી ને તાજ તેજે ગ્રહણ ઘાલિયાં યૂરપી ભારતે, ના છૂટ્યાં તે,
—માર્સ ફ્રાયો તિહાં ધસી ચડી વીનસ, શ્રેષ્ઠ સામ્રાજ્યને યે ગ્રસે એ!
તોપતરવારથી તીક્ષ્ણ છે દામિની કામિની નેણની તરલ તીરછી,
રાજ્ય શું! તાજ શું! સૌખ્ય કર્તવ્ય શું!—નર વીંધાતાં પડે ધબ્બ મૂર્છી!

એક ઉગરે ભગત, જેહનો જગત તો નિત્ય ઉપહાસ કરવો પ્રમાણે,
ભગત જગદેવને ભજિભજી તેહની જાદુઝર મોહમાયા વખાણે.
ને નમે જો જગત તે મહાપુરુષને જે પ્રણયમૂર્તિ ભુજપાશ કાજે
છાંડતો શ્રેષ્ઠ સમ્રાટપદ જગતનું, તો ભગત તેહ નરવીરને
પ્રણયસમ્રાટ પદથી નવાજે! ૧૬

---

**૬૧ મગનભાઈ ભૂધરભાઈ પટેલ (પતીલ):**

## પ્રેમનો જાદુ

નહિં હતૂં મ્હને લવ ભાન મગજની છુપી શક્તિનું મ્હારી
જ્યાં સુધી આદરી મેં ન હતી તુજ યારી.
પણ ગયું મ્હારૂં તમ અને ઉઘડતી આંખ થઈ મુજ ત્યારે
મુજ તર્ફ આપવા લક્ષ લાગિ તૂં જ્યારે!
મેં તહને ખેંચિ મુજ તર્ફ તેમ તૂં મ્હને રહેલી ખેંચી
ને એક અન્યને લિધાં આપણે વ્હેંચી.
પછિ સ્નેહ આપણો પ્રેમ વિષે પલટાયો,
ને બની વસ્તુ તે ગઈ, હતો જે છાયો. ૮

ઓળખ્યાં આપણે એક બિજાને જ્યારે,
એકેક થકી વધું સરલ થણા અનુવાદે.

જ્યાં જુવે બિજા સૌ ભૂલ ભવ્યતા ત્યાંય આપણે દેખી,
બળ એક બિજાનૂં યોગ્ય આદરે લેખી.

જ્યાં હતો મને સંદેહ, મળ્યો ઉત્સાહ ત્યાંય તુજ આવી,
ને નાખ્યું માહરૂં સર્વ ફેરવી ભાવી.

ગતિ કરી આપણે જિવનસમરમાં સાથે,
કાળને કાપતાં જતાં આપણા હાથે. ૧૬

ભયતણાં ભૂત નવ હવે આવતાં આડે
રહિ ગયાં ભૂખ ને ભાર વળી પછવાડે.

કર્મથી કસાતાં રહ્યાં આપણે તાજાં
મ્હારથી ભલે નહિ તો ય બિતરમાં સાજાં.

કેળવી આપણે કલા જગત તેહને કહે છે જાદુ:
કેટલું બધૂં એ કહે રહસ્ય જ સાદું! ૨૪



૬૨ મુકુન્દ વિજયશંકર પારાશર્ય:

## મોટો પ્રશ્ન

એક દિન મ્હેતાજીએ છોકરાંને પ્રશ્ન કર્યો
'ઇતિહાસ વિષે પ્રશ્ન સૌથી કયો મોટો છે?'
વાદ કરી છોકરાઓ પ્રશ્નનો વિચાર કરે,
મ્હેતાજીની આંગળીની ચીંધ સહુ માથ ફરે,
કુરુક્ષેત્ર ? ટ્રોય તણો?—ઈતિહાસ ખોટો છે.
ફ્રેંચ રાજક્રાંતિ? એવી ક્રાંતિનેય જોટો છે.
રાજ્યમાં સુધારા? ધારાફેરનો ક્યાં તોટો છે.
વીજળી કે સંચા શોધ? એ તો પ્રશ્ન છોટો છે.
નોખનોખા ધર્મ પંથ? અરે એમાં ગોટો છે.
'સિપાઈના બળવા'ના વાંસા ઉપર્ સોટો છે!
સત્યાગ્રહ? એમાં ય તે કૈંકે મેલી દોટો છે!
આવડે ન–તો તો ગાલે મ્હેતાજીની થોંટો છે!
છેલ્લે બાંક છેલ્લો 'રાંક છોકરો જવાબ દે
"સાબ! સાબ! પ્રશ્ન એક રોટલાનો મોટો છે."

---

૬૩ હંસરાજ હરખજી—

## ગરીબોનાં હૈયાં

માણેક મોંઘેરાં, ડેરાં દેવનાં, ગરીબોનાં હૈયાં:
જ્યાં ભાળ્યાં પ્રભુનાં નામો નોંધેલાં અણસૂણ્યાં નવાં: ટેક.

ઓળખજો આળાં એવાં પોચાં પોચાં રૂ જેવાં:
વ્હાલા જો જો ના વધુ વીંધતા, ભેટો ગ્રહી બૈયાં—ગ૦ મા૦

દેવા નવ દમડી હોયે, અમૃતજલ દેજો તોયે:
વાંકી ભૃકુટીએ ના દૂભાવતા—ગ૦ મા૦
સ્નેહીને સૌ યે માને, બમણો બદલો લેવાને:
સ્વાર્થહીને સેવે દીન દેવતા, મળશે ક્યાં એવાં—ગ૦ મા૦
જઠરા અધરાઈ જ્યાં જ્યાં, ચાબુક ચલવે સુરવર ત્યાં:
માયાવી યજ્ઞો બીજા માનવા, ભૂલતા નહિં ભૈયા—ગ૦ મા૦
પામરને પ્રભુજી વેચાયા, બોલે બાંધ્યા જગરાયા:
બાળકડાં આપણ એ મહાબાપનાં, સૌ યે ખેલડિયાં—ગ૦ મા૦
પડતાં પડતાં પગ ધરતાં, ડરતાં ડરતાં ડોલન્તાં;
ઉચ્ચરતાં વચનો આશીષનાં, ટુકડાનાં ભૂખ્યાં—ગ૦ મા૦
દિલની ચૂતી આંખડિયે, ડસડસતાં રોતાં હૈયે,
શબ્દો સૂણાયે કિરતારના: સુણજો સુણનારાં—ગ૦ મા૦

---

## ૬૪ રમણલાલ પીતાંબરદાસ સોની:

### ઉદ્બોધન

રે, તૂં સદામુક્ત સ્વતંત્ર પ્રાણ !
ઘેરી રહ્યો ત્યાં શિદ કાલ ઊમરે ?
સંકોચતો ત્હારિ વિરાટ કાયા
બેસી રહ્યો ત્યાં શિદ ક્ષુદ્ર ઝૂંપડે ?
પૃથ્વી તણા ભીતરમાં દબેલો
અંધારના ગાઢ અસીમ ભારથી
યુગોતણી નીંદર કેડિ જો આ
જાગી ઉઠ્યો ઝાળ રૂપે જ કોલસો !
પૃથ્વી ઉરે પાય પ્રચંડ ખૂંપી
ઉભાં અહીં વૃક્ષ; કદીક ડોકણી

બની જશે એ સફરે સમુદ્રે !
લાગે છ જે સુપ્ત પણાં જલાશયો
તેનાં સુતાં દુર્બલ વારિ બિંદુ
નભે ચડી દંગલમસ્તિ માંડશે,
અને પ્રસારી શતલક્ષ બાહૂ
ઉલ્લોલ હિલ્લોલત ભૂમિ ભેટશે !
તૂં મૂક નાઃ મંત્રદ દિવ્ય વાચા
પ્રચ્છન્ન ત્હારે ઉર, ઊઠ ગર્જતો;
કંગાલ તૂં ? કોણ કહે ? સમૃદ્ધિ
પ્રસુપ્ત ત્હારે ઉર સપ્ત સિંધુની;
ના પંગુ તૂં, દુર્બલ ના, ન હીન;
પૃથ્વી તણી ધારણશક્તિ ને વળી
હિમાચલોની અચલાકૃતિ યે
ત્હારે વિષે !—હાં ! ઉઠ કાલમર્દન !

---

૬૫ પૂજાલાલ રણછોડદાસ દલવાડી:

## લોકપ્રકોપ

પદો ગર્વે રોપી ભુવનહૃદયે પ્હાડ બળિયા
હશે આજે ઊભા, "અચળ પદ રાખીશું" વદતા;
પરંતૂ પૃથ્વીની પણ સહનશક્તી અમિત ના:
જશે એ ખૂટી તો દલિત ઉર દુઃખે પ્રજળતું,
પ્રકોપે કંપંતૂં, અગનપ્રલયો મૂક કરશે,
ગળાયેલા જેની મરણમય દાઢે કવલ શા
પચી જાશે પ્હાડો પળમંહિંજ પાતાળજઠરે ! ૭

---

૬૬ ઠાકોરલાલ પુરૂષોત્તમ ઓઝા:

## શ્રીજીનો ભક્ત

"ખમો વરસ આટલું, ગણુ ઘણો થશે બાપલા,
હમેય ધરમી થઈ અકજ શીદ કોપો ભલા ?
જુવાર, કણુ ના બચી, નગદ ખ્યાજ ક્યાંથી ભરૂં ?
પલેગ બરખી ગયો. પરભુએ દિધો બેટડો,
જુવાન, – મુજ રાંકની સકળ મૂડિ લૂંટી ગયો."
પટેલ નયનો ભર્યાં, શબ્દ કંઠ રૂંધી રહ્યા.
"અલ્યા !" હુકમચંદ કહે, "નગદ લૈ જતાં લાજના
અને ટટળતો હવે ? મનખ જો ભલો, લાવ ને
બધી રકમ સામટી ! ધરમકંદની એ બધી
તહને ન પચશે કદી. મગન એક ચાલ્યો ગયો,
નવી ય ઉપડી જશે ! પરભુ ન્યાય સાચો કરે.
પલેગ હિમ જો નડ્યાં કરમ ભોગ એ તાહરા,
મહને ન ગમ એ બધી."–વચન બોલતાં શેઠિયે
લલાટ પર છાપિયાં તિલક છાપ 'શ્રીજી' કદી ! ૧૪

---

૬૭ ઝવેરચંદ કાલીદાસ મેઘાણી—

## ક્રાન્તિ ઝંખના

મ્હારી માઝમ રાતનાં સોણલાં ચમકી ચમકી ચાલ્યાં જાય,
મ્હારી આતમ-જ્યોતના દીવડા ઝબુકી ઝબુકી ઝંખવાય: ટેક.
ઝંપે જરી રોતાં લોચનિયાં ત્યાં ઝબકીને જાગી જવાય,
આઘે આઘે આછા સુગનર કેરા પડછાયા પથરાય રે
મહા વીર મોટા દરશાય: મ્હારી૦

આભ લગી એનાં મસ્તક ઊંચા ને પગ અડતા પાતાળ,
જુગ જુગના જેણે કાળ વ્હલોવ્યા ને ડોલાવી ડુંગર માળ રે
ફોડી જીવન રૂંધણ પાળ: મ્હારી૦

ઠપકો દેતી હસતી મૂરતી એ ઝળહળતી ચાલી જાય,
સ્વપ્ન સરે મ્હારે કાન પડે મ્હારા દેશની ઊંડેરી હાય રે
એનાં બંધન ક્યારે કપાય: મ્હારી૦ ૧૦

ઘન ઘન અંધારાં વીંધણહારો જાગે કો ભડવીર,—
ડરતાં ડરતાં ડગલાં ભરતાં આ તો વામન સરખાં શરીર રે
અણભીંજલ ઊભા છ તીર: મ્હારી૦

જરિક જરિક ડગ માંડતાં મ્હારી જનનીને ના વળે ઝંપ,
આવો વિપ્લવ! આવો જ્વાલામુખી! આવો રૂડા ભૂમિ કમ્પ રે
તોડો જીર્ણતા દારુણ થંભ: મ્હારી૦ ૧૭

---

**૬૮ રમણિક બળદેવદાસ અરાલવાળા:**

## વિખૂટા મિત્રને

સ્મરી સ્મરી અનેરી ઉચ્ચ ગત સખ્યગાથા હવે
નથી જ લવવું, નથી જ કવવું, ન વા નેત્રને
સહી સ્મરણડંખ લેશ કરવાં ય ભીનાં, અને
ન વિસ્મરણનું ય તે સ્મરણ માત્ર ચ્હાવું સખે!
અપાર અનુરાગના મધુર બાગમાં ઉઘડ્યાં
સુમિષ્ટ મુકુલો સમસ્ત જગમાં ઉછાળ્યાં, હવે
ચિતા ચિરવિરાગની અતલ આત્મએકાન્તમાં
ભલે પ્રજળીને જતી કજળિ છેક ધીરે ધીરે!
વિશાળ જગ છે, અસંખ્ય પથ છે, પ્રવાસી ય તે
અનંત, પણ ના મને સુહૃદનેહઝંખા; સખે!

ત્હને જ તજતાં તજી સભર સખ્યસંવેદના.
ધરાતલ તણા બનેલ અય ધૂમકેતુ! ત્હને
હવે શું અવરોધ, બોધ? અફસોસ! જા, હું હવે
ફરીશ બમણે બળે ખતમ આપણી કૂચને. ૧૪

---

### ૬૯ ભોગીલાલ ચુનીલાલ ગાંધી (ઉપવાસી):

#### મિલન આતુરાં

પ્રભા પ્રકટતી હતી; સુભગરંગ કંકાવટી
ધરી કરપુટે, ઉષા હૃદયનાથ સત્કારવા
જતી નભપટે, મનોમનમહીં સમુલ્લાસતી;
અને મુદિતચિત્ત સૂર્ય રતરાગ શૃંગારમાં
ભરે પદ યથેચ્છ—રે ! મિલનયોગ જામ્યો તહીં !
ન્હતાં હૃદય આપણાં મિલન આતુરાં શું સખી?
ન્હતી ઉછળતી નદી અટલ સ્નેહ સિન્ધુ પ્રતિ?
હતાં નિરખતાં સદા શુભ મુહૂર્ત શુક્લાર્ધની
વિલાસ રજની ભણી, અદૂર એ ક્ષણો યે થઈ;
અને હરિતવર્ણ મંડપ અશોકપર્ણે લચ્યો,
રચ્યા કુસુમ કુંકુમે અખિલ અક્ષતે સ્વસ્તિકો;
રહી નવ મણા કશી, ક્ષણુ ન અર્ધ બાકી રહી;
તહીં—જવનિકા પડી—અમ વિયોગની રાતડી !
પડી જનનીહાક!—રે મિલનયોગ જામ્યો નહીં !
ખરે, જવનિકા પડી—અસદ્યોગની માતની.
સખી! શબ્દ માતના; પ્રણયપૂર જ્યાં ત્યાં ઠર્યાં;
ઠર્યાં જ, ન વિલોપિયાં, ઉછળતાં સદા યે રહ્યાં.
પ્રચંડ જલધોધ શાં પ્રબળવેગ; શંકા ત્હને?

હું તો ક્ષણ ક્ષણે સુણું વિરહવેદના તાહરી,
હું તો સતત નીરખું કનકકાય ફિક્કી પડી,
હું તો અનુભવું નિતે અણસહાય તું બ્હાવરી.
અને મુજ ગતિ પ્રિયે?—તરલ નાવ કેરી કથા?
ડુબે ડુબડુબે છતાં ડુબતિ ના, સદાયે વ્યથા!
પડે નિરવ શાંત શૂન્ય મૃતદેહ દીવાલની
પુડે દ્વિગુણબદ્ધ તીવ્ર પડઘો ફરી ને ફરી.
સુણ્યો ન હજી તેં? ખરે?—સભર વિશ્વ ઘોંઘાટમાં
મળી ન નવરાશ? કે, વિરહ સ્તબ્ધ નૈરાશ્યમાં?
હશે; સહચરી! સખી! હૃદયસ્વામિની! શું વદું?
ત્હને વિરહ અગ્નિદાહ દહતી તજી હું જિવું?
ત્હને રઝળતી તજી વિપદ સ્વપ્નમાં હું સુવું?
પળો પરવશે હું, ને પરવશે પડી તુંય રે,
પડી પરવશે જ જ્યાં ભરતમાત; શા મોહ રે?
કદીક મળશું અને અમિલનેય વર્ષો વીતે,
વિતે સફળ જિન્દગી તદપિ દુઃખ શેનું પ્રિયે!
વહે હૃદયમાં સદા વિમલ ઉત્કટ સ્નેહ જો!

---

## ૭૦ મગનભાઈ ભૂધરભાઈ પટેલ (પતીલ):

### ન રહી!

મુક્વા સર જા ન રહી: શુધ કે નહિ સાન રહી:
બદલાઇ ગયૂં જ બધૂં —દુનિયા દુનિયા ન રહી!
ચિઝના સમ ખાઉં કંઈ? ચિઝ એક કરે ન રહી:
અટક્યો જિવ આવિ ગળે પણ 'બંધ, જબાન!' કહી.
અફસોસ, પતીલ! લવે કવિતા કવિતા ન રહી!

---

### ૭૧ દેવજી રામજી મોઢા:

## ખારે સમંદર

વેર ઝેર વીસારે પાડી ડંખ દીલના ધોઈ
ખારે સમંદર વ્હેતા મુકે એવા વિરલા કોઈ: ખારે૦
ચંદ્ર ઉગે હસતો પૂરવમાં આથમતો રવિ જોઈ,
તોય ચંદ્રને કાંતિ અરપે એવા સૂરજ કોઈ; ખારે૦
વ્યોમવિષે વાદળ ત્રાડંતાં અબ્ધિ ઉછળતો જોઈ,
ત્યુથ્યા મેઘને મારગ દેવા શમતા સાગર કોઈ: ખારે૦
આપસ આપસના ઝઘડામાં માટી મરાયા હોઈ,
અવસર આવે એક ખૂમચે ખાઇ લેનારા કોઈ: ખારે૦
વાદ વિવાદ વિરોધો વાંધા વેર ઝેર જૂદાઈ
ઘસી મુકી દીવાસળી હઇયે ભડકા રહિયે જોઈ: ખારે૦ ૧૦

---

### ૭૨ ઝીણાભાઈ રતનજી દેસાઈ (સ્નેહરશ્મિ):

## ભગ્ન સ્વપ્નની નાવ

મ્હારી નાવ કરે કો પાર?

કાળાં ભમ્મર જેવાં પાણી જુગ જુગ સંચિત રે અંધાર:
સૂર્યચંદ્ર નહિ, નહિં નભજ્યોતિ, રાતદિવસ નહિં સાંઝ સવાર: મ્હારી૦

ભાવિના નહિં પ્રેરક વાયુ, ભૂતતણો હાથે ઓથાર:
અધડૂબી દીવાદાંડી પર ખાતી આશા મોતપછાડ: મ્હારી૦

નથિ હીરા, નથિ માણેકમોતી, કનકતણો નથિ એમાં ભાર:
ભગ્ન સ્વપ્નના ખંડિત ટુકડા તારી કોણ ઉતારે પાર? મ્હારી૦ ૬

---

## ૭૩ મનઃસુખલાલ મગનલાલ ઝવેરી :

### અમે મનુજ !

હમે મનુજ ! વિશ્વની સકલ યોજનામાં હમે
રહ્યા સતત અગ્રણી; પરમસત્ત્વ આ સૃષ્ટિમાં !
હમે મનુજ ! બુદ્ધિના વિરલ વૈભવે સોહતાઃ
હમે સકલ સર્જને શિરકિરીટ જેવા રહ્યા !
હમે મનુજ ! બુદ્ધિ તીવ્ર અમ વિશ્વના ભેદને
ઘડીકમંહિં દે કરી સુતર સોહ્યલા સર્વથા;
ઘડીકમંહિં બુદ્ધિ તીવ્ર અમ એ જ, પ્રશ્નો કરી
રચે ગહન કોયડા જ હમને ય મૂંઝાવતા !
હમે મનુજ ! બુદ્ધિથી સબળ આ હમારી હમે
મહા મનુજવંશને પશુદશાથિ ઉદ્ધારિયો;
અને સબળ બુદ્ધિ એ જ મનુવંશને પાશવી
દશામંહિં કરી રહે વિલસતો અને રાચતો !
હમે મનુજ ! બુદ્ધિના અમ અમાપ સામર્થ્યથી
હમે મનશરીરની સકલ શૃંખલા ભેદતા;
અને અમ સમર્થ બુદ્ધિ નિત શૃંખલાઓ નવી
રચી જ અમ બાંધતી મનશરીરને સર્વદા !
હમે મનુજ ! આ અનન્ય અમ બુદ્ધિના વૈભવે
પ્રતિચ્છવિ હમે બન્યા અતિસુરેખ સ્રષ્ટાતણી;
અને અવ અનન્ય બુદ્ધિ અમ એ જ સ્રષ્ટાતણાં
સ્રજે છ ગુણ રૂપ જ્ઞાન બળ કર્મ પ્રાસાદને.
હમે મનુજ ! બુદ્ધિમાં અમ અસીમ શ્રદ્ધા રહી;
અને ન અમ બુદ્ધિને ગણતરી ય શ્રદ્ધા તણી !
હમે મનુજ ! કેંદ્ર સૌ જગતમાં ય બુદ્ધિ વડે;
અને જગતને જ કેંદ્ર અમ બુદ્ધિ માની રહી !

## સ્તબક ૯

### ૭૪ ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (સુંદરમ્):

### બુદ્ધનાં ચક્ષુ

ભલે ઊગ્યાં વિશ્વે નયન નમણાં એ પ્રભુતણાં,
ઊગ્યાં ને ખીલ્યાં ત્યાં કિરણકણિ આછેરી પ્રકટી;
પ્રભા ત્યાં ફેલાઈ જગત પર દિવ્યા મુદતણી;
હસી સૃષ્ટી, હાસે દલ કમલનાં ફુલ્લ બનિયાં.
પ્રભો જન્મે જન્મે કર ધરિ કઈ શસ્ત્ર ઊતર્યા,
નખાગ્રે, દન્તાગ્રે, દમન કરિયૂં શબ્દછલથી;
સજ્યૂં કે કોદંડ, અહિ પરશુ, ચક્રે ચિત ધર્યું,
પ્રભો, આ જન્મે તો નયનરસ લેઈ અવતર્યા.
વિધાતાનાં દીધાં નયન કરિને બન્ધ જગ આ
ભુજાએ ઝૂઝન્તૂં કુટિલ મનનો આશ્રય લઈ;
પ્રભો આવી આપે નયન જગને અર્પણ કર્યાં,
ભમન્તૂં અન્ધારે જગત નવ ચક્ષે જગવિયૂં.
મથ્યા લોકો ખુલ્લાં નયન કરવા બન્ધ પ્રભુનાં,
પુર્યાં કિલ્લે મ્હેલે, રમણિભુજને પંજર વિષે;
વિદાર્યા એ બન્ધો, નયન ઉઘડ્યાં ચેતનભર્યાં,
ન ઊંઘ્યાં જાગેલાં, મુરછિત દગોને જગવિયાં.
ફરી ખૂણે ખૂણે જગત નિરખ્યૂં નેત્ર સદયે,
લહ્યૂં—સૃષ્ટિખાડે ખદબદી રહ્યા કીટ જગના
જરાવ્યાધીમૃત્યુ ત્રિવિધ વમળે ડૂબિ મરતા;
અને બીજા જીવો ઉપર નભતા જીવ નિરખ્યા.
ક્ષુભ્યાં શાન્તીઅર્થે વન વન તપો તીવ્ર તપિયાં
ન લાધ્યૂં ઇચ્છેલૂં: નયન ભમતાં ત્યાં વિરમિયાં:

સર્યાં તે મીંચાઈ નિજ હૃદયને સાગરતલે,
ફરી આત્માગારે વિરલ લઈ મુક્તા ઉઘડિયાં.
અને આત્મસ્નાને અધિક થઈને આર્દ્ર નયનો
ખુલ્યાં ના ખૂલ્યાં ત્યાં પ્રણયરસગંગા અવતરી:
વહી તે ફેલાતી સભર જડ ને ચેતન વિષે:
કૃપાગંગાસ્નાને અવગતિ ટળી જીવ સહુની.
ઉધારી સૃષ્ટીને નયનજલથી ચક્ષુ પ્રભુએ
શમાવ્યાં, ત્યાં બીજાં નયન જગને અન્તર ખુલ્યાં.
પછી ઝંઝાવાતો ઉમટી કદિ એને મુઝવતા,
ન્તુફાનો દાબી એ દ્વિગુણ બલથી તે ચમકતાં. ૩૨

---

### ૭૫ કેશવલાલ હરિરામ ભટ્ટ—

## તારનું તુટવું

તૂટયો મ્હારો તમ્બૂરાનો તાર, ભજન અધૂરૂં રે
રહ્યૂં ભગવાનનું—ટેક.

એક તૂટતાં બીજા રે તાર અસાર છે,
જીવાળીમાં નહિં હવે જીવ જી:
પારા પહ્યા પોચા રે નખલિયું નામનૂં—તૂટયો૦

તરડ પડી છે રે બાતલ તુંબડે.
લાગે નહીં ફૂટિ જતાં વાર જી:
ખૂંટીનૂં ખેંચાવૂ રે કાંઇ ન કામનૂં—તૂટયો૦

સ્વર મેળવિયે શેમાં રે તાલ બે તાલ છે,
ઢોલકમાં પણ કાંઈ ન ઢંગ જી:
બન્ધ થયૂં છે બારૂં રે હરિરસ પાનનૂં—તૂટયો૦

ખર્ચી હવે ખૂટી રે બૂટી: હવે બીજી નથી,
હરિ હવે ઝાલો ત્હમે હાથ જી:
કહું છું કામ ન મ્હારે રે ધનજનધામનું—તૂટ્યો૦

કેશવ હરિની કરણી રે કોઈ ન જાણી શકે,
વાણી મન પાછાં વળી જાય જી:
બલ ચાલે નહિં એમાં રે મહા બળવાનનું—તૂટ્યો૦ ૧૬

---

**૭૬ ચમનલાલ કચરાભાઈ ગાંધી:**

## મૃત્યુ

કંપે છે વજ્ર કાયા જગત પગ તળે છૂંદનારા વીરોની,
લક્ષ્મીનાં લોલ નેને રજનિદિન ભુલ્યા નંદ આક્રંદી ઊઠે,
ગંગાના નીર જેવી સુભંગ કવિ તણી કાવ્યધારા વિરામે,
રે ! ત્હારા નામમાત્રે ભડ ભીરુ બનીને સ્થિરતા હારી બેસે.
શું છે ત્હારી સ્મૃતીમાં ? અકળ અણકથી ક્રૂરતા પાર્ષદોમાં ?
કેવાં છે ઝેર નેને ? અગર ગજબ છે કેવું ત્હારૂં સ્વરૂપ ?
છે ત્હારા જૂથમાં શું મનુજ બરખતી, રાચતી રક્તસ્નાને,
મુંડોની માળગૂંથી, શિવ રિઝવતિ કો. ભૈરવી જોગણી કે ?
ના ના, ભૂલ્યો; નથી કૈં; મનુજ અણુધની લાલસાથી ભરેલી,
હત્યારી કલ્પનાના અગણિત ચિતર્યા સ્વાર્થિલા સૌ તરંગો.
ઢાળીને પાંપણો આ, કુસુમ કળિસમાં કોમળાં હાસ્ય વેરી,
ત્હારે ખોળે મધૂરાં નભપરિસપનાં સેવતાં બાળ પોઢે;
રંકોને રાય કેરાં કુટિલ જગતનાં કૈં કલંકો અનામી,
હર્ષોન્માદો વિષાદો જય-અજય તણા ભાવના વાયુ ઝેરી
વામે સૌ ત્હારિ કુંજે; અમર જિવનનાં કિન્નરી ગીત ગુંજે.
સત્ત્વોના સાર જેવા પરમ પ્રિય પિતા ! થાકિ નેનો મીચૂં હું,
ઇચ્છે ત્યારે મને યે શિશુ સરલ ગણી પ્રેમથી અંક લેજે. ૧૭

### ૭૭ કેશવલાલ હરગોવિન્દદાસ શેઠ—

## સુર વાટ

ભૂલી પંથ ભમૂં દિનરાત રે કોઈ સંત બતાવોજી વાટ. ધ્રુવ૦

ઉગે સુરજ વળિ આથમે એવી ન્હોતી મ્હારી મૂળ ભોમ:
જ્યોતિ અખંડ ઝગે જ્યહિં, જેનાં તેજ ઢળે વીંધી વ્યોમ: કોઈ૦

સંસારને ઉન્હે વાયરે થાય ઘર ઘરના દીપ ગૂલ:
જીવન અહિં એવાં વ્હેંતિયાં—મ્હારે મુલકતો અમરોનાં ફૂલ: કોઈ૦

ઉષાને અધરે ખીલતો ને સંધ્યાને કાંઠે વિલાય:
એવા રે સ્નેહને સોણલે મ્હારું જિવતર ઝોલાં ખાય: કોઈ૦

પગલે પગલે પાવક પરજળે ને આંખ હર્યો અંધકાર:
પામર દેહની પોઠ પડી વહી ભવરણ કેરો ભાર:
હવે સંત દોરો સુર વાટ૦ કોઈ૦

---

### ૭૮ અરદેશર ફ્રામજી ખબરદાર

## સનાતન અંધાર

અતિ ઊંડા પવિત્ર અંધાર આ! ઊંડો શો તુજ પુકાર!—ધ્રુવ૦

શુદ્ધ સ્વરૂપ સનાતન ત્હારૂં ફુલે બ્રહ્માંડમોઝાર;
સૃષ્ટિ અધી પાકી ત્હારા ઉદરમાં, તૂંમાં ડૂબ્યો સહુ સાર રે—અતિ૦

ત્હારી સાથે કંઈ લડતું જણાતું એવું આ દુનિયાનું તેજ,
તે પણ ત્હારા ઉદરમહિં પાક્યૂં, તૂં વિણ કાંઈ ન રેજ રે—અતિ૦

આકાશનાં પડ કૈંક રચી ઈશે તેમાં ફુંકી નિજ તાન,
એ સહુની પણ આગળ તૂં તુજ ગાતો અખંડ જ ગાન રે—અતિ૦

સૂર્ય શશી વળિ તારા ને પૃથ્વી, ગાન કરે એ સર્વ,
એના સ્વરો સહુ તુજ ભવ્ય ગાને ભેળાઈ તજિ દે ગર્વ રે—અતિ૦

એ સહુને નિજમાંહિં રમાડતું કાળનૂં ઉર વિશાળ,
તે પણ સૂઈ રહે તુજ અંતર દીન બની તુજ બાળ રે—અતિ૦
તેજથકી અતિ તપ્ત બનેલું શોધે જગત તુજ સ્હાય,
આશ્રય તેને તું ત્હારો દઈને શીતળ કરિ દે ત્યાંય રે—અતિ૦
તેજ બધું જગદૃષ્ટિથી છુપવે ઉચ્ચ વિશ્વેશનાં કામ;
વિશ્વ અલૌકિક તૂં જ બતાવે, ત્હારું જ છે સત્ય ધામ રે—અતિ૦
પૃથ્વી અપાર દુઃખોથી ભરી ત્યાં પામર જનના શા ભાર?
પણ તુજ ઉરમાં એ સર્વ વ્હે નિત્ય, તો જ ટકાય લગાર રે!—અતિ૦
ક્રૂરતા જગની પુકારતાં બનિયાં કૈંક હૃદયનાં ગાન,
તે સહુને તુજ ઉરમાં ડુબાવી પિગળાવિ દે તુજ સ્થાન રે—અતિ૦
જાગતું વિશ્વ જણાતું આ સહુ તે સૂઈ જશે એક વાર,
શુદ્ધ સનાતન તું જ ઇશ સાથે જાગૃત રહેશે ત્યાર રે!—અતિ૦
માયાવિ તેજથી ઠગાઈ આખર આવવું તાહરી પાસ!
તત્ત્વ ઊંડું મળે તુજમાં જ અંતે, અંધાર એ જ પ્રકાશ રે!!—અતિ૦
તો શિદ હૂં નહિ માગું આ ત્હારા સત્ય હૃદયનો વિલાસ?
દીન ગાન મુજ તુંમાં ભેળિ આવું, એ જ અભેદ ઉલ્લાસ રે!—અતિ૦

---

### ૭૯ સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ (કલાપી)—

#### આપની યાદી

જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની:
આંસૂ મહીં યે આંખથી યાદી ઝરે છે આપની. ૧
માશૂકોના ગાલની લાલી મહીં લાલી, અને
જ્યાં જ્યાં ચમન, જ્યાં જ્યાં ગુલો, ત્યાં ત્યાં નિશાની આપની. ૨
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર:
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની ૩

તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની. ૪

આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારી આપની. ૫

આકાશથી વર્ષાવતા છો દુશ્મનો ખંજર બધા:
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની. ૬

દેખી બુરાઈ ના ડરૂં હું, શી ફિકર છે પાપની?
ધોવા બુરાઈને બધે ગંગા વહે છે આપની. ૭

થાકું સિતમથી હોય જ્યાં ના કોઈ ક્યાં યે આશના:
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની. ૮

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને
એસાનથી દિલ ઝૂકતું, રેહમત ખડી ત્યાં આપની. ૯

પ્યારૂં તજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર:
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઈ આપની. ૧૦

રોવું ન કાં એ રાહમાં બાકી રહીને એકલો?
આશકોના રાહની જે રાહદારી આપની. ૧૧

જૂનું નવું જાણું અને રોવું હસું તે તે બધું
જૂની નવી ના કાંઈ, તાજી એક યાદી આપની. ૧૨

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી:
જોયું ન જોયું છો બને; જો એક યાદી આપની. ૧૩

કિસમત કરાવે ભૂલ તે ભૂલો કરી નાંખું બધી:
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની. ૧૪

---

## ૮૦ ઝીણાભાઈ રતનજી દેસાઈ ( સ્નેહરશ્મિ )

### મિલનનું સ્વપ્ન

ત્યજીને ખોળો કો ગિરિવર તણો, ને વનવનો
તણાં ગાનો કેરા નિજ લહરમાં ઝીલિ પડઘા;
કદી વા ઊંચા કો ખડક કપરા કાળ સરખા
ગજાવીને ગાને, ધુમટ રચિને શીકરતણો;
ઘડીમાં દોડે કો તરલ મિઠિ કન્યા સમ, અને
ઘડીમાં ફેલાતી ઉભય તટ પે ગૌરવભરી
મહારાજ્ઞી જેવી: વહતિ સરિતા જેમ ચમકે
સુણીને પ્હેલાં તો રવ ઉદધિનો, કિંતુ ઉછળી
પછી રૂહેતી તે ત્યાં, જ્યમ ગહનના ભવ્ય સપને!
પ્રભો, તેવી રીતે કદિ સરલ વા કષ્ટ વહતી,
કદી કાંતારોમાં પરમસુખના, વા ખડક પે
મહાદુઃખો કેરા કુદદિ ફરતી, જીવનનદી
સુણે આઘાતે જ્યાં, ગહન ગહરો કાલરવ ત્યાં
લખાશે ના ભાગ્યે મિલનસપનાં તૂં-ઉદધિનાં? ૧૪

---

## ૮૧ રામનારાયણ વિશ્વનાથ પાઠક ( શેષ )—

### સિંધુનું આમંત્રણ

આનંદસિંધુ આમંત્રે સ્વયં હસ્ત ઉછાળતો,
રંગબેરંગી ઝાંયોનાં મોતિઓ વરસાવતો.
નહીં માર્ગ નહીં કેડી, દ્વાર કે દરવાન ના,
જ્યાં હો ત્યાંથી અંહીં આવો, પાડ કે એહસાન ના.
દેખાતા સામસામા જડ જમિનતટો તો ય આ એક સિંધુ;
નોખાનોખા વસેલા મનુજ જગ પરે આપણે એક બંધુ.

આવો આવો પ્રજાઓ ! અહિં યુગયુગનાં વૈર વામો ડંસીલાં,
સિંધુ સાથે મિલાવી નિજ સુર ગરવાં ગીત ગાઓ રસીલાં.
આવો ફિલસૂફ આવો કવિગણ રસિકો ને કલાકોવિદો યે !
ઊર્મિ, પ્રૌઢા તરંગો ચલગિરિવરશા, રંગિલા બુદ્બુદો. ને
આઘેરા ઘોર ગર્તો અતલ, ઉલટતા વારિઓઘો અગાધ,
ને વિસ્તારો વિશાળા, સહુ દિશ સરખાઃ માંહ્ય ખેલો અબાધ.

સહસ્ર સ્રોતથી ઘેલી નદી જીવનની વહે,
ઘડી શુદ્ધ ઘડી મેલી, ક્ષણે ના સરખી રહે.
તેમાં આ તટથી પેલે જતાં જન મથીમથી,
અનુકૂલ વહી આવો પ્રવાહોના જ પંથથી,

અંધારાં ભેદવાને અહિંથિ દિનકરે હસ્ત વ્હેલો ઉગામે,
વિશ્વોમાં એક ચક્રે ફરિ અતુલબલે અસ્ત એ આંહિં પામે;
જીવો નિઃસંખ્ય સૌ આ અકલ સલિલથી આદિમાં નિર્ગમે છે,
ઊંચાનીચા ફરીને સમય નિજ થતાં આંહિં આવી શમે છે.
આવો સૌ પુણ્યશાલી અમલ કરણિના પુણ્યનો આ જ આરો,
નિઃસંકોચે પધારો કલુષિત થયલા ! વારિધી આ તમારો;
પ્રાયશ્ચિત્તે અહીંયાં પ્રજળિ ન કરવાં દામણાં દુઃખદાહે,
વામીને પાપપુણ્યોતણું મમત, રમો શુદ્ધ મુક્ત પ્રવાહે.

સુણાયે સાદ એ દેશ કાલની પાર દૂરથી,
લોકલોકતણા ઊંડા અંતરતમ ઉરથી.
"નિત્ય એ સાદ આવે છે, સત્ય એમાં કશું નથી;"
"જવાશે જઈશું ત્યારે," કરી કોઈ પ્રમાદથી
ગયું ના; પણ એ સિન્ધુ લઈ હસ્ત ઉછાળતો,
આમંત્રે રંગબેરંગી મોતિઓ વરષાવતો.

---

## ૮૨ ન્હાનાલાલ દલપતરામ કવિ :

### નયણાંની આળસ

મ્હારાં નયણાંની આળસ રે; ન નિરખ્યા હરિને જરી :
એક મટકું ન માંડ્યું રે, ન ઠરિયાં ઝાંખી કરી.
શોકમોહના અગ્નિ રે, તપે તેમાં તમ થયાં :
નથી દેવનાં દર્શન રે. કીધાં, ત્હેમાં રહ્યાં.
પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યા :
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યા.
નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઈ રહે :
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.
જરા ઉઘડે આંખડલી રે, તો સન્મુખ તેવ તદા :
બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે, ઘડી યે ન થાય કદા. ૧૦
પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ તેને ચેતનની ?
છવ સો વર્ષ ઘૂવડ રે, ન ગમ તો ય કંઈ દિનની.
સ્વામી સાગર સરિખા રે, નજરમાં ન માય કદી :
ઝીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.
પેલાં દિવ્ય લોચનિયાં રે; પ્રભુ ! ક્યારે ઉઘડશે ?
આવાં ઘોર અંધારાં રે પ્રભુ ! ક્યારે ઉતરશે ?
નાથ ! એટલી અરજી રે, ઉપાડો જડ પડદા :
નેનાં ! નિરખો ઉંડેરું રે, હરિવર દરસે સદા.
આંખ આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી :
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ. ૨૦

## ૮૩ પ્રબોધ માણેકલાલ ભટ્ટ

### મ્હારા દેવ

મેં તો માન્યા છ દેવ, દેવ દેખ્યા નથી, દેખ્યા નથી,
પ્રાણ સાટે ય 'પ્રાણ'ને પેખ્યા નથી, પેખ્યા નથી.
બધો દિવસ હું બ્હાર દેવ શોધ્યા કરૂં, શોધ્યા કરૂં,
રાત આખી હું એ જ ઊર ઝંખ્યા કરૂં, ઝંખ્યા કરૂં.
પૂછું,–પોતે પ્રત્યક્ષ દેવ દીઠા હતા, દીઠા હતા?
કહે,–સાધુને સંત એમ કહેતા હતા, કહેતા હતા.
કોઇ કહેતું કે દેવ આભ બેઠા હશે, બેઠા હશે,
કોઇ બોલે પાતાળ જઈ પેઠા હશે, પેઠા હશે.
ક્ષીરસાગરમાં દેવ કોઈ શોધી ગયૂં, શોધી ગયૂં.
હિમમાળે છે ઠેઠ, કોઈ બોધી ગયૂં, બોધી ગયૂં.
ભર્યાં બ્રહ્માંડે દેવ, લોક જાતા કથી, જાતા કથી,
મ્હારા કલ્પનમાં દેવ એમ માતા નથી, માતા નથી.
પૂછું દૃષ્ટાને દેવ કહો કેવા હતા, કેવા હતા?
'વદે વેદ ને પુરાણ દેવ એવા હતા, એવા હતા.'
મત્સ્ય, કચ્છપ, વરાહ દેવ બનતા હશે, બનતા હશે?
ઘડી વામન વિરાટ, –ખેલ કરતા હશે, કરતા હશે?
'લોક કાજે એ રૂપ ખેલ ખપનાં હતાં, ખપનાં હતાં,'
બધાં અંધારી રાતનાં સપનાં હતાં, સપનાં હતાં.
દેવ શાના?–જે આપબાણ ધરવાં પડે, ધરવાં પડે,
યુદ્ધ બોધી સંહાર કેમ કરવા પડે, કરવા પડે?
'દેવ એક ને અનેક રૂપ?' શાને નહીં, શાને નહીં?
મ્હારી માનવની આંખ એમ માને નહીં, માને નહીં.
મ્હારી શ્રદ્ધાના તાગ કોક માપી જતૂં, માપી જતૂં,
મ્હારા હૈયાને કોક તો સતાવી જતૂં, સતાવી જતૂં.
દેવ શોધું ને કોઈ ન બતાવી જતૂં, બતાવી જતૂં.
ખરે ક્યાં યે શું દેવ કોઈ જોતૂં નથી, જોતૂં નથી?

મ્હને શાં તો સાચું જ કોઈ કહેતું નથી, કહેતું નથી!
રોજ ચાલું એ વાટ, વાટ ખુટતી નથી, ખુટતી નથી,
મ્હારા હૈયાની આશ તેમ ફુટતી નથી, ફુટતી નથી.
મેં તો મા……

---

૮૪ રામનારાયણ વિ. પાઠક (શેષ):

### એક કારમી કહાણી

વને એક ઘેર ગંભીરો આંબલો ને આંબાની ડાળી,
રમે પંખી બાળ ને બાળી.
રહે ત્યાં મીઠડું નિત્ય કલ્લોલતાં નમણાં એકલ મેના,
નાજુક જેને પાય છે હીના.
આવ્યા ત્યાં કોક વનેથી ઊડતા પોપટજી રઢિયાળા,
લીલે વાન કાંઠલે કાળા.
ઊઠી. એક દી સીમાડેથી જળતી ધૂણીના ધૂમની સ્હેરો,
વાઈ તેની વનમાં લ્હેરો.
ડોલ્યો આંબો ને ડોલી ડાળ પશુ ને પંખીઓ ડોલ્યાં,
વેલે વેલે ફૂલડાં ફૂલ્યાં.
નાચી રહ્યા મોર ને મેના ડાળ છુપી ઝીણું ટહૂકી,
સુણી રહ્યો પોપટ ઝૂકી.
ઝીણું ઝીણું ટહુકો મેનાબાઈ કંઠ તહમારો છે મીઠો,
સુણ્યો કે ક્યાંઇ ન દીઠો.
ક્યારે આવ્યા કેમ પોપટજી, બોલ તહમારો શો રૂપાળો,
આવ્યો હું તો કરવા માળો.
ચાલો પોપટજી ચરિયે સાથ ને માળો કરિયે સાથે,
ગાતાં ગાતાં રૂડી બાતે.
ના મેનાબાઇ તહમે ગાવ અમે સળીઓ ભરીશું,
સુણી ગીત થાક હરીશું.

જોગે પોપટજી હાવાં બેસણાં કેવાં કીધલાં વારુ,
આપણ બે બેસવા સારુ.
ભૂલો છો એ શું બોલ્યાં બાઇ, મ્હારી મેના પ્હોતી,
ઓલ્યે વન વાટડી જોતી.
ભૂંડા કટકટ પોપટ, આટલી વારે આ શું બોલ્યો,
વચનથી આમ શું ફૂલ્યો ?
શીમાડે દૂર ઓલ્યા જોગીની કારમી ધુણી જાગે,
સાચું બોલ એની સાખે !
ત્હમે આગળ હું પાછળ બાઇ, ત્હમે કહો તેની સાખે,
બોલું, કોઇ આળ ન ભાખે.
આગળ મેના ને પાછળ પોપટ ધુણીની પાસ જ્યાં પ્હોંચ્યાં,
—ધુમાડાના ગોટે ગોટા !
જાણે ધરતીનું ફાડી પેટ અંધારના રાફડા હાલ્યા,
મેનાને ભીડતાં ઝાલ્યાં !
ન કો'યે ચીસ, ન કો'યે શબ્દ, ન કો'યે હાય એ સુણી !
જરા થઇ તડ તડ ધૂણી !
બેભાન ભોંયેથી જાગી પોપટજી જરી આંખ ઉઘાડે,
બળતા બે પાય જ ભાળે !
'હ્યા જોગી તું બેઠો આંધો દેખે કે હૈ દેખે ના !
બળી ગઇ ભોળુડી મેના !
હતો હું સાથ, હવે આશ્રિત કે શિક્ષા શી લઉં હું ?
કેવી રીતે જીવ ધરું હું !
ભોળા પોપટ તું ને હું ને મેના, —માં કોણ દેખે છે ?
સાચી એક ધૂણી ધખે છે !
અહીં કોઈ કોઈ જીવનની જોડ જોડી જગમાં મળે છે.
એકલડું કોઈ જળે છે !
લીએ જ્યાં પ્રેમિયો નિજને હાથ અધીકડી દુઃખની દીક્ષા,
કરે કોણ કોણને શિક્ષા !
જાવ માળે ત્હમારે તમ, પોપટજી ઓ રઢિયાળા,
હતા તમ પંથ જ ન્યારા !

ઊડ્યા ત્યાંથી પોપટજી લીલે વાન ને કાંઠલે કાળા,
છાની ધરી હૈયે જ્વાળા.
વને એક ઘેર ગંભીરો આંબલો ડાળિયે એ આંબાની,
બની આવી કારમી કહાણી !

---

## ૮૫ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા :

### અવસાન

અંધારમાં ઝબુકિ વીજ વિલીન થાય,
ઉલ્કા સરે ગગનમાં ગગને સમાય;
ગીતધ્વનિ પ્રગટિ શૂન્ય વિષે જ ડૂબે,
આનંદ માનવઉરે પળ માત્ર થોભે.
એ ઇંદ્રજાલરચના ગમતી તથાપિ
ભારે ભર્યાં હૃદયને ક્ષણ હર્ષ આપી;
મૌનેથિ ઊપનિ વળી શમિયા જ મૌને
ઝંકાર આ સુખ કરે કદિ બંધુઓને,
ઝીલ્યા ગણું સફલ આ ઉરયંત્રમાંહિ
દેવીતણા મધુર નૂપુરનાદ કાંઈ:
છોને પછી કવિત—નૂપુર મૂક થાય,
ઝંકાર નૂપુરતણા નવ વ્યર્થ જાય.
ને નાદ એ સરિ જશે વહિ મંદ મંદ,
નિઃશબ્દ શાંતિ ઉરમાં લય પામિ ધન્ય;
તે નાદની સમ વિલીન થઈ હું જાઉં
ને મૌનના ગહન સિંધુ વિષે સમાઉં;
તે વેળ ઓ રસિક બંધુ, હું માગું એક
મા વીસરી કંઈ જતો મુજને તું છેક;
જો એક અશ્રુ તુજ મેં કદિ હોય લોહ્યું,
એકાદ અશ્રુ તણું દાન જ યાચું તો હું.

ઇતિ

# કવિ સૂચિ

[ સદ્ગત કવિઓનાં નામ આગળ અમરતાસૂચક તારકચિહ્ન મૂક્યું છે. સંખ્યાંકો કૃતિઓના સંખ્યાંકો છે. ૪ કવિની કૃતિ ચાર ચાર, ૬ની ત્રણ ત્રણ, ૪ની બે બે, અને બાકીનાની એક એક સંગ્રહી છે. ૮૫ કૃતિઓ સંગ્રહી છે તેની કવિસંખ્યા ૫૭ માંથી અત્યારે ૪૨ વિદ્યમાન છે. જેમાંના ઘણા હજી નવાં સર્જનો આપતા રહે છે. વળી આમાં નથી લઇ શક્યો એવા આપણી ભાષાની સેવા કરી રહેલા વિદ્યમાન કવિ ઉપકવિઓની સંખ્યા, બેશક, ૪૨ કરતાં ઘણી વધારે મોટી છે. અને મેં બીજી પણ કેટલીક અર્વાચીન કૃતિઓની ચર્ચા કરી છે, તે માટે જુવો મ્હારાં 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો'.

ટીપઃ—પૃ. ૧૧૨ * કલાપી ૨૭ કૃતિનો સંખ્યાંક ૫૩ કરી લેવો.

# વિવરણ

हितं मनोहारि च दुर्लभं वचः–ભારવિ
કદી જ મીઠી હિતલક્ષણા ગિરા.

Today poets lack the inestimable advantage of direct criticism. What poets need is the dead cat thrown at them by the dissatisfied members of the audience.

—JOHN MASEFIELD.

(તરજુમો) કવિઓને સક્રિય ટીકાનો અમૂલ્ય લાભ આજે નથી મળતો. (આગલા સમયમાં) શ્રોતાઓમાંથી નારાજ થતા લોક કવિ ઉપર મુવેલી બિલાડીની [અને એવી એવી] પુષ્પાંજલિ વર્ષાવતા. આજે પણ [કવિઓને સાચા વિકાસને માટે] એ [નારાજપાની ચોક્ખી અનુત્તર ટોકણી] જરૂરની છે.

Imitators, every one knows do not count in the history of poetry. —B. CROSE.

(તરજુમો :–સૌ જાણે છે કે નકલી કવિઓને કવિતાના ઇતિહાસમાં સ્થાન જ નથી.)

* * * *

With poetry secondrate in quality no one ought to be allowed to trouble mankind. —RUSKIN.

(તરજુમો:–ઉતરતા ગુણની કવિતા વડે માણસ જાતિનું મગજ પકવવાની છુટ કોઈને પણ હોવી જોઈએ નહીં.)

* * * *

Truly great work never pleases at once, and the god set up by the multitude keeps his place on the altar but a short time. This rule is most directly confirmed in the case of pictures, where, as connoisseurs well know, the masterpieces are not the first to attract attention. If they make a deep impression it is not after one but only after repeated inspections; but then they excite more and more admiration every time they are seen. —SCHOPENHAUER.

(તરજુમો :–મહા સાહિત્યને લોકાદર મેળવતાં વાર લાગે છે. લોક જેની દેવ લેખે પૂજા કરે છે તેને પછી થોડા જ સમયમાં અપૂજ્ય પણ રાખે છે. આ નિયમ સૌથી વધારે ચિત્રોના દાખલામાં પ્રત્યક્ષ થાય છે; અને ચિત્રોના પારેખો સારી રીતે જાણે છે, જે શ્રેષ્ઠ ચિત્રો તરફ પ્રથમ ધ્યાન નથી ખેંચાતું. વારંવાર જોવાયા પછી જ ઉત્તમ ચિત્ર ઉંડી અસર ઉપજાવે છે, અને પછી તો તે જેટલી વાર જોવામાં આવે તેટલી વાર વધારે જ મોહની લગાડે છે.)

# વિવરણ

## ૧ સ્તુતિમંગલ : છોટાલાલ ન. ભટ્ટ

સ્થૂલ રસ છ; કલા સાહિત્યના સાત્ત્વિક રસ આઠ—વીર, શૃંગાર, કરુણ, હાસ, રૌદ્ર, ભયાનક, બીભત્સ, અને અદ્ભુત, ભરતે "નાટ્યશાસ્ત્ર" માં તેમનાં સ્વરૂપ, સ્થાયી ભાવ, વ્યભિચારી ભાવ, નમૂના, આદિ સાથે વિવેચ્યા. આ નાટ્યશાસ્ત્ર એટલો જૂનો ગ્રંથ છે કે તેના કેટલાક અગત્યના ભાગ હજી જડ્યા નથી, અને જડેલા છે તેમાં પાઠભ્રષ્ટતા વત્તીઓછી લગભગ સર્વત્ર છે. એ ગ્રંથ ઈ. પૂ. પ્હેલા સૈકામાં સંગ્રહાયલો મનાય છે; અર્થાત્ ભાસ નાટ્યકાર અને ચાણક્ય નીતિકાર પછી, પણ ભરત પછીના સૈકાઓમાં નવમો ભક્તિ કે વાત્સલ્ય રસ અને દશમો શાંત રસ કાવ્યશાસ્ત્રમાં ઉમેરાયા છે.

એક કડીમાં કૃષ્ણલીલાની તો બીજીમાં દશાવતારની સ્તુતિ મિષે રસવિષય રસના અનન્ય આધાર દશે રસ રૂપ અને વેદમાં रसो वै सः મંત્રે સ્તવાયેલ પરમેશ્વરની સ્તુતિ છે. આપણા સાહિત્યની પરંપરા છે કે ગ્રંથારંભે મંગલાચરણ મુકવું. તો મ્હારી આ સમૃદ્ધિના સંગ્રહારંભે હું વીશમી સદીનો સવિવરણ સંગ્રહકર્તા આ વિવરણ ખાતર સાંકળેલી ચોપડીના મંગલાચરણ લેખે મ્હારા પુરોગામી એક કવિબંધુની આ કૃતિ મુકું છું.

**રસના**=જીભ, વાણી; (૨) રસોતણા. આવા અલંકારને શ્લેષાલંકાર કહે છે. બીજી કડીની પ્રશ્નપરંપરા બીજો અલંકાર છે. ઇતર અલંકારો ય કવિએ ગુંથી લીધા છે. આખી કૃતિ અલંકારખચિત અલંકારગોંફ કહેવાય એવી છે. આપણી સંસ્કૃતિપરંપરામાં અલંકારપ્રચુર શૈલીનો જે વારસો ઉતરી આવ્યો છે તેની એક જાતનો આ નમૂનો છે. બીજી જાતના અલંકારપ્રચુર નમૂના માટે જુવો અત્ર કૃતિ ૧૦.

બંને કડીના કેટલાક અંશો તાણીને જ બેસાડવા પડે એવા છે. યાદવોને રોળ્યા એ શાંત રસનો દાખલો કેમ કહેવાય, મત્સ્યાવતાર વાત્સલ્યનો કેવી રીતે, વગેરે શંકાનાં સૌ સ્વીકારી શકે એવાં સમાધાન અશક્ય. અને આવી શિથિલતા, છૂટ, કે અતિશયોક્તિ ધીમે ધીમે–શબ્દોનાં ભ્રષ્ટ રૂપ કવિતામાં તો

૨૬. કદીદાન—ભાટ ચારણો ખુશામતો, અતિવખાણ, અતિશયોક્તિઓ એટલી બધી કરે છે કે 'ભાટાઇ' શબ્દ આ સર્વનો પર્યાય બની ગયો છે. દાન એ કોમોમાં સામાન્ય વિશેષનામોને છેડે આવ્યા કરે છે. કદી–આશ્રયદાતા વખાણના બદલામાં ભાટને જે ભેટ આપે સબટકે સબટકે આરોગવા આપે તે. છેલ્લી કદી લોકોક્તિ છે. એમાં મ્હને યાદ આવે છે 'અમ' 'તમ'. 'મુજ' 'તુજ' (દકી વિ.) આપણી ભાષામાં મોડાં ઉપજ્યાં છે. (જૂનાં 'મુઝ' 'તુઝ' દકીનાં રૂપ નથી.) તાત્પર્ય કે કોઈ પિતાઝમાનાની સાચી ને પૂરી કદર તેનો પુત્રઝમાનો કરી શકતો નથી. જુવો મ્હારું 'સોરાબ અને રુસ્તમ' એ વ્યાખ્યાન; જુવો આ વિવરણોમાં જ કૃતિ ૩૬ ઉપરનું.

## ૩ 'એક કવિતાપ્રવાસ'માંથી : ત્રિભુવન પુ. લુહાર (સુન્દરમ્).

ઈ. વીશમી સદીના મ્હેલાણીઆ દાયકામાં જન્મી કવિ અને લેખક તરીકે ઝટઝટ આગળ આવી ગયેલ આપણા "નવીન" "વછેરા"ઓમાંના કોઇ કોઇ પાછા મોળા પડી ગયા લાગે છે. સમૃદ્ધિની મ્હારે હાથે ત્રીજી આવૃત્તિ થશે તો તેમાં નવીનતર આશાસ્પદ બંધુઓના પૂરતા સમાસ માટે આવા કોઇકોઇને કમી પણ કરીશ. પરંતુ એ મોળા પડી ગયેલ લાગતામાંથી પાછા કોઇક નવી કૃતિબળે ઝળકી પણ ઉઠે. આ નવીનોને સાગમટે નિહાળતાં તેઓમાં શ્રી સુંદરમ્ અને શ્રી ઉમાશંકર મોખરે આવેલા છે અને એમની સર્જકતા, ગુણવત્તા અને ખ્યાતિ હજી ખીલશે એમ જોઉં છું. કવિતા ઉપરાંત નવલ, નવલિકા, નાટક, નાટિકા, વિવેચના, નિબંધ, વ્યાખ્યાન, હત્ર, (હઠ્ઠાચિત્ર) સંશોધન એમ અનેક ક્ષેત્ર ખેડી રહ્યા છે. વળી કૉન્ગ્રેસપક્ષી એટલે એમના વિષે એમના પ્રકાશનો વિષે કૉન્ગ્રેસિયા મરાઠી, હિંદ્રી વાહિત્રો પણ કોઇક લખાણ કરે. અને એમ ગુજરાતી સાહિત્ય-કારોમાંથી બ્હારના પ્રાંતોમાંય આમની પ્રતિષ્ઠા ફેલાય છે, એમ એમના અતિ પ્રશંસકોને લાગે પણ. બ્હારના પ્રાંતોમાં ય એમની પ્રતિષ્ઠા થવી જોઇએ એવી ગુણવત્તા એમની ઉત્તમ કૃતિઓમાં છે : પરંતુ હજી તો હિંદના પ્રાંતો એક-બીજાનાં સાહિત્યકલાદિ વિષે બેપરવા જ ચાલે છે. અપવાદ ગણાય માત્ર બંગાળી સાહિત્યકલાની ઉત્તમ કૃતિઓનો, જે બ્હાર પડતાં જ બીજા પ્રાંતોનું ધ્યાન પણ ખેંચવા લાગી છે ખરી. પરંતુ યુરોપમાં આગેવાન ઇંગ્રેજ, ફ્રેંચ, જર્મન, રશિયન સર્જકોને એ તમામ દેશના સુશિક્ષિતો એકદમ સાંભળે છે, વાંચે

છે, વિચારે છે, એ સ્થિતિ આપણા દેશમાં પ્રાપ્ત થતાં ન જાને હજી કેટલો સમય વહી જશે. સંસ્કૃતિની એવી સિદ્ધિ જાદૂગરનો આંબો નથી કે પાઅર્ધા કલાકના તમાશા દરમિયાન ઉપસી આવે.

સમકાલીન કવિઓ વિષે આ જાતિની ગુણદોષવિવરણ મિશ્રિત કઈક ચોટદાર કવિતા પ્રથમ લખી ઘણું કરીને વાંકાનેરના નથુરામે ('કાવ્યમાધુર્ય'માં થોડી કડી ટાંકી છે.) પણ આ કૃતિ માર્મિકતામાં ચડે. અને તથાપિ ન ભૂલવું કે સુંદરમના વિવેચક લેખે સ્થાયી અભિપ્રાયો માટે તો એમનાં વિવેચક લખાણો જ જોવાં. અહીં તો એક બે સારાંમાઠાં લક્ષણને ચટકદાર વાનગી લેખે સ્પર્શીને કૃતિ આગળ વધતી જાય છે.

**૧૩ અધ ઊંધે**—આડા અવળા ગમે તે ક્રમે. કવિ કહે છે મેં પ્રથમ વાંચી વાંચનમાળાની કવિતા, પછી કાવ્યસંગ્રહોની, દરેક કવિની તમામ કૃતિઓ એનાં પ્રકાશનોમાં તો મોડી વંચાઇ, તેમાં ય નર્મદનો વારો બહુ મોડો આવ્યો. કર્તાનાં પોતાનાં આ પ્રકાશનો જ કાવ્યોપવનો, સાચી કાવ્યભૂમિ.

**૧૯. ગિરનાર**—લક્ષણાએ (૧) આખા કાઠિયાવાડનો, તેમ (૨) ગિરનાર શા આ કવિનાં તમામ કાવ્યોનો, બે ય અર્થ લેવાય. કાઠિયાવાડ એ રીતે કે બો. નાં કેટલાંક સારાં કાવ્યો કાઠિયાવાડી વિષયો, જગાઓ, ઐતિહાસિક અને પૌરાણિક વ્યક્તિઓ અને બનાવો ઉપર છે. શ્રી રામનારાયણ પાઠકે બો. નાં અતિ વખાણ કર્યાં છે, પછી ન. ભો. દિ. એ બો. ના એક સંગ્રહનો પ્રવેશક લખ્યો તેમાં ય તેમ કર્યું છે. સમકાલીન કવિતાનું મૂલ્યાંકન અઘરું છે જ. એમાં વિવેચક વિવેચક વચ્ચે મતભેદ માટે પુષ્કળ અવકાશ છે જ. ભાષા શિષ્ટ હોય, લખાણ પ્રવાહી હોય, છંદ મધુર અને જાણીતા હોય, વિષયો ચલણી કે તુર્ત સમજમાં ઉતરે એવા હોય, અને પોતાના કાળનાં જ વ્યાપક મંતવ્યો, લાગણીઓ, વળણો આદિને કવિ વળગી રહે, તો સારો પદ્યકાર પણ સહજે લોકપ્રિય થઇ જાય અને દાયકો કે દોઢદાયકો એ લોકપ્રિયતા ટકે અને વધતી પણ લાગે. કવિ જેમ ઊંડો, જેમ મનનશીલ અને વિચારબળવાળો, જેમ લોકવળણોથી જુદો પડતો તેમને સુધારવા મથનારો, જેમ મૌલિક અને કલ્પનાપ્રધાન, તેમ તેની કૃતિઓનો આસ્વાદ લેવા અધિકારી વર્ગ ન્હાનો અને મોડો મોડો જમા થાય, અને એવી કવિતાને લોકાદર તો એથી પણ મોડો મળે. (શોવનહાવર ઉત્તમ ચિત્રો વિષે

કહે છે તે અવતરણ પણ જુવો ) બો. ને કે તેના કૃતિસંગ્રહને ગિરનાર સાથે હવે કોઇ પણ જવાબદાર વિવેચક સરખાવશે નહીં.† કવિઓનું સ્થાયી મૂલ્યાંકન મૌલિકતા, કલ્પનાપ્રભાવ અને વિચારબળ પ્રમાણે જ થવું ઘટે. ( અહીં વિચાર શબ્દમાં લાગણીનો પણ સમાવેશ થઇ જાય છે, અને યાદ રહે કે કવિતાકલાના 'રસ' માત્ર લાગણીઓ નથી. )

૨૮. **હાકોટયા**—પ્રો. મણિલાલ નભુભાઈએ 'કુસુમમાલા'નું અવલોકન લખ્યું તેમાં.

૩૦. **કંતાતૂં**—કવિતા, કલા આદિ માટે યાંત્રિક ('મિકેનિકલ') ઉપમાનો અઠીક લાગે જ. આ કૃતિને છેડે હળ અને કાટનાં ઉપમાનો આવે છે તે ય વિચિત્ર લાગે છે, કવિની લાગણી સાચી છતાં પૂરતી અસરકારક બની શકી નથી.

ભોળાનાથના પુત્ર અને શાળામાં ક. દ. ડા. ને હાથે કવિતા શીખેલ ન. ભો. દિ. કૉલેજમાં આવતા પ્હેલાં ઇંગ્રેજી કવિતા તો કવિતા જ ના ગણાય એ મતના હતા. કૉલેજના અભ્યાસ દરમિયાન ઇંગ્રેજી કવિતાના વધતા જતા પરિચયે અને સ્વાદે એમનો બાલિશ ગ્રહ ધીમે ધીમે જ ઓગળ્યો. પૂરો તો કદાપિ ઓગળેલો નહીં. શેક્સપીયર, મિલ્ટન અને પછીની 'બ્લૅન્ક વર્સ'નાં લય, ગૌરવ, માતબરી એમણે કદાપિ અનુભવેલ નહીં એમ લાગે છે. ગેય છંદો માટે એમનો પક્ષપાત આખો જન્મારો રહ્યો. તે છંદોની રચનામાં એ સિદ્ધહસ્ત પણ ગણાય. ન. ભો. દિ. ની કવિતા ઠરડાય છે, બેતાલ કે લંગડી છે, એમ કોઇક જ દાખલામાં સ્વીકારવું પડે કદાચ.

૩૪. **સ્મરણસંહિતા**—શ્રી આનંદશંકર ધ્રુવ મ્હારા આખા જન્મારાના સાથી, જેટલો એમની વિદ્વત્તાથી તેટલો બીજા કોઇ ગુજરાતીની વિદ્વત્તાથી હું ઠરતો નહીં; એક મોટું પદ ( દુનિયા મોટું ગણે તે ભલે પરંતુ મ્હને નહીં જ ફાવે એ દૃષ્ટિએ ) મેં દૃઢતાથી નકાર્યું, પછી એ જ પદ માટે એઓ પસંદ થયા

† ઓ. નાં જ કેટલાંક દલપતશાહી કવનો 'કાવ્યપ્રેમા' નામે જૂના માસિકમાં પડ્યાં છે; તેની કોઇ ભાળ લેતું નથી.

અને ત્યાં એઓ જમાવટ કરી શક્યા, તેથી મ્હારા જેટલો રાજી બીજો એક પણુ ગુજરાતી નહીં થયો હોય: એ ભાઈ આનંદશંકર વિષે હું શું લખું, કેમ લખું? આટલું જ કે એમની અનેકદેશી વિદ્વત્તાથી પણુ એમને કવિતામાં રસજ્ઞતા એવી સરખી જ પ્રાપ્ત થયેલી; એમણે અવલોકનો અને વિવેચનો લખ્યાં છે તેમાં કવિતા વિષે બહુ જ થોડાં છે, તે ય એમનું એ વલણ જ ન હોવાની સાક્ષી પૂરે છે. 'સ્મરણસંહિતા'ની ટીકા લખતાં એમને સ્થલે સ્થલે ટેનિસન અને બ્રાઉનિંગ સાંભરે છે, તે હકીકત સ્મરણસંહિતાની ઉત્તમતાનો પુરાવો ગણાવાને ઠેકાણે લેખકની પોતાની મર્યાદાઓનો પુરાવો ગણાવાને પાત્ર છે એ મ્હારું અધીન મત છે. ન. ભો. દિ. ને કવિ લેખે કોઈ લોંગફેલોની હારમાં પણુ ન મુકી શકે એ મ્હારું અધીન મત છે. ન. ભો. દિ. ની આખી સાહિત્યસેવા ધ્યાનમાં લઈને મેં સમગ્ર દૃષ્ટિએ ઉચ્ચારેલ મત માટે જુવો 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો,' 'સ્મરણસંહિતા' પ્રકટ થઈને મેં એનું અવલોકન 'સાહિત્ય' માસિક માટે લખ્યું હતું. એ કાવ્ય વિષે મ્હારૂં મત હજી એ ને એ છે.* એટલે કવિ અહીં દર્શાવે છે તે મત મ્હને માન્ય નથી.

૩૭. **નાનકી**—ન્હાનીશી, ન. ભો. દિ. થી ન્હાની. ૪૦. **પ્રચંડ મુખ**—કાવ્યો લાંબાં લાંબાં, વિષયો મોટા મોટા એવો અર્થ હશે. ૬૧. **લટકાં**—'મેનરિઝમ્સ'. ૬૪. **સકલ**—સોળે કલા. તમામ કલાકારીગરીએ શોભીતી અને અનવદ્ય કવિતા. ૬૮. **કશાં**—અનિર્વચનીય; અથવા (સાધારણ અર્થને વળગતાં) કોઇ કોઇ જ. બંને અર્થ બેસે છે એ કાંતના અતિછોટા કૃતિસમૂહની ખાસ કરુણતા છે. 'કાંત' સાથે પ્રાસ માટે જ આવ્યો હશે તે 'પ્રશાંત' શબ્દ અહીં અર્થમાં એટલો બંધબેસતો નથી. ૬૯. **ચકોર**—સાથેની સરખામણીમાં સાધારણ ધર્મ માત્ર લાગણીનો તાર સ્વર લેવો, શરીર કે બીજા કશાની સરખામણી ઉદ્દિષ્ટ હોય જ નહીં વળી. ૭૪. **પગથિયાં** અને **તરવું**નો મેળ મેળવવો કઠણુ. ૭૯. **તૂટીડાળે**—આ અપૂર્ણ કવિતા આ સંગ્રહમાં લીધી છે.

---

* મ્હારાં "વિવિધ વ્યાખ્યાનો" દળદાર સંગ્રહ છપાય છે. "પ્રવેશકો" નો એટલો જ મોટો સંગ્રહ તે પછી છાપવા આપીશ. મ્હારાં 'અવલોકનો'નો સંગ્રહ એટલો જ દળદાર થાય એમ છે. તેનું મુદ્રણ હાથમાં લેવાશે કદાચ ૧૯૪૬ માં.

૮૧. ચૌદશે–સૉનેટ. ૮૨. લગીર–એક વિવેચક કહે છે કે કવિ જન્મશંકરને પ્રિય શબ્દ 'લગાર' એમની પ્રતિભા ય લગીર જ, એવા ધ્વનિવાળો ગણી શકાય. ૯૧. ધ્રુવ–હરિલાલ. કણુક–કાવ્યનો પદાર્થ. ૯૨. ભાલાં–આશ્ચર્ય-ચિહ્નો મુદ્રકોની પરિભાષામાં ભાલાં ભાલોડાં કહેવાય છે, એમના આકાર (!) ને લીધે ! ૧૨૦. આજુક–આ ક પ્રત્યય છઠ્ઠીનો; આજની સરખાવો રાણક: રાણુ (ન્હાના રાણા કે રાજા)ની, દેવકી (દેવની, દેવદત્તા), ભીમક સુતા (ભીમની૦) વળી રાયકો, કાલ–કા, વગેરે ગુજરાતીમાં આવા થોડા જ દાખલા જૂની ભાષાના અવશેષ લેખે રહી ગયા છે. ક પ્રત્યય બીજા અનેક અર્થમાં અર્વાચીન ગુજરાતીમાં પણ ચલણી છે. ૮૫. 'બુલબુલ' અને 'નાદાન'ને કલાંત કવિની કવિતામાં ઉપાલંભ છે તેને ઉદ્દેશીને આ પંક્તિ છે. વાચકે 'બુલબુલ' 'નાદાન' એ તખલ્લુસ વાળા કવિઓ વિષે અહીં કંઈ હશે એવા ભ્રમમાં ન પડવું.

## ૪ કવિને : ભાનુશંકર બાબરભાઈ વ્યાસ ("બાદરાયણ")

૧ કલા છે ધર્મની ન્હાની અને વધારે આકર્ષક, વધારે હેતાળ બ્હેન, કવિઓ અને કલાકારો છે દેવદૂતો–એ ભાવનાના આ ઉદ્‌ગાર છે.

૨ રાજે : શોભાવે, રંજન કરે. ત્હારી ભાવનાઓના કવને અમારાં માર્ગ-દર્શક બનજો. ૪ જે વડે અંધારે પણ ચોતર્ફ સુઝ પડી સાચો રસ્તો પસંદ થઈ શકે તે તેજનાં અંજન. ૮ અમર ચેતના : પરાજિત મનોદશા, નિરાશા, દુઃખ આદિથી માણસની હિંમત ભાંગી જાય છે, તેથી ઉલટા જ પ્રકારની મનોદશા ઉપજાવે એવી અમર ભાવનાઓ, અભિલાષાઓ વગેરે. ૧૨ વર્તમાનથી વધારે સારા ભવિષ્યના "શુભ સમાચાર" દેજે. ૧૫ કુદરતના આલેખનોમાં પણ તેની સુંદરતા સાથે માનવકથાઓ ગૂંથી લેજે.

## ૫ આકાંક્ષા : નાથાલાલ ભાણજી દવે.

કવિની સૌંદર્ય તૃષ્ણા આ પદનો વિષય છે; જે અહીં કવિવર રવીંદ્ર બાબુની શૈલીએ રજુ થાય છે. સાથે કવિને ન્યાયની ખાતર ઉમેરું છું કે શૈલીમાં કે કોઈ રીતે અનુકરણિયા નહીં એવી કૃતિઓ પણ કવિએ લખી છે. જુવો એમની "પ્રસ્થાન" આદિમાં પ્રગટ થયેલી અને થવાની બીજી કૃતિઓ.

અને ત્યાં એઓ જમાવટ કરી શક્યા, તેથી મ્હારા જેટલો રાજી બીજો એક પણ ગુજરાતી નહીં થયો હોય: એ ભાઇ આનંદશંકર વિષે હું શું લખું, કેમ લખું? આટલું જ કે એમની અનેકદેશી વિદ્વત્તાથી પણ એમને કવિતામાં રસજ્ઞતા એવી સરખી જ પ્રાપ્ત થયેલી; એમણે અવલોકનો અને વિવેચનો લખ્યાં છે તેમાં કવિતા વિષે બહુ જ થોડાં છે, તે ય એમનું એ વલણ જ ન હોવાની સાક્ષી પૂરે છે. 'સ્મરણસંહિતા'ની ટીકા લખતાં એમને સ્થલે સ્થલે ટેનિસન અને બ્રાઉનિંગ સાંભરે છે, તે હકીકત સ્મરણસંહિતાની ઉત્તમતાનો પુરાવો ગણાવાને કેકાણે લેખકની પોતાની મર્યાદાઓનો પુરાવો ગણાવાને પાત્ર છે એ મ્હારું અધીન મત છે. ન. ભો. દિ. ને કવિ લેખે કોઇ લૉંગફેલોની હારમાં પણ ન મુકી શકે એ મ્હારું અધીન મત છે. ન. ભો. દિ. ની આખી સાહિત્યસેવા ધ્યાનમાં લઈને મેં સમગ્ર દૃષ્ટિએ ઉચ્ચારેલ મત માટે જુવો 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો,' 'સ્મરણસંહિતા' પ્રકટ થઈને મેં એનું અવલોકન 'સાહિત્ય' માસિક માટે લખ્યું હતું. એ કાવ્ય વિષે મ્હારૂં મત હજી એ ને એ છે.* એટલે કવિ અહીં દર્શાવે છે તે મત મ્હને માન્ય નથી.

૩૭. **નાનકી**—ન્હાનીશી, ન. ભો. દિ. થી ન્હાની. ૪૦. **પ્રચંડ મુખ**—કાવ્યો લાંબાં લાંબાં, વિષયો મોટા મોટા એવો અર્થ હશે. ૬૧. **લટકાં**—'મૅનરિઝમ્સ'. ૬૪. **સકલ**—સોળે કલા. તમામ કલાકારીગરીએ શોભીતી અને અનવદ્ય કવિતા. ૬૮. **કશાં**—અનિર્વચનીય; અથવા (સાધારણ અર્થને વળગતાં) કોઇ કોઇ જ. બંને અર્થ બેસે છે એ કાંતના અતિછોટા કૃતિસમૂહની ખાસ કરુણતા છે. 'કાંત' સાથે પ્રાસ માટે જ આવ્યો હશે તે 'પ્રશાંત' શબ્દ અહીં અર્થમાં એટલો બંધબેસતો નથી. ૬૯. **ચકોર**—સાથેની સરખામણીમાં સાધારણ ધર્મ માત્ર લાગણીનો તાર સ્વર લેવો, શરીર કે બીજા કશાની સરખામણી ઉદ્દિષ્ટ હોય જ નહીં વળી. ૭૪. **પગથિયાં** અને **તરણું**નો મેળ મેળવવો કઠણ. ૭૯. **તૂટીડાળે**—આ અપૂર્ણ કવિતા આ સંગ્રહમાં લીધી છે.

---

* મ્હારાં "વિવિધ વ્યાખ્યાનો" દળદાર સંગ્રહ છપાય છે. "પ્રવેશકો" નો એટલો જ મોટો સંગ્રહ તે પછી છાપવા આપીશ. મ્હારાં 'અવલોકનો'નો સંગ્રહ એટલો જ દળદાર થાય એમ છે. તેનું મુદ્રણ હાથમાં લેવાશે કદાચ ૧૯૪૬ માં.

૮૧. **ચૌદકો**–સૉનેટ. ૮૨. **લગીર**–એક વિવેચક કહે છે કે કવિ જન્મશંકરને પ્રિય શબ્દ 'લગાર' એમની પ્રતિભા ય લગીર જ, એવા ધ્વનિવાળો ગણી શકાય. ૯૧. **ધ્રુવ**–હરિલાલ. **કણક**–કાવ્યનો પદાર્થ. ૯૨. **ભાલાં**–આશ્ચર્ય-ચિહ્નો મુદ્રકોની પરિભાષામાં ભાલાં ભાલોડાં કહેવાય છે, એમના આકાર (!) ને લીધે ! ૧૨૦. **આજુક**–આ ક પ્રત્યય છઠ્ઠીનો; આજની સરખાવો રાણક: રાણ (ન્હાના રાણા કે રાજા)ની, દેવકી (દેવની, દેવદત્તા), ભીમક સુતા (ભીમની૦) વળી રાય+કો, કાલ–કા, વગેરે ગુજરાતીમાં આવા થોડા જ દાખલા જૂની ભાષાના અવશેષ લેખે રહી ગયા છે. ક પ્રત્યય બીજા અનેક અર્થમાં અર્વાચીન ગુજરાતીમાં પણ ચલણી છે. ૮૫. 'બુલબુલ' અને 'નાદાન'ને કલાંત કવિની કવિતામાં ઉપાલંભ છે તેને ઉદ્દેશીને આ પંક્તિ છે. વાચકે 'બુલબુલ' 'નાદાન' એ તખલ્લુસ વાળા કવિઓ વિષે અહીં કહ્યું હશે એવા ભ્રમમાં ન પડવું.

## ૪ કવિને : ભાનુશંકર બાબરભાઇ વ્યાસ ("બાદરાયણ")

૧ કલા છે ધર્મની ન્હાની અને વધારે આકર્ષક, વધારે હેતાળ બ્હેન, કવિઓ અને કલાકારો છે દેવદૂતો–એ ભાવનાના આ ઉદ્ગાર છે.

૨ રાજે : શોભાવે, રંજન કરે. ત્હારી ભાવનાઓના કવને અમારો માર્ગ-દર્શક બનજો. ૪ જે વડે અંધારે પણ ચોતર્ફ સુઝ પડી સાચો રસ્તો પસંદ થઇ શકે તે તેજનાં અંજન. ૮ અમર ચેતના : પરાજિત મનોદશા, નિરાશા, દુઃખ આદિથી માણસની હિંમત ભાંગી જાય છે, તેથી ઉલટા જ પ્રકારની મનોદશા ઉપજાવે એવી અમર ભાવનાઓ, અભિલાષાઓ વગેરે. ૧૨ વર્તમાનથી વધારે સારા ભવિષ્યના "શુભ સમાચાર" દેજે. ૧૫ કુદરતના આલેખનોમાં પણ તેની સુંદરતા સાથે માનવકથાઓ ગુંથી લેજે.

## ૫ આકાંક્ષા : નાથાલાલ ભાણજી દવે.

કવિની સૌંદર્ય તૃષ્ણા આ પદનો વિષય છે; જે અહીં કવિવર રવીંદ્ર બાબુની શૈલીએ રજુ થાય છે. સાથે કવિને ન્યાયની ખાતર ઉમેરું છું કે શૈલીમાં કે કોઇ રીતે અનુકરણિયા નહીં એવી કૃતિઓ પણ કવિએ લખી છે. જુવો એમની "પ્રસ્થાન" આદિમાં પ્રગટ થયેલી અને થવાની બીજી કૃતિઓ.

૪ અન્યોન્ય મીટ માંડીને.

૫ નૂપુર સૌંદર્યના સત્ત્વને દેવી કલ્પી છે.

૬–૮ વાયુ વનસ્પતિ ગિરિ આદિ કુદરતના નિકટ અનુભવો ઉપરથી પણ ત્હારો સાચો નિવાસ દૂરાતિદૂર હોવાની પ્રતીતિ ઊપજે છે; આ રોજિંદા અને સમીપવર્તી અનુભવો તો ત્હારી ઝાંખી માત્ર કરાવવા સમર્થ છે.

જલે: જળયા કરે છે, મ્હને તૃષાતુર કરી રહી છે, એટલે લગી કે એ દરેક પોતે જ મ્હને તો એ જ ધગશે પીડિત દેખાયા કરે છે.

૯–૧૧ તું એવી છે કે ત્હારો પરિચય થતો આવે તેમ તેમ માણસ ત્હારી લગનીને વધારે ને વધારે પરવશ બનતો જાય. સાગરગાન રૂપે ત્હારાથી પોતાને થતો આનંદ અનુભવી અને જણાવી રહે છે, તે પ્રવૃત્તિમાં તે પ્રવૃત્તિથી જ અતિ હર્ષભરત પાણીના ફેનિલ સ્તંભો વારંવાર આકાશ લગી ઉરાડ્યા કરે છે, તે પ્રમાણે. ૧૩ રણકે: રણકાવી રહે છે.

સ્વમાધુર્ય જેમ દૂરથી સંભળાતું હોય તેમ વધારે મધુર.

## ૬ નવાં નવાણ: ઉમાશંકર જે. જોષી

વિદ્યાર્થીએ કૃતિ ૪, ૫, ૭ અને એવા વિષયની બીજી આની સાથે ફરીફરીને સરખાવી જોવી. કવિઓને તેમની ઇષ્ટકલા કેવી તો જુદીજુદી રીતે આકર્ષે છે, કવિઓ તેમના ઇષ્ટદેવતાનાં કેવાં તો જુદાંજુદાં દર્શન પામે છે, તે કવિતા-ભોગીઓએ પોતપોતાની મગદૂર પ્રમાણે સમજવું જોઇએ. આવા આવા કવિ-ઉદ્ગારોથી પૂરતે મનને કવિતાભોગી આ પણ જોઇ શકશે કે સારા કવિઓ ભલે સન્માનનીય હોય, પૂજ્ય હોય, તથાપિ વ્યવહારુ દુનિયા કવિને વિચિત્ર ન સમજાય એવો વગેરે ગણે છે, તેમાં ય તથ્યાંશ છે ખરો. વર્ણવવું અશક્ય બસ તેને જ વર્ણવવું; વાસ્તવ દુનિયામાં મૂર્ત્ત થવી–મેળવાવી–અશક્ય તેવી ભાવનાઓ પાછળ ભટક્યા કરવું, પોતાનું સર્વસ્વ એ અશક્ય ને શક્ય બનાવવા પાછળ હોમવું; જેટલું આકર્ષક તેટલું કારમું અને ભયાનક લાગે, જેને એક બાજુ ભેટી પડવા દિલ ઉત્પતે, તો બીજી બાજુ જીવનરક્ષા માટે તેનાથી હજાર ગાઉ દૂર ભાગી છૂટવાને ચિત્ત ચાલ્યે, એવી પરસ્પર વિરૂદ્ધ લાગણીઓમાં એક સરખા લીન થવું:—કવિ જેમ વધારે કવિત્વમય કિંવા બંડખોર તેમ આવા

આવા પ્રયત્નો, પ્રયોગો ફાંફાં જે કહો તે એનું જીવનસર્વસ્વ બની રહે છે. આ પ્રકારના અનન્યસાધારણ જીવનમાં જ તેને જીવન સાર્થક્ય લાગે છે. બીજા કશા માટે જીવવું તેને મૃત્યુતુલ્ય વસે છે.

આવી કૃતિ સામાન્ય દુન્યવી બુદ્ધિને દુર્બોધ રહે, એનો અર્થ હાથમાં આવી ગયો લાગે ને પાછો પડી જાય એમાં કશી નવાઇ નથી. કવિની દૃષ્ટિએ તો એનો વિજય પણ એ એવી બની આવી તેમાં છે. અને આ સાથે સરખાવો 'ગીત ગોત્યું ગોત્યું' (જુવો નિશીથ પૃ. ૧૨–૧૩) એમાં કયું ચડે ? શા કારણથી ?

## ૭ અમે કવિ ? : મગનલાલ લા. દેસાઇ ("કોલક").

૨ તગરનાં ફુલ તારકાકૃતિ અને શ્વેત હોય છે. સાચો કવિ એક જ— વિશ્વસર્જક પોતે. આપણે જેને કવિ, મહાકવિ આદિ ગણી સ્તવિયે, પૂજિયે છિયે તે એ શાશ્વત મહાસાગરની સપાટી ઉપરના ક્ષણિક બુદ્બુદો, તરંગો આદિ છે. એથી વિશેષ નથી. મહાસાગર આગળ એ બુદ્બુદો, તરંગોની શી વિસાત વારુ !

કૃતિની પંક્તિ ૭ થી ૧૪ આ મુદ્રણમાં 'સાંધ્યગીત'માં છે તેમ જ છાપી છે; જો કે કવિનું વક્તવ્ય એમાં એવું સરખું જ આવે છે એટલે તો મેં પ્રથમ મુદ્રણમાં એ પાઠમાં થોડા ફેરફારો કરી કૃતિને વધારે વિશદ અને અસરકારક બનાવવા પ્રયત્ન કરેલો. બેશક, મ્હારો એ પ્રયત્ન વા પ્રયોગ બહુ સારો ગણાય એવો ન્હોતો થયો.

## ૮ ગુજરાતી ભાષા વિષે : કવિ દલપતરામ ડાહ્યાભાઇ.

દલપતકાવ્ય ભાગ ૧ લાને આરમ્ભે "ગુજરાતી ભાષા વિષે" જુવો. આ વિષયમાંથી છેલ્લો મનહર છોડી દીધો છે, અને એ ગ્રંથમાં પછી તરત આવતા દલપતરામે શ્રીમન્ત મહારાજા ખંડેરાવને ભર દરબારમાં સંભળાવેલ મનહર અને દોહરો, આમાં જોડી લીધા છે. વડોદરામાં એ દરબાર ઇ. સ. ૧૮૬૩ માં થયો હતો. તેની હકીકત માટે જુવો દલપતકાવ્યમાં "ગુર્જરવાણી વિલાપ" એ વિષય. (આ વિષય હાલ દેખાય છે તે રૂપમાં મહારાજા ખંડેરાવનો દેહ પડ્યા પછી જ પ્રથમ પ્રકટ થયેલો હોવો જોઇએ. દલપતરામ અને નર્મદની દરેક કવિતા પ્રથમ ક્યારે પ્રકટ થઇ, હાલના રૂપમાં ને તેમાં શો પાઠભેદ છે વગેરે તમામ ક્યારનું ય પૂરતી શોધખોળ અને ચર્ચાને પરિણામે નક્કી કરી દેવાવું જોઇતું હતું. આપણા વિદ્વાન ખરે જ આળસુ છે; આપણા લોકો જયંતી આદિના

માત્ર તમાશાથી જ ગૂરતો સંતોષ માની લે છે.) એ "વિલાપ"માં અહીંની પંક્તિ "કહે દલપતરામ રાજ અધિરાજ સુણો" "દાખે દલપતરામ બુદ્દાવંદ ખંડેરાવ" એ રૂપે છે. વિષયને આહીં એમાણે સર્વસામાન્યરૂપ આપ્યું છે.

એ "ગુર્જરવાણી વિલાપ" ક. દ. ડા. ની શૈલીનાં લક્ષણ સમજવાને માટે ઐતિહાસિક દૃષ્ટિએ વિચારવા જેવું કાવ્ય છે. દલપતરામની કવિતાને "સભારંજની" કહી એટલે વિવેચનકાર્ય પતી ગયું એમ સન્તોષ માનવાનો નથી. ત્રણ જાતની સભાઓ—(૧) રાજસભા, વડોદરા, ઇડર, જામનગર, ભાવનગર, ભુજ જેવાં મોટાં રાજ્યોમાં પરમ્પરાપ્રાપ્ત રૂપે ચાલતી હતી. "વિલાપ" એવી સભાને રંજન કરે એવું કાવ્ય છે. (૨) ઠંડે પ્હોરે મોટા ચૌટામાં ઓટલાઓ ઉપર અને રસ્તામાં મહાભારત, પુરાણ આદિનો "વૈશમ્પાયન એણી પેરે બોલ્યા૦" એ પંક્તિથી આરમ્ભાતો માણભટલલકાર સાંભળવાને ઓટલે, બારીબારણે, છજે, છાપરે ને રસ્તામાં ય જામતી લોકસભાઓ: એવી સભાઓના રંજનાર્થ દલપતરામે "વેનચરિત્ર" આદિ કૃતિઓ રચી. (૩) નવા ભણતરથી થયેલી નવી "સ્વદેશાભિમાની" પેઢીની "મંડળીઓ;" પ્રથમ મુંબઈમાં અને પછી દરેક મોટાં શહેરમાં થવા લાગી. નર્મદ-દલપતની સરસાઇ આ મંડળીઓમાં જ શરુ થઇ. નર્મદ અવતર્યો અસ્સલુસલ (પ્રાઇમોર્ડિયલ) સુધારક, સાહસની જ મૂર્તિ, પોતે ઉઠ્યા ત્યાંથી સવાર એ મનોદશાવાળો. સુધારાનો આરમ્ભ ઘણાખરા દેશોમાં અને યુગોમાં આવા ઉચ્છેદકોથી જ થાય છે. સુધારાનો નવો અવતાર એટલે ક્રાન્તિનાં પગરણ. દલપતરામને કેટલાક સુધારા થાય એ ઇષ્ટ હતું, પણ એમનું આખું માનસ નર્મદથી છેક જ ભિન્ન. ' ન્તિ આ ભાગોળે દાખલ થાય છે એવી વાત આવતાં પેલી ભાગોળેથી નીકળી જાય એવા દલપતરામ. નર્મદ-દલપત વચ્ચેની સરસાઇ માત્ર કાવ્યપ્રદેશમાં ન રહી, એકબીજા વચ્ચે મેળ જ નહીં એવી બે ભાવનાઓ વચ્ચેની સ્પર્ધા કે મલ્લકુસ્તીનું રૂપ તેણે પકડ્યું. આ કારણથી દ૦ના શિષ્ય કાશીશંકર મૂ૦ દવે કૃત એમનું ચરિત્ર (સયાજી સાહિત્યમાલા પુષ્પ ૬૨ મું) અનેક રીતે મનનીય છે. દ૦ ભક્ત જીનવાણી કર્તાના ખ્યાલમાંયે ક્યાંથી આવે એવી રીતે પણ મનનીય છે.

ઉપલી ત્રણ જાતની સભાઓ ઉપરાંત દલપતરામનું સ્થાન સ્વામીનારાયણી ભક્તમંડળીના કવિ લેખે તેમ શાળોપયોગી કવિતાના કવિ લેખે પણ ઊંચું છે.

દલપતકાવ્યમાં આમ ઓછામાં ઓછી પાંચ ભાત છે. અને હા, રોકડ કમાણીની ખાતર, ઇનામી હરિફાઇઓ માટે અને પુરસ્કાર આપતાં છાપાં માટે મોકલેલી કવિતા, તે છઠ્ઠી ભાત.

**અર્થ** ૧ ભટ્ટોજી દીક્ષિત—સિદ્ધાન્તકૌમુદી એ સંસ્કૃત વ્યાકરણનો કર્તા. "શિક્ષા' પાણિનીય ગણાય છે. અને તેમાં અરું પરુનાં બહુવચન અરાં પરાંનો ઉચ્ચાર સૌરાષ્ટ્રી છટાથી કરવો એમ લખેલું છે, તે "શિક્ષા" જે સમયની હોય તે સમયે જે "પ્રાકૃત" સૌરાષ્ટ્રમાં ચાલતી તેને લાગુ પડે છે, વિક્રમના બારમા તેરમા સૈકા પ્હેલાં જેનું અસ્તિત્વ જ ન્હોતું તે ગુજરાતી ભાષાને લાગુ ન જ પડે. પરંતુ આપણું પ્રાકૃતોનું ઐતિહાસિક જ્ઞાન યુરોપીય વિદ્યાએ ઐતિહાસિક દૃષ્ટિ ભાષાપ્રદેશમાં લગાડી તે પછીનું છે. દ. એમના ઝમાનામાં આવી ભૂલ કરે તે કુદરતી. **દીક્ષિતે ભટજિએ**—ભટ્ટોજી દીક્ષિતેઃ નામના બંને અંશને વિભક્તિ પ્રત્યય એ સંસ્કૃતરચના છે. **ગીર્વાણ વાણીશ્વરે** સંસ્કૃત વૈયાકરણોએ. વૈયાકરણને વાણીશ્વર ગણવો એ મત હિન્દના સંસ્કૃત–પ્રાકૃત યુગનો છે. બીજી પ્રજાઓ અને ભાષાઓમાં વૈયાકરણને એટલું ઉંચું સ્થાન અપાતું નથી. અર્વાચીન ભાષાશાસ્ત્ર વ્યાકરણકોશાદિનાં શાસ્ત્રોને સર્જક ગણતું જ નથી; સર્વોપરિ અધિકારી નહીં, કહ્યું કરી દેનાર વહીવટી મદદનીશ (એડમિનિસ્ટ્રેટિવ આસિસ્ટંટ) જેવાં જ ગણે છે.

**આપી રુચિ ઈશ્વરે.** દ. ને આમ કહેવાને હક્ક છે. એ કવિ તો થાત, પણ ઘણું ખરું **વ્રજ ભાષામાં.*** વ્રજ છોડીને ગુજરાતીમાં કવિતા લખવાનું એમણે જાતે પોતાને માટે ઠરાવ્યું, તેમાં એમના એક ગુરુ સ્વામિનારાયણી સાધુ અને કવિ, દેવાનંદ સ્વામીની સલાહ મુખ્ય બાહ્ય કારણ હતું. ભોળાનાથ ફોર્બ્સ વગેરે સાથે સમ્બન્ધ એ બીજું મુખ્ય બાહ્ય કારણ હતું.

૨ **સૂલભે** "વિલાપ"માં પણ વલ્લભ સાથે પ્રાસ સુલ્લભ શબ્દે મેળવ્યો છે. આ વલ્લભ તે પ્રેમાનન્દ પુત્ર નહીં,—"જે વાણીથી જગદમ્બા ભેટી ભટ વલ્લભને". તે વલ્લભ. **સંપ્યાસીમા**—અર્થ સ્પષ્ટ છે, જો કે વાક્ય તોડયું છે.

---

* રાજકોટ ઠાકોર બાવાજીરાજના વડવા મહેરામણજીના સમયમાં જે ભાટ કવિઓએ રચેલ "'પ્રવીન સાગર'ની છેલ્લી લહરો રચાઇ જ ન્હોતી કે ખોવાઇ ગયેલ, તે ક. દ. ડા. એ નવી રચીને ગ્રંથ પૂરો કર્યો છે.

ઉપલી કડીમાં મોટા મોટા કવિ કેટલાક સૂચવ્યા; અહીં કેટલાક મોટા રસિક ગ્રન્થો જણાવે છે. લોકગીત, ગરબી, ગરબા, ભજન, અને જૈન રાસોને પણ કવિ ભૂલ્યા નથી.

૪ **જાણ** ચતુરસુજાણ. **ભારતી** સરસ્વતી, ભાષાઓ. **ભભકો તુજ૦** આપણા કાનને હવે આવી શબ્દાવલી જરા ગ્રામ્ય લાગે છે. ગુજરાતી ભાષા એટલી તો ઝડપથી ખેડાતી જાય છે. જે આજે કઠણ, તે દશ વર્ષે સરલ થઇ જાય છે, આજે શિષ્ટ તેમાંનું કેટલુંક દશ વર્ષે જૂનવાણું કે ગ્રામ્ય કે કોઇ કારણે કવિતા માટે અનુચિત પણ થઇ જાય છે.

૫ **ચહાયતા** ચાહના; **ઉપાયતા** ઉપાય. **નિશ્ચલ થઇને૦** ગ્રન્થો લખાયા પછી પરીક્ષકો દૃઢ રહે, પક્ષાપક્ષી ન કરે, ગ્રન્થના ગુણદોષ ઉપર જ નજર રાખીને તેને **ન્યાય** આપે, તો થોડા વર્ષમાં જ ઘણી પ્રગતિ બની આવે. તે સમયે વાઙ્મયની આ સ્થિતિ હતી એમાં શંકા જ નથી. ૬ **સ્વદેશી** આપણી માતૃભાષા.

## ૯ માતૃભાષા : પૂજાલાલ રણછોડદાસ.

કવિના આ વિષય ઉપરના લાંબા કાવ્યમાંથી અહીં માત્ર છેલ્લી ૫ંક્તિ લીધી છે. દ. વિષયને સ્થૂલ દૃષ્ટિએ જ જુવે છે, અદ્યતન કવિની દૃષ્ટિ માનસશાસ્ત્રીય છે.

૪ જરા દુર્બોધ છે. પણ જે પ્રિયદ્યુતિ ભાષા માનસે કમલોને અનેરા ઉચ્છવાસો સમર્પે છે, એમ લેવું. માનસે કમલોને=આપણા દરેકના માનસમાંની ભાવનાઓને ઉચ્છવાસો અર્પે છે=ફુંકી ફુંકી વિકસાવે છે. ૫ પદ=બંને અર્થ લેવા. ૬ ચૈતન્યસિંધુ=માનવ જાતિની વિચારણા પ્રવૃત્તિનો મહાસાગર. વિશ્વચેતન=એવો અર્થ પણ લેવાય.

## ૧૦ શત્રુંજય : દામોદર ખુ. બોટાદકર.

૧૬ કડીના કાવ્યમાંથી શેત્રુંજી નદી, દરિયો, ખીણ, ગામડાં આદિને લગતી, (કડી ૬ ઠી, ૭ મી) છોડી દીધી છે. કેટલાક સારા લેખકો પણ કલાકૃતિ એટલે ચોકખા આરંભ, મધ્ય અને અંતવાળી પ્રમાણસર આકૃતિ એ આદર્શવિહિન કૃતિઓને ગમે તેમ લંબાવે છે અને બગાડે છે.

૧ કડી એક વાક્ય છે, કર્તા છેલ્લો શબ્દ **તુષાર** છે. **સ્નેહભીના કવિ શો** અને **આછેરા અભ્ર જેવો,** એ બે તુષારની ઉપમા છે, તેમાંથી બીજી ઠીક જ છે, તો પ્હેલી માટે તુષારને **ભીંજાએલું** ઉર અર્પે છે, તે અર્થહીન છે, તુષાર જાતે આખો આર્દ્રપ્રકૃતિ હોવાથી. ત્રીજી પંક્તિનો અલંકાર આ બંનેથી સારો છે તો એમાં જરાયે નવીનતા નથી. આ અલંકાર શૈલી કેટલી તો કૃત્રિમ છે તે દેખીતું છે. આખી રચના એ જ શૈલીની છે: બીજાં વર્ણનકાવ્યો અહીં લીધાં છે, તેમાંનું એક આવું કૃત્રિમ, અવાસ્તવિક અને નબળું નથી.

૨ **હિમાદ્રિવિરહવિપદ** આ કવિમાં અતિસંસ્કૃતતા દોષ સૌએ કબૂલ રાખવો પડે એટલો છે. આ કૃતિમાં જ **નન્દનાનન્દ, વાહ રૂપે વસેલો, પદસરણિ,** વગેરે એ જ દોષના બીજા દાખલા છે. અસલ પર્વતો, પુત્રપૌત્રાદિ સાથે રહેતા હતા. પછી તેમને વિખૂટા પાડી નંખાયા. હિમાદ્રિનો આ સત્પુત્ર –સિદ્ધ શૈલેશ–વિયોગમાં પણ પિતા અને વતન તર્ફ ખૂબ આકર્ષાય છે. **સ્થાન સંકેત** સંકેતસ્થાન. **વિરતિભવન** વિશ્રામસ્થાન, ડુંગર એક સ્થળે અટગ હોય જ, તેને માટે **શોકથી સ્તબ્ધ** માટે અટગ, એવા તરંગ (ફેન્સી) ઉત્પ્રેક્ષા અલંકાર ગણાય છે, પણ ઉચિત હોય તે જ અલંકારો સારા; રૂઢ અને પરિચિત હોય અથવા નવીન અને વિચિત્ર હોય તેવા તરંગ, ઉચિત ન હોય તેમાં, કવિતા કરતાં કવિતાભાસી પદાવલી (પોયેટિક ડિક્શન) ના જ ટકા વધારે છે. ૩ **બહુલતા** રેલંછેલ **તે તો સંતૃપ્તિ એવી–** વાક્ય તુટે છે; ઇંદ્રે જાણે ઐરાવતને આ સ્થાન ઉત્તમ જોઈને અહીં ચરવા માટે ઉતારેલો. તેને જગા એવી તો ગોઠી ગઇ, કે શત્રુંજય બનીને તે અહીં જ રહી ગયો. તરંગની નવીનતાથી જ મોહી પડનાર આને ‘અદ્‌ભુત !’ એવા ઉદ્‌ગારે વધાવે. પણ અહીં એ દૂરાકૃષ્ટ છે, વળી પછીની કડીના વધારે દૂરાકૃષ્ટ તરંગનો જનક છે, અને વિષયને અનુચિત છે. ૪ ઇંદ્ર હારીને એને અહીં જ રહેવા દઈ ને ચાલ્યો ગયો. પણ ઐરાવત વગર એને સ્વર્ગમાં શેનું ગોઠે જ ! **વાહરૂપે વસેલો** વાહન રૂપે દરેક યુદ્ધમાં આસન–બનવાયલો. **પનોતુ** સુભગ, મનોહર. **સુરશચિપતિ** સુરો અને ઇંદ્ર સૌએ દેવોનાં. આ બે કડી આખી કૃતિમાં મુખ્ય છે, અને શત્રુંજયના વર્ણનમાં છેક અનુચિત છે. શત્રુંજય જેમનો ગિરિ તે આપણા જૈન બન્ધુઓ એને તીર્થંકરોનું ધામ ગણે છે, અને

ઇંદ્રાદિ તમામ દેવોને એ તીર્થંકરોના પગની રજ ગમે છે. જૈન દેવાલયોની સુન્દરતા આદિ મોહક, અદ્વિતીય, સ્વર્ગીય જણાવીને પણ તેમને ઇંદ્રાદિ દેવોના જ નગર લેખે વર્ણવાય, એ કવિતા જૈનોને બેહુદી જ લાગે. **૫ પદસરણિ** પગથી. ચડવાનો માર્ગ (જે માત્ર પગથી નથી). હાથીની ઝુલ ઉપર છેડે ફુમતાંવાળા લાંબાટુંકા દોર લટકાવવામાં આવે છે. ચડવાને માર્ગે વચ્ચે વચ્ચે યાત્રાળુને વિસામા માટે ચોતરા બાંધેલા છે, તે જાણે આ ઝુલ ઉપર લટકતા સુન્દર શ્વેત ગુચ્છા! વાહ રે કવિતા, વાહ! ઉપયોગી વસ્તુને સુન્દર નિરૂપવા જતાં હસવું આવે એવું ચિતરાઇ ગયું છે.

૬ તળાવની શોભાનું વર્ણન પણ છેક તરંગી છે. ૮–૯ આ પ્રાસાદો (મહાલયો) દેવાંગનાઓના રાસ (સમૂહનૃત્ય અને ગીત) જાણે હમણાં ઝીલશે એમ કુંડાળે ગોઠવાઇને રાસારમ્ભની પૂર્વ ક્ષણની મંડળી હોય એવા સોહે છે. છેલ્લી ૭ ક્ષીટી સારી છે તો સુન્દરતાઓની માત્ર યાદી જેવી થઇ ગઇ છે. **વીચિ** આનન્દતરંગ.

આ કૃતિ સામાન્ય વાચકને ઉંચી અને સુન્દર કવિતા લાગે એવી છે; તેની ઉપલી ટીકાનો અનર્થ ન કરવો.

શોભન ભૂષણ મધુરી કડી, ચિત્રવિચિત્ર તરંગાવલિ,

એટલા અંશોથી જ સારી કવિતા બનતી નથી. કલ્પના (ઇમેજિનેશન), તરંગ, (ફેન્સી), બંનેને કવિતામાં સ્થાન છે. (વિચાર, તર્ક, યુક્તિ, વિગતો અને લાગણી આદિને ગદ્ય રૂપે વ્હેતા વિચારપ્રવાહની જેમ કવિતામાં પણ સ્થાન છે જ. ગદ્યમાં કલ્પના, તરંગ અને–સામાન્ય રીતે બોલતાં–લાગણી પણ ઓછાં ઓછાં જ શોભે. કવિતામાં એમની રેલંછેલ પણ હોય. ગદ્ય અને કવિતા બંનેમાં બંનેના દરેક અંશમાં અર્થપોષક ઔચિત્ય જોઇએ જ). કલ્પના અથવા વિશિષ્ટ દૃષ્ટિ તે મોટી બ્હેન, તરંગ તે ન્હાની બ્હેન. વિશિષ્ટ દૃષ્ટિ વિના જાણે વિશિષ્ટ દૃષ્ટિએ જોતો હોય એમ લેખક વર્ણવે, તે **તરંગી** (ફેન્સીફુલ) લખાણ છે. કલ્પના વિરલ છે: તરંગો સૌને શક્ય છે. અલંકાર માત્ર કલ્પનાજન્ય ગણાય છે પણ એ ભૂલ છે, ઘણાં અલંકાર તરંગજન્ય હોય છે. કવિતાગોફ્નને પરાણે ગુંથનારા ઘણાખરા તરંગી લખાણ જ કરી શકે છે, જે વિષયાનુરૂપ એટલે મુખ્યાર્થ સાથે મેળ જમાવતા ઔચિત્યવાળું

હોઈને સારુ પણ હોય, અહીં આપણે જોઈ ગયા તેવું પણ હોય. દા. ના કૃતિસમૂહમાં અહીંની જેમ વિચારણાનો સ્પર્શ થતાં ફીકું પડે એવું તરંગી લખાણ પુષ્કળ છે, તો સારી કવિતા પણ નથી એમ નથી. જો કે આખી કૃતિ આદિથી અન્ત લગી સારી **કવિતા** ગણાય એવી એમના સંગ્રહમાં બહુ નહીં જડે, કલ્પનાદર્શન પણ વિરલ જ સાંપડશે.* કલ્પના અને તરંગ માટે જુવો **લિરિક** પૃ. ૧૦–૧૧.

## ૧૧ ગીરનાં જંગલ : ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ.

૧. **વંકી** બંકિમ, વાંકડી, કેટલીક વસ્તુઓને લાગે ત્યારે—અહીં જેમ—વાંકુંચૂકું, ઉંચુંનીચું, દુર્ગમ, બિહામણું એવો અર્થ પણ થાય. ૨ **સઘન** ગીચ. સામસામા ડુંગરા, એક બીજાના મિત્ર, વચ્ચે કરાડોને લીધે ભેટી ન શકતાં વિયોગના દુઃખે જાણે ઝુર્યા કરતા. **ધીંગાણું** ઝપાઝપી, લડાઇ. **૫ ધોધપછાડ** ઉપરથી નીચે સીધા પછડાતા ધોધ. **પડછન્દા** પડઘા. **અડીખમ** ધીંગી, જાડી; અડી (વિપત્તિ) સહી શકે એવી. ૬ **બહુ** અહીં કવિતાના લયમાં બહૌ જ બોલાય છે. **વ્યાઘ્રચર્મ** શાં ચટાપટાવાળાં; ગિરનાર ઓઢે છે બહુરંગી વન યોગીનાં વ્યાઘ્રચર્મ શાં. **દઢ આસન** યોગીની જેમ એક જ (બેઠકની તર્તીબ) જમાવીને. ૭ **રુંઢ** કહેવત છે કે "આહીર મુંઢ (મૂઢ, ગમાર) ને બાબરો રુંઢ" (જેક સૂકો લુખો). ૮ **સહ રાસ રમે** આ ત્રણે ગુણ અસાધારણ પ્રમાણમાં જ્યાં સાથે વિકસી રહ્યા છે. ૯ **કુંઢાં** મોટાં વર્તુલાકારી. **ધીંઘ** સેંકડાનાં ટોળાં. **નેસ** ઝુંપડું, ઘાસ, કરાંઠી આદિનું છાપરું; એવાં પાંચપંદર છાપરાંનું ઝુંડ. **માડન** સિંહોની ત્રાડ, ડુંગરાઆંના પડઘાને લીધે અનેક ગુણ લંબાતા ઘોર નિનાદે ચોતર્ફ ધ્રુજવી રહે.

કૃતિ સારી છે એમ કહેશો કે શબ્દે શબ્દ જાત અલંકાર છે એમ કહેશો? વિષય જાતે એટલો તો રોમાન્ટિક (romantic) છે કે તેની ભાવવાહી છબી માત્ર

---

* બો. ના તમામ પુસ્તકોની કૃતિઓનું વર્ગીકરણ કરી તે ઉપર મેં દાખલાઓ ટાંકી મૂર્ત્ત ચર્ચા કરેલી, બરુચમાં, ત્રણ વ્યાખ્યાનોમાં, સદ્દગત ભાઈ ખુશવદન ચંદુલાલના આગ્રહથી, એ વ્યાખ્યાનો એમની પાસે જ રહી ગયાં, તે એમના કાગળો, ચોપડીઓ આદિ સાથે ગયાં ઊકરડે. આઠદશ દિવસના એકાગ્ર ઉદ્યોગ પર પાણી.

પાડતું છબીરાગી (રીયલિસ્ટિક) ચિત્ર, ભાવમુગ્ધ શૈલી વાપરી હોય તે કરતાં પણ વધારે ખુમીહાર અને દ્રાવક બની રહે છે. વાસ્તવિક શૈલીમાં ય ખૂબી આવે છે જ્યારે અહીં જેવા ઉચિત વિષયો તેમનાં ઉચિત લક્ષણો વડે વર્ણવાય ત્યારે. માત્ર છબી હોય તેમાં ટકે શેર ભાજી ટકે શેર ખાજા છે, કલા નથી, જો કે વાસ્તવિકતા—અવિવેકી વાસ્તવિકતા—પૂરેપૂરી છે.

## ૧૨ ગિરનારની યાત્રા : ગજેન્દ્ર ગુલાબરાય બુચ

પદ્ય એટલે ગદ્ય કરતાં વધારે સમર્થ, વધારે વિવિધ સાધન, તેની આવા દાખલામાં ખાતરી થઈ જાય એમ છે. હું જેને મિશ્રજાતિ નામ આપું છું, તેવી રચના આપણી અર્વાચીન કવિતામાં પ્રથમ પ્હેલી આ કવિએ વાપરી, અને આવી સુંદર લટાવી, એટલે મહાભારતી મિશ્રજાતિ ગુજરાતીમાં પ્રથમ દાખલ કરવાનું માન એને જ ઘટે. અને કહેવું પડે છે કે છંદની કદર થઈ તે પછી જ કૃતિની પણ ઘટતી કદર થવા પામેલી છે.

રા. રા. રામનારાયણ પછી ગુજરાતમાં જન્મેલા કવિઓમાં કલાસિકલ શૈલીના લેખકોમાં એમનું સ્થાન ઊંચું છું, કૃતિસંખ્યાએ નહીં તેટલું ગુણવત્તાએ. આ પ્રતિભાવૃક્ષ અકાળે ભગ્ન થવાથી ગુજરાની કવિતા ઉપર મોટી હોનારત ગુજરી છે.

આ કૃતિ વાંચતાં જ ઘણાને રા. રા. ન્હાનાલાલની "ગિરનારને ચરણે" સાંભરશે. એ આની સાથે વાંચી જોવા ભલામણ કરું છું. "૦ ચરણે" અશોકના શિલાલેખ અને બૌદ્ધધર્મનો વિષય આવતાં જ રાવણની લંકા તરફ ઉડી જાય છે; અથવા કહો કે કવિ "ચરણ" આગળ બેસી ગયા છે, ગિરનાર ચઢ્યા જ નથી. વળી એમની બીજી સંખ્યાબંધ કૃતિઓમાં તેમ આમાં, પ્રથમ દર્શને જે ભવ્ય લાગે છે. અથવા જે ઉંની કવિતા લાગે છે, તે જરાક જ વિચારી જોતાં શબ્દાડમ્બર (હ્રેટરિક)† નીવડે છે, બે જ કડી જુવો–૪ થી અને ૮ મી. ૪ થી કડીમાં એ સ્થાન અનન્ત હતું એટલું નકારકથન જ છે. આઠમી કડીમાં એ વસ્તુ–શી ભવ્ય! એટલું જ છે. પણ 'આ ભવ્ય છે' એમ ગમે તેટલા આશ્ચર્યતીણા અવાજે કહેવામાં આવે, તેને જ **ભવ્ય આલેખન કે ભવ્યતાનું આલેખન**

---

† ઉચિત અને ઊંચી જતનું હ્રેટરિક તે વાક્‌છટા વાગ્વૈભવ–જુવો લિરિક પૃ. ૬૮.

કોણ ગણી શકે વારુ ?* અને આવી કવિતાભાસી પદાવલિ (પોયેટિક ડિક્શન) ની શબ્દાલુતા (વર્બોસિટી) રા. ન્હાનાલાલની રચનાઓમાં ઓછી નથી. એમની અછાન્દસ રચનાની ટુંકડી ટુંકડી પંક્તિઓથી છે તે કરતાં પણ વધારે હોવાનો ભાસ થતો હોય, તો ન બને !

ગજેન્દ્રની કૃતિ ૪૯ કડી લાંબી છે. તેમાંની પ્હેલી ૨૪ માંથી ૧૩ જ લીધી છે. અહીંના આંક પ્રમાણે ૧૪ મીથી છેલ્લી, તે મૂલની છેલ્લી ૨૫ કડી છે. કોઇક ઠેકાણે મૂલમાં "ગિરિનાર" છે; ગિરિઓમાં નાર એવો અર્થ અને શ્લેષ એ કોઈ ઠેકાણે આવશ્યક નથી, એટલે અહીં બધે **ગિરનાર** જ છાપ્યું છે. એક ઠેકાણે "દીપડા" શબ્દ છે, તે ફેરવીને મૃગેન્દ્ર છાપ્યો છે.

૧ ઝાંપાથી દક્ષિણની દૃષ્ટિમર્યાદાએ નજર માંડે છે. **પડછંદ** પ્રચંડ, પાસે પ્હોંચતા માણસને તે એટલો તો અતિકાય લાગે છે ! કલ્પિત કરતાં ય વાસ્તવિક કેટલો બધો ચડી જાય છે તો ! કે...૩ પંક્તિ ત્રીજી ગુજરાતી ભાષાની શક્તિ રત્નની જેમ સદાજ્યોતિમય દીપાવે છે. ૧ લી કડી **ગરવા** શબ્દ ઉપર તો ૩ જી કડી **વિરાટ** શબ્દ ઉપર જાણે ભાષ્ય છે.

૪ જો જુવો **તાંડવ** અતુલ શક્તિના. **પત્થર** શબ્દને પથ્થર લખવા માટે આતુર જોડણી સુધારકો (!) ને આ પંક્તિ ભેટ ધરું છું. ‡

---

* આમ કરવાની ટેવ ન. ભો. દિ. ને પણ છે. કવિતા સાધવાને બદલે કેટલીય વાર તેઓ આપણને બાળકની જેમ આશાટટળતા રાખે છે; બાળકને આપણે ખાવાનાનો દાબડો છીંકે બતાવિયે, છીંકા તળે પણ લઇ જઇને કહીએ "લો, આમાં છે !" અને આપિયે નહીં;—એ પ્રમાણે આને મળતાં અપલક્ષણ રોમાણ્ટિક શૈલીમાં વારંવાર મળી આવે છે.

‡ સ્મૃતિ માટે એ જ જાતનો બીજો એક દાખલો નોંધું : રા. રા. નરસિંહરાવ આંખ, સુણ (સાંભળ),, વગેરેમાં ય બોલાય છે માટે લખવો એ મતના છે; આંખ્ય, સુણ્ય, વગેરે લખે છે. આ લેખન અને ઉચ્ચારણથી હું સુગાયો ક્યારથી ? એમની જ કવિતામાં "સુણ્ય સુણ્ય" બે વાર સાથે આવે છે તે એમની પંક્તિ જોઈને, ત્યારથી ! પ્રતિવાદ થઈ શકે ખરો કે આંખ્ય આદિમાંનો ય માત્ર લઘુ પ્રયત્ન ય છે અને લઘુ પ્રયત્ન ય ઉચ્ચાર જે શુદ્ધ કરતા હોય તેમની કનેથી શીખી લ્યો એટલે આમ નહીં સુગાવ.

૫ **જીવન** સ્થૂલદૃષ્ટિનાં પડળ ઉતરી જતાં જેનાં દર્શન થાય તે અમરતાનું જીવન. ૮ **ફાળ** સશક્ત ચડનારા મોટી ટાંગને ટેકે ચારપાંચ પગથિયાં ડગલે ડગલે કુદે છે. ગજેન્દ્રને એમ ચડવામાં ઓર આનન્દ આવતો. કૃતિના (અહીં) પાંચ વિભાગ પડે છે, છેલ્લો ૬ કડીનો, બીજો દરેક આઠનો. ૯ ઘન અને ધુમ્મસ ઘડી બધું જ ગળી જાય, ઘડી ખસી જતાં અતલ કરાડોની કોર પર જ ઉભા લાગિયે. ૧૧ સૂક્ષ્મસ્થૂલ બંને અર્થનું સુભગ મિશ્રણ. કડીઓના અનુક્રમ માત્રથી કેટલાક ધ્વનિ સ્ફુરે, એવી કલામય ગોઠવણ મનન વડે જ સધાય. પોતાનું લખેલું પોતે સુધારી ન શકે, એવા કવિઓમાં આવા ગુણ જવલ્લે જ દેખાય. ૧૨ બીજો તરંગ, પ્રથમના જેવો જ લલિત. અલંકારિકો જેને ઉત્પ્રેક્ષા કહે છે તે અલંકાર આવા સ્થળોમાં જોવામાં જ ઔચિત્ય છે. ધુમ્મસની અત્યન્ત પાતળી અને શુભ્ર નાગકન્યાઓ ગિરિ ચડતાં પથિકને વારંવાર ભીંજવી દે છે, એ કુદરતપક્ષે પણ વાસ્તવિક વર્ણન છે. ૧૩ **નિસર્ગે** કુદરતમાં સ્વાગતનાં સદાવ્રતો હોય, એ માન્યતા બરાબર છે. આ ગિરનાર એવો પ્રત્યક્ષાનુભવ આપ્યા કરે છે. અને સાધુસંતોનાં સદાવ્રતો અને આતિથ્યો પણ અહીં ઠેક છે. ૧૪ પડતું નાખે તેને કહે છે ભાવનાસદૃશ સિદ્ધિ મળે. ૧૫ માણસ આમ પ્રકૃતિપૂજનમાં પણ સ્થૂલ વાસનાઓને લાવે, તે એની પામરતાનો પુરાવો છે. હે પ્રભુ! માણસને આવો જડ કેમ સર્જ્યો વારુ? ૧૭ **ફરફરતી,** ફરકતી, ફરફરતી, શબ્દશુદ્ધિ માટે આગ્રહ હોય તો ફરકતી કે ફરફતી વાંચવું. ૧૮ **ધન** આ મન્દિરો (૧) જૈનોનું સૂક્ષ્મ ધન, (૨) એમના અઢળક ધનના પુરાવા, બંને અર્થ. ૧૯ પગલાં પોચાં. પત્થર કઠણ, પોચાની છાપ કઠણ ઉપર પડે?— અરે સ્થૂલબુદ્ધિ બન્ધુ આ પત્થરે પત્થરે સહાસતી રાણકનું પગલું છે. ૨૧ **એક દેવી** અનન્ય, સુવિખ્યાતઃ 'એક' શબ્દનો આવો પ્રયોગ સંસ્કૃતમાં જાણીતો છે. ૨૨ અહીં અમ્બાજીની ટુક ચડવા જેટલા પ્રાણ માટે રાણકના આત્માને પ્રાર્થના કરે છે, એ પણ આ યથોચિત તરંગોથી ઉભરાતી કૃતિનો એક સુન્દર કુદરતી તરંગ છે. ૨૫ કોઈ કવિકલ્પનાનો જબરો કુદકો મારું એમ–માતાજી, આ આવું છું ત્હમારી આભ–અગાસીમાં, ત્હમારે શરણે, જીવન સફલ!

૨૭–૩૬ ચોતર્ફ જુવે છે. દૃષ્ટિમર્યાદામાંનો અદ્ભુત વિશાળપટ દેખાય છે એવો ચિતરે છે, તેમાં પણ ગિરનારનું પ્રાધાન્ય રાખે છે જ. ૩૬–૩૭ તેમાં પણ સર્વ સ્થૂલ સૂક્ષ્મનું શિખર, પૂજનીયોમાં પૂજનીય, આખા જીવનનો ઉપહાર જે

એકને જ ધરે તે મ્હારાં ઇષ્ટદેવી, મ્હારાં **અમ્બાજી**. ૩૩ **ઘણઘણે** ઘંટારવ અને પડઘાઓથી ગાજી ઉઠે. ૩૫ બેભાન, ભવભ્રમિત, વિક્ષિપ્તચિત્ત. **બન્ધ, પાંખ** ઘર્મપક્ષનો કવિતાપક્ષનો બંને અર્થ. ૩૭ **સરસ્વતી** વાણીની શક્તિ, નથી તે ક્યાંથી આપું ? હોય તો પણ એનાથી વધારે મ્હારું આખું જીવન જ લે **મા** ત્હારે ચરણે, ત્હને એનો જ અર્ઘ્ય ધરી દઉં છું. ૩૮ **ગગનચુમ્બિત** ગગન જેને ચુમ્બી રહ્યું છે એવો.

## ૧૩ આબુરાજ : પૂજાલાલ ર. દલવાડી

૧-૨ આબુની આડ ના હોત તો ઉત્તર ગુજરાત, મારવાડ રાજપુતાનાનાં રણનો જ એક ભાગ બની જાત. ૩ બીજી ઢાલ અરવલ્લિએ પોષેલી સરહદની. સ્વત્વ: સ્વાતંત્ર્ય, આત્મવશતા, આત્મીયતા, વ્યક્તિત્વરક્ષા; (૨) બાપુકી ભોંય, ગ્રાસ, જીવાઈ, વગેરે. ૪ પાવક: જ્વાલા, તેજ, પાણી, વીરતા. ૬ ત્હારા ગૌરવના દાખલા વડે એમનામાં ગૌરવ પ્રેરજે. **સંતરી** શબ્દ અંગ્રેજી છે ( sentry ) ૩૦ સાર્થક્ય, સફળતા એવો સામાન્ય અર્થ જ લેવો. સાફલ્ય શબ્દ બરાબર બેસતો આવે. મધુરવા જેવા શબ્દો આપણા કેટલાક કવિઓ વારંવાર વાપરે છે. એમના બંગાળીના શોખને લઈને હશે.

૪૭-૪૮ ઇતિહાસમાં જે અનેક યુગો વિષે કશું જ નથી, તે યુગોની ભવ્યતાનો પણ તું પ્રતીક, તે યુગોમાંનાં પરાક્રમો, આદિના પડછંદ ત્હારામાં સંભળાયા કરે છે.

૫૬-૫૮ આ તરંગ ( કન્સીટ ) જરા વધારે પડતો ગણાય. ૬૦ અહિત: શત્રુ; ( ૨ ) ગેરલાભકારક. ૬૨ આત્માના અચલગઢો : અટગ પૌરુષવાળા વીરો.

## ૧૪ વૃષ્ટિ પછી કુદરતનું સાન્દર્ય : ગો. મા. ત્રિ.

ગો. મા. ત્રિ. પદલય કે સંગીતના રસિયા ન્હોતા. વળી એમણે ગમે ત્યાં એકગુરુને સ્થાને બે લઘુ અને બે લઘુને સ્થાને એક ગુરુ વૃત્તોમાં પણ ગમે ત્યાં મૂક્યા એ અતિશિથિલ ધોરણે અને માથાના દુ:ખદ વ્યાધિથી પીડાતા હતા તે વર્ષો દરમિયાન જ એમની ઘણીખરી કવિતા રચાઈ હતી. ગદ્ય અને પદ્ય ઉપર એકસરખું પ્રભુત્વ પણ અત્યંત વિરલ, એ પણ એમની કવિતાનું મૂલ્યાંકન કરતાં ધ્યાનમાં રાખવાનું છે. એમની સમગ્ર કવિતા વિષે ગમે તેવો અભિપ્રાય બાંધો, એમની આ કૃતિ ગુજરાતી કવિતાની શક્તિનો એક ઉત્કૃષ્ટ નમુનો છે.

૨–૭ નદી પરની નાજુક લહરીઓ સાથે આકાશે વાદળાંની ચાદરમાંની ભાતને કવિ સરખાવે છે.

૧૩ સ્વર્ગીય મૃદંગ કે રતિદેવીની મૃદંગ બની મનોહર ગાજે છે. ૧૫ પયોધર, પાણીને ધારનાર. ૧૮ ધૈર્ય : સ્નેહમુદ્રામાં અહીં **સર્વ** છાપ્યું છે તે અશુદ્ધ છે. ૨૧ જળ ધારણ કરતું શ્યામ અને વ્યાપક રૂપ. ૩૩ બીજી સર્વ વાતે અંધ માત્ર રતિપ્રવાહનું વાહન બનીને, આ વિરાટ સૂરને મ્હારામાં પણ વહેવા દઉં છું. ૩૭ સકળ ભુવન : આખી પૃથ્વી, મ્હારૂં આખું જગત મ્હારા હર્ષશોકે રંગાય, તેમ. ૪૫ દિવસ ચંદ્ર, દિવસે દેખાતો ચંદ્ર. એક ઉપર એક વિરોધાભાસી ઉપમા, રૂપકો ખડકે છે તથાપિ અર્થતંતુની સળંગતાને સાચવે છે.

'૪૮–૫૦ વર્ષતાં વાદળાં નીચે ઉતરીને **નભકટિ પરથી** વર્ષે છે. નભકટિ ધારાકર, સ્નેહગર્ભ, કરાકર, કૌતુકકર્ષિ આદિ સમાસો, જેમાંનો એક એક આખી લીટી જેટલો લાંબો છે (પંક્તિ ૭૮ મી); માતરિશ્વ, સ્વસુખ, વિષ્ણુપદ, અમ્બુદચાપ, વગેરે શબ્દો, અને એકાદ સ્થલે જરા કિલષ્ટ રચના : આવાં કારણોને લીધે આ કૃતિની ભાષાને અતિસંસ્કૃત કહેવી પડે છે.

વર્ષાદ જોરમાં પડે છે, પવન ખૂબ વાય છે, પછી બંને ધીમા પડે છે. અને પડેલા રસના સ્પર્શથી જ સૃષ્ટિની દરેક ચીજ પોતે કેટલી તો રસાળુ સુન્દર છે તે પાંચે ઇંદ્રિયો ઉપર જાણે ઠસાવવાને એકબીજી સાથે સરસાઇ કરી રહે છે. વર્ષાદ રહી જતાં, પવન મંદ પડતાં અને તડકો નીકળતાં પંખી બ્હાર આવે છે, ખેલે છે, લાડે છે, વગેરે. **સ્વ–સુ–ખ** પોતાનું શોભીતું આકાશ, ધરતી અને આકાશટોચ વચ્ચેનું અન્તરાલ પંખીઓનું જાણે ક્રીડાંગણ, સુખયોગાન. **માતરિશ્વ** ધરની માતાના શ્વાસરૂપ પવન. ઝપાટા રૂપી બાલક ધરતીમાતાને વળગવા આકાશરૂપ ધાત્રીની કેડ ઉપરથી સરી પડે છે, ત્યાં માતાનો અતિનિકટ સ્વજન તેને વચ્ચેથી ઉપાડી લઇ ઉછાળે છે; ખેલવે છે, હા હા હી હી કરે છે, વગેરે. **વિષ્ણુપદ** આકાશ. "ત્રિ–ક્રમ" વામનાવતારનાં ત્રણ પગલાંમાંથી આકાશ એનું ખાસ. ગીત, રાસ વગેરે વૃંદાવનમાં તો હોય, આ તો જાણે આખા આકાશને આ આનન્દમત્ત પંખીઓએ વૃંદાવન બનાવી મુક્યું.

**કૌતુકકર્ષિ** અદ્‌ભુતતાએ ખાસ આકર્ષક, **સ્નેહવિષ્ણુ૦** કૃષ્ણ=સ્નેહમૂર્તિ. સંસ્કૃત શૈલીના મોહાન્ધ ભક્તો સમાસાદિ વડે રચાતા ઉક્તિવૈચિત્ર્યને ભલે

વખાણો: જે ઉક્તિવૈચિત્ર્ય માત્ર વૈચિત્ર્ય, કશા ય વિશેષાર્થ વિનાનું; જે વડે સરલ અને સામાન્ય અર્થ આડકતરી રીતે ઓછા જાણીતા શબ્દોમાં કહેવાય; તે ગુણવત્ ગણાય ખરું ? શ્રીકૃષ્ણના મુકુટમાંનો મોરપિચ્છ સમૂહ: ઇંદ્રધનુ તે આ મોરપિચ્છની કમાન. ઇંદ્રધનુષ્ય શી અજબસુન્દર ચીજ છે તે કહેવાને અજબ-વિચિત્ર શબ્દબાહુલ્ય ( વર્બોસિટી ) વપરાય, તે વર્ણનછટામાં કોઇક વાર ઉચિતે ગણાય, એમ ઉમેરવું પણ જોઇએ.

**કરાકર** કર ( કિરણ ) ના આકર. આ ચાર અક્ષરનું ચોસલું કર્કશ નથી ? **રતિ** રસ, વારિ, તેનાથી વિરુદ્ધ ગુણવાળા સૂર્યકિરણ, માટે તે **રતિમૂઢ.** પરન્તુ આ ક્ષણે એ કિરણ પોતાની પ્રકૃતિથી ઉલટું જેવું આચરી જલદના ઉદરમાં, વર્ષાધારાના બિન્દુ બિન્દુમાં પેસી જાય છે, અને આ અતિસુન્દર નવું રૂપ–મેઘ-કમાન જન્મે છે. આ કમાન જન્મે છે તે રતિ-રસ-જલના ત્રિભુવનવિજયનો સાક્ષાત્ પુરાવો ! આજે સહુ રંગ અન્યોન્ય ખૂબ રતિ કરે છે, રંગો પણ અન્યોન્ય રંગે રમી રહે છે પુરાણોમાં સૂર્ય ભગવાનના ઘોડાને સાત મુખ કલ્પ્યાં છે. આ સૂર્યકિરણોનો પ્રકાશ પણ સાત રંગમાં પૃથક્કૃત થઈ જતો જોઇ, માણી, હે મન, તું રાચ.

કમાન દેખાઇ તે ય રતિનો એક આવિર્ભાવ; દેખાતી બન્ધ પડી તે પણ રતિનો એક આવિર્ભાવ. રતિના આવા આવા એકએકથી સુન્દર અસંખ્ય અકળ આવિર્ભાવોથી જ વિશ્વ ભર્યું છે.

વર્ણવવાના બનાવો અને દૃશ્યોની પરમ્પરાના વેગને પદ્યપ્રવાહનો વેગ ઝીલે છે અને પ્રતિબિમ્બે છે, યથાયોગ્ય વધારે છે ને ઘટાડે છે. આખી દૃષ્ટિમર્યાદામાં મેઘ, વાયુ અને સૂર્યની અન્યોન્ય, અન્યોન્ય પૂરક, અન્યોન્ય વિરોધી પ્રવૃત્તિઓ (એકશન ઍન્ડ રીએકશન) અને તેમાંથી ક્ષણે ક્ષણે પ્રતિફળતી વનસ્પતિ સૃષ્ટિ, પંખીસૃષ્ટિ, અવનિસૃષ્ટિ આદિની પ્રવૃત્તિઓ, અથચ એ સર્વ જોનાર અને ઝીલ-નાર સહાનુભૂતિથી ઉકેલનાર સાક્ષી હૃદયબુદ્ધિની પોતાની દશાઓના પલટા:–આ સર્વ વિરાટ ચિત્ર વાણીની પીંછી પદ્યલયની મદદ વડે એવું તો આબાદ ઉપ-જાવી આવે છે, કે તેમાં દોષો જે કે છે (ઉપર સૂચવાઇ ગયા છે), એમાં રુચિભંગ થાય એવા અંશો પણ છે, તથાપિ સમગ્રે લેતાં આપણી કવિતા સમૃદ્ધિમાં વર્ષાઋતુના અનુપમવિવિધ સૌન્દર્યનું આ કૃતિ એક ભવ્ય (અતિ વિશાલ અતિ સમર્થ ) આલેખન છે, એમ સૌ સ્વીકારશે.

ભાવો અને અર્થના પ્રવાહની સાથે શબ્દસમૂહ અને પદ્યના લયપ્રવાહનો મેળ, તે જ કવિતાનો **પ્રસાદ**. જેમ ગોરો રંગ માત્ર ચામડીનો ગુણ છે, આખા શરીરનો અને ખાસ કરીને મુખનો સમપ્રમાણ સુરેખ ઘાટ અને નેત્રની કાન્તિ, સમૃદ્ધિ, તે જ સ્રીનું **રૂપ** છે, તેમ આખી કૃતિનાં જુદાં જુદાં અંગોપાંગનું અસાધારણ ચમત્કારક ઔચિત્ય, તે જ કવિતાનો **પ્રસાદ** છે. આવા પ્રસાદવાળી કવિતાઓ જ કોઇ પણ ભાષાની સાચી અમર **સમૃદ્ધિ** છે.

અહીંની પંક્તિ **૫૬** 'તે રુમઝુમ,' સ્નેહમુદ્રામાં **ને** છાપેલું છે; પંક્તિ ૭૬ 'વધ્યો જ પ્રકાશ,' સ્નેહમુદ્રામાં નથી; એ બંને ત્યાં મુદ્રણદોષ છે અન્તે (પૃ° ૮૮) "નિરખી લઇ લેઇ" એટલું નિરુપયોગી જણાતાં છોડી દીધું છે.

## ૧૫ ચંદ્રદર્શન : રસિકલાલ છો. પરીખ

નયની તાલ (સરોવર) વિષે પુરાણકથા છે કે દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં સતીએ પડતું નાખ્યું ત્યાં તુર્ત રુદ્ર પ્રકટ થયા. તેમણે ભસ્મ થતા સતી દેહને ઉપાડી લીધો અને આકાશમાર્ગે કૈલાસ ભણી ચાલી નીકળ્યા. માર્ગમાં સતીની આંખ પડી ત્યાં તુર્ત આ નયનીતાલ નિર્માઇ ગયું, અને આ તે આંખ કે સરોવર એમ તેને જોતા જોતા રુદ્ર જરા ઊંચી નજર કરે છે ત્યાં તો તેમને સતીના આત્માની કાંતિ આખા હિમાદ્રિને છાઇ દેતી જણાઈ...હિમાદ્રિની પાર્વતી તે સતીનો જ નવો અવતાર...

અહીં કવિએ અતિ રમણીય પ્રદેશમાં ચંદ્રદર્શનના વર્ણનની સાથે આ પુરાણ વણી લીધું છે. વળી ચંદ્રવર્ણન કરતાં કવિને કાલિદાસના બે અમરસુંદર શ્લોક સાંભરે છે "સાક્ષર યુગ" ની કવિતામાં અતિપાંડિત્યનો દોષ પણ ક્યાંક ક્યાંક છે, તે કબૂલ : આવી આવી શિષ્ટ સુંદર મધુર રચનાઓ પણ સાક્ષર યુગે કોઈ કોઈ આપી છે, જે તેનો વારસ ચાલતો યુગ તો જ્યારે આપશે ત્યારે વાંચીશું ને વખાણીશું.

૧ કવિ હોડીમાં નયનીતાલની સ્હેલ કરે છે; રાત પડી છે એટલે ચંદ્રને જોવા નજર ઊંચી કરે છે. **૫–૮** પ્હેલા આઠ વર્ણો કાલિદાસના જ સુપ્રસિદ્ધ શ્લોકના છે, જેનું આ કડી ભાષાંતર છે. હરતિ : હરતી, હરે છે, સંસ્કૃત हरति એમ ને એમ રાખ્યું છે એવો ભ્રમ અસ્થાને. પથરાયલા અલક ભેગા થતા જાય અને

વચ્ચે વચ્ચે ગોરો રંગ ફેલાય, વધે, તેમ અંધારું સંકેલાય છે, કૌમુદી વધતી જાય છે. ૧૦ એ : પ્રિયતમા અહીં હાજર નથી માત્ર તેની આ અલકસંસ્કારની ક્રિયા કરતી છબી સાંભરે છે.

૧૩ સખીસમણું : પ્રિયતમા માત્ર હાજર નથી એટલું જ નહીં; ગત થઈ છે, સ્મૃતિશેષ થઈ ગઈ છે. ૧૫ માટે, ક્રિયાપદ : સ્મૃતિ સ્વપ્ને ન ડુબ, આ ચંદ્રોદયનું તો દર્શન કર! ૨૦ નયની તાલ કાંઠે એક સ્થળે નયની માતાનું ન્હાનું દેવળ છે અને આ ચંદ્રોદય એવો થયો કે ચંદ્રને જે ક્ષણે દીઠો તે ક્ષણમાં એનો પ્રકાશ સૌથી પ્હેલો એ દેવળ પર પડતો, ચંદ્ર એ દેવીને નમસ્કારનું પ્રથમ કર્તવ્ય બજાવી આગળ વધતો–દેખાયો.

અને વધતી જતી ચાંદનીમાં વિરહાતુર સ્મૃતિના અમલમાં કવિને દક્ષ-રુદ્ર-સતી-પાર્વતીનું પુરાણ સાંભરે છે. ગર્ગવન આ આખા પ્રદેશનું જૂનું નામ. ૨૩ બળતી લતા : બળતી સતીનો લતા સમો દેહ. ૨૬ સતી નયન ઢાળે, એના પ્રાણ શરીરમાંથી ઉડી જાય. રુદ્ર વિધુર થવાનો કારી ઘા હિમાલય, વન, પૃથ્વી સર્વને અતિધાયલ કરી નાખે છે, ભૂમિ ફાટે છે, નયનીનો મોટો પાતાલઊંડો ખાડો પડે છે, તેમાં સતીનું નેત્ર પડતાં તુર્ત સરોવર થઈ જાય છે. રુદ્ર જ ગુપ્ત રીતે એ નેત્રને ખાડામાં સેરવી દઈ સરોવર નિર્મે છે. અને હિમાદ્રિ ઉપર બધે જ અજબ જ્યોતિ જુવે છે તેને જ સતીનો આત્મા ત્યાં સંક્રાંત થયેલો ગણે છે.

મધ્યાકાશે આવતાં ચંદ્ર જલપરિવેશમાં દીપી રહે છે. તે જલકુંડાળાને કવિ વિયોગરસનું વર્તુલ ગણે છે. તે જ શાંત સરોવરની સુંદરતા, નાવડીઓ તમામ ટોચે પ્હોંચી ઘડી થંભે છે. કવિના ચિત્તની માલાના મણકાની ગતિ થંભતી નથી. ૪૭–૪૮ કાલિદાસના શ્લોકનું અનુકરણ.

## ૧૬ સાગર અને શશી : મણિશંકર ર. ભટ્ટ ( કાન્ત )

તાલરચના પણ અનુકૂલ એવા હરકોઈ રાગમાં ખીલે. દીવે દીવો પ્રકટે એમ એક શબ્દસુકૂલમાંથી જાણે બીજું વધારે સુન્દર ઉઘડતું હોય એવા સંગીતપોષક પ્રાસની **દમક** ઉપર **તરણીતરલ** અર્થ સેલ્યા કરે છે, અને પોતાની સ્થૂલસૂક્ષ્મ રમણીયતા માટે અમરતા સાધે છે. જાઆમેએએ, પાઆમેગેએ, સ્નેહધન કુસુમવન, વગેરે સંગીતના સાજ સાથે પૂરેપૂરાં ખીલે.

**વિષય** સૃષ્ટિમાં અને કવિ હૃદયમાં ચમત્કારિક હર્ષોલ્લાસની ક્ષણનું વર્ણન: જૂન ૧૯૦૨ ની પૂર્ણિમા-ગોપનાથ પાસેનો દરિયો. અને વર્ણન છે તથાપિ આ કૃતિ ઊર્મિકાવ્ય (લિરિક) છે, કેમકે ઉલ્લાસની અને ઈશ્વર પ્રતિ આભારની લાગણીઓ વડે ઓતપ્રોત છે. સાગર ઉપર ચંદ્રોદય એ ભવ્ય વિષયના વર્ણન દ્વારા ભક્તકવિ ઈશ્વરસ્તુતિ કરે તેમ અનુગ્રહનું સંગીતસ્તોત્ર રચે તેમાં ઔચિત્ય પણ પૂરેપૂરું છે. શૈલી રોમાન્ટિક છે પણ સાથે ક્લાસિકલ શૈલીની સ્ફુટાર્થતા ય પૂરેપૂરી છે. સમગ્રે એક છાપ ઉપજાવવી એ રોમાન્ટિક શૈલીનું નિશાન નથી. સમભાવી શ્રોતાહૃદય પોતાના ઉભરાતા હૃદયરસે ભરી દેવું, પોતીકો ઉભરો ભોગવતાં ભોગવતાં સ્તવવો અને ઉભરાવવો, એ પ્રકારની આ શૈલી છે. એ શૈલીની ખામીઓ વિનાનો અને તેના ગુણોત્કર્ષનો આવો બીજો દાખલો ગુજરાતી કવિતામાં ભાગ્યે મળે.

**સ્નેહઘન**—સ્નેહ તે જ મેઘ વેરી અને અજબ જેવી રીતે તૃપ્તિ દેનાર. **પરિમલ** તે જ સ્નેહ **નિજગગન**—પોતાને કુદરતી ગગનમાં, સૃષ્ટિપક્ષે આકાશમાં, કવિ પક્ષે ચિદાકાશમાં. **ઉત્કર્ષ પામે**—ઉંચે ચઢે છે. સર્વોપરિ થાય છે, સમુલ્લસી રહે છે; જેમ આ ક્ષણે કુદરતમાં ચંદ્ર તેમ ચંદ્ર જ પરિમલ, મેઘ, સ્નેહ, અને ઈશ્વરનો અનુગ્રહ સર્વે: આખું બાહ્યાભ્યંતર ચંદ્રમય, સ્નેહમય, પરિમલમય, ઉલ્લાસમય વર્ષાઋતુના આગમન જેવા તાપશાંતિના આનંદાનુભવમાં રસસુખાર્દ્ર: ઈશ્વરની પ્રસન્નતાએ તરબોળ: એ પ્રમાણે વર્ણન હોવાથી જ આ કાવ્ય રોમાન્ટિક શૈલીનો નમૂનો છે. **કાલના**—(૧) આ પૂરી થતી ઋતુના; (૨) મ્હારા હૃદયમાં લાંબા સમયથી જામેલા.

**નેત્ર**—ચિદાકાશમાં સ્નેહ, કુદરતમાં ચંદ્ર, સૂર્યચંદ્ર પિતાનાં સ્થૂલનેત્ર, જ્ઞાનસ્નેહ પિતાનાં સૂક્ષ્મનેત્ર (સ્વીડનબોર્ગ). પરિમલ એ સ્વીડનબોર્ગી સૃષ્ટિમાં શેનું પ્રતીક, તે હું ભૂલી ગયો છું. જિજ્ઞાસુએ સ્વીડનબોર્ગમાં જોઈ લેવું. સ્વીડનબોર્ગી ધૂમસ મિનારનાં અંદરનાં અંગોપાંગની ઘટનામાં એકવાક્યતા અસાધારણ હોવાથી જ તાર્કિક મગજોને તે આખો મિનાર સંગીન લાગે છે: આ તો આખું યે ધૂમસ માત્ર છે, એ ભૂલી જવાય છે.

**કામિની**—જોબનમત્ત. **દામિની**—મોજાંઓ ઊપર પ્રકાશબિંદુ અને પ્રકાશસરોની માળા જાણે વીજળીની છટા જેવી, દેખાતાં લોપાય તો લોપાતાં પાછી દેખાય એવી, ચાંદની. **કેલિકૂજન**—કૂજન રૂપ કેલિ: કોયલ બે હોય કે

એક જ. સામસામી કોયલો કૂજનકેલિ કરે છે. અથવા તો એક છે તે વારે વારે કૂજે છે, ઉદ્દીપક કુહૂક પંચમસ્વરને જાણે તદ્દન શાંત પડવા નથી જ દેવો એમ રહી રહીને ફરી ગજાવવાની રમત કરી રહે છે. કેલિકૂજન સૃષ્ટિના સમુલ્લાસનો જાણે મૂર્ત અવાજ છે.

**તરણી**–ન્હાની હોડી; વિહાર-તરી (જોલિબોટ). **ભાસતી**–ચળકી રહે છે, પૂર્ણિમાની ભવ્ય ભરતીમાં આખી સૃષ્ટિ નહાની શી લીલા-તરી જેવી સેલતી લાગે એ હર્ષોલ્લાસની પરિસીમા છે. ઈશ્વરકૃપાનો ઉલ્લાસ જ મુખ્ય, આખી સૃષ્ટિની ઉલ્લસતી સુન્દરતા મુકાબલે ગૌણ, એમ પણ કવિહૃદયમાં છે તેવું અહીં વર્ણવાઇ જાય છે. પ્રથમ કડીનું મુખ્ય કથન દુઃખ સંતાપ શમે છે એવું હોઈ આ કડી તે કરતાં એક પગથિયું ઉંચે ચડે છે. અહીં સ્વાનુભવ સર્વાનુભવમાં પીગળી જાય છે એ રીતે પણ આ કડી પગથિયું ચડે છે. ઉપનિષદોમાં છેલ્લાં વાક્યની દ્વિરુક્તિ જેવી આ બંને કડીને અંતે પુનરુક્તિ, ત્યાં સુઘટિત તો અહીં સુઘટિત અને સુંદર બંને છે.

**સંગીતકાવ્ય**–કવિતા સંગીતથી ભિન્ન અને સ્વતંત્ર છે, કવિતાનું વાહન અર્થપ્રવાહ છે, તે સમઝાવવાને, વળી કવિતામાધુર્ય–અર્થપ્રવાહના લયનું માધુર્ય–સંગીતમાધુર્ય નથી, સંગીતમાધુર્યની છાયા દાસી ન્હાની બ્હેન કે કોઈ પ્રકારે આશ્રિત નહીં પણ સ્વતંત્ર વિભૂતિ છે, એમ એના વ્યક્તિત્વની પ્રતિષ્ઠા કરવાને, આ લેખકે પ્રસંગોપાત્ત લખ્યું છે. પરંતુ એ સર્વ લખાણનો માયનો એવો નથી જે યથાર્થનામ સંગીતકાવ્ય હોય નહીં, અગર તેની મ્હને હિંમત નથી કિંવા તેની સામે મ્હારે રૂસણું છે. સંગીત લેખે ઉત્તમ, કવિતા લેખે પણ ઉત્તમ એવી બંને કલાની ભિન્ન ભિન્ન કસોટીએ ઉંચી રચનાઓ વિરલ જ હોઇ શકે; જે ખરેખર એવી હોય તે બેવડો શું અનેકગણો આનન્દ પણ આપે. એવી સંગીત કવિતાઓને જ નીચેનું સુભાષિત પૂરેપૂરૂં લાગુ પડે :—

अविदितगुणा हि सुकवेर्भणितिः कर्णेषु किरति मधुधारां ।
अनधिगतपरिमला हि हरति दृशं मालतीवल्ली ॥

(તરજુમો)

**પ્હેલાં પણ રસ પાતાં સીંચતું મધુ ગેયકાવ્ય શ્રવણોમાં**
**જાતિવેલ ફુલફુલ્લા દગહર મગજ ભરતાં પ્હેલાં.**

## ૧૭ નિશીથ:—ઉમાશંકર જે. જોષી.

સાક્ષર યુગની વિદ્યા પરંપરાના આ કવિ અને શ્રી મનઃસુખ ઝવેરી સારા પ્રતિનિધિ બની રહેશે એમાં શક નથી.

**નિશીથ:** (૧) મધરાત, (૨) રાત. પણ અહીં રાત્રિનો દેવ એવો અર્થ લીધો છે અને વેદના ઋષિઓએ ઇંદ્ર, પૂષન, આદિત્ય, મરુત્, અદિતિ, ઉષા આદિનાં સ્તોત્રો રચેલાં તેમ દેવ, દેવી શબ્દને પ્રાકૃતિક તત્ત્વ કે ભાવના અર્થમાં લઈને તથા નટરાજની કલ્પનાનો આશ્રય લઇ એને દેવાધિદેવનું અદ્વિતીય ગૌરવ સમર્પીને કવિએ આ રાત્રિસ્તોત્ર લખ્યું છે. અતિશયોક્તિ કે રોમાન્ટિક શબ્દ-લીલા લાગે તેને આ દૃષ્ટિએ ઘટાવી લેવું. મ્હને કવિતાનો આ પ્રકાર પ્રકૃતિ-સૌન્દર્યનું આવું કાલ્પનિક ઉદ્દીપન કાલગ્રસ્ત (ઑબ્સોલીટ) લાગે છે. અર્વાચીન બુદ્ધિકલ્પનાને એ અકૃત્રિમ લાગે ભાગ્યે. અદ્‌ભુતતા કરતાં કૃત્રિમતાની છાપ જ વધુ ઉપસે છે.

૫ તેજોમેઘ: નિહારિકા. નિહારિકાઓના લાંબા પટ તે જાણે આ નટ-રાજના નૃત્ય ઝપટે ઊડતા અને ફરફરતા ખેસના છેડા. ૬. પાટ: દરબાર-મિજલસની ઠઠ ચારે બાજુ જામી હોય તેમાં વચ્ચે ખુલ્લી જગા, નટ, ગવૈયા, કવિ, ભાટ, ગણિકા, આદિની પ્રવૃત્તિ માટેનો રંગ, મંચ. ૮ ગર્ત: તારા વિહીન ખાલી અવકાશો, (એમ્પ્ટિ સ્પેસીઝ) ૯ ચકરાતી: ધરી ઉપર ચક્રગતિએ ફરતી. ૧૬ આખી સૃષ્ટિ ત્હારૂં વિરાટ દિવાનખાનું, વસુંધરા ત્હારી રંગભૂમિ, ત્હારું રંગભવન. ૧૯ તારા તે ગગનને ત્હારે સ્પર્શે સ્પર્શે થતા રોમાંચ. **૨૧** વિકારવંટોળ: ગુસ્સાભરી વિકૃતિઓ. વિકાર શબ્દ ઘણુંખરૂં બગાડ, અનીતિ-મયતા આદિ સૂચવે છે. અહીં શબ્દાર્થ જ લેવાનો છે. ત્હારી હૂંફે, ત્હારી ગોદમાં, પ્રીતિરતિના અનેકાનેક જુસ્સા મચી રહે છે.

અગસ્ત્ય: 'આર્ગો' નક્ષત્રમાંનો સૌથી ચળકતો તારો 'કેનોપસ.' મૃગ: મૃગશીર્ષ, 'ઓરિયોન.' ઉત્તરાયનનું પ્હેલું નક્ષત્ર. પ્હેલું માટે એને અગ્રહાયન પણ કહે છે. શ્વાન: આ વિશેષનામ અંગ્રેજ 'ડૉગસ્ટાર' અભિધાન ઉપરથી. એ તારાનું ખગોળશાસ્ત્રીય નામ 'સીરિયસ' છે. આપણા આકાશમાં સૌથી વધારે તેજસ્વી દેખાતો તારો. પુનર્વસુ: આર્દ્રા પછીનું નક્ષત્ર. દેવયાની 'લેડીઝ ચેયર' એ અંગ્રેજી અભિધાન ઉપરથી. આપણા જ્યોતિઃશાસ્ત્રની પરિભાષામાં એને

શર્મિષ્ઠા કહે છે, તે ઉપરથી પણ કવિને વધારે રોચક હોવયાની નામ આપવાનું સુઝયું હોય. મધાન્હાતરકું. રાતે અગાસી પર કે ખુલ્લા મેદાનમાં નક્ષત્રો, તારા, સ્વર્ગંગા, સપ્તર્ષિ આદિ તરફ જોઈ રહેતાં કવિએ અહીં નિશાવ્યોમનાં દૃશ્યોનું કેવું તો કલ્પનામય ચિત્ર આલેખ્યું છે, તે આપોઆપ ઉગી આવશે. ૩૯ નવ્ય: યોગીઓ તો નામરૂપ આદિના મોહને દૂર રાખી, એ સર્વ પ્રતિ વૈરાગ્ય જમાવીને તપશ્ચર્યા કરે. ત્હારું સનાતન નર્તન મોટામાં મોટી તપશ્ચર્યા છે, પરંતુ એ તપશ્ચર્યા એક પછી એક સુંદર રૂપના અંબારને સ્પર્શી, સેવી, મ્હલાવીને તું કર્યા કરે છે, એ ત્હારો યોગ અને તું બે ય "નવ્ય."

મૌન, અગતિરૂપ શાંતિ, શૂન્યકાર : લોકોત્તર રહસ્યમય ભવ્યતા. ૫૬ ભાલ અને કપોલ : તારાઓની પાછળ અતટ ઉંડાણ જેવો દેખાતો અંતરિક્ષનો પોલો ઘુમટ. ડીલ : આ ઘુમટ પછી તારાઓ, ચંદ્ર અને વાદળાં, એ જાણે નાચતાં નિશીથનાં મસ્તક, નેત્ર, કપાળ, મુખ, કંઠ...તે તળેનો છેક પૃથ્વીની સપાટી લગીનો દૃશ્ય વિસ્તાર તે નિશીથનું જાણે બાકીનું ડીલ.

**સુનિશ્ચંચલ : અતિસંસ્કૃત પ્રયોગ:** કવિતામાં આવા પ્રયોગ અતિ-શુષ્કતા, અમૂર્તતા આદિને લીધે વર્જ્ય. ૭૧ ભોળુડાં : કવિઓ પોતાની પ્રજા સાથે સહાનુભૂતિભેર એમ લખે, પણ હિંદુ લોકને ખાસ ભોળા કોણ કહે !

૭૫ હાસ્યને લીધે દુર્ભેદ્ય ૭૪–૭૯ એ છ લીટીનો ખંડક અતિમિતાક્ષર છે. મ્હારા ચિત્તની મૃત્યુધેરીતમિસ્રા, મ્હારી તંદ્રા, મ્હારા–એટલે વ્યક્તિ વ્યક્તિના–વિષાદ આદિને દૂર કરવા કવિ નિશીથદેવ–નટરાજ–દેવાધિદેવને પ્રાર્થે છે, એ અત્ર એક વિષય છે. રક્તસ્રોત=આખી પ્રજાનો રક્તપ્રવાહ; આંહી=આ પ્રજામાં–એ તમિસ્રા, તંદ્રા, વિષાદાદિ છે, તે દૂર કરવા એ જ દેવને આછ્છ, એ કવિનો બીજો વિષય છે. છેલ્લા ખંડકમાં આ બીજો વિષય છંડાઈ પ્હેલા વિષયને જ વળગીને કૃતિ સમાપ્ત થાય છે, તે ઉચિત જ થયું છે. પ્હેલો જનતાસાધારણ હોઈ તમામ દેશકાલના તમામ મનુષ્યોને લાગુ પડવા જેટલો વ્યાપક છે. વળી બીજા વિષયને જ લાગુ પડતું હાસ્યદુર્ભેદ્ય વિશેષણ પ્રાર્થનાની બીજા વિષય પૂરતી વ્યાપકતાને પણ વિશેષ ખંડિત કરે છે. હાસ્ય–ગુલામી–ગુલામી મનોદશા (સ્લેવ મેન્ટેલિટી)–અંધાઇ જવાને લીધે દુર્ભેદ્ય. આ ગુલામી મનોદશા આપણામાં ક્યાંથી ? જૂના લિબરલો–રાનડે, સર ફિરોઝશાહ, ગોખલે આદિનાં અનુયાયી નાગરિકો આ વિષે માને છે તેથી ટિળકપક્ષી અને કોન્ગ્રેસપક્ષી વ્હડું જ માને છે.

આ બેમાંથી વિશેષ સત્ય વા ઓછું અસત્ય કયા પક્ષમાં છે, તેનો નિર્ણય કરવાની ફરજ અહીં આપણે માથે આવતી નથી. ગુલામી માનસ શાથી ઉત્પન્ન થયું એ પ્રશ્નને કવિ–સુભાગ્યે–ગળી જ જાય છે. ગુલામી મનોદશાનું અસ્તિત્વ અને તેની બલવત્તા સ્વીકારતા બે ય પક્ષ આ કૃતિમાંની પ્રાર્થનામાં ભળી શકે એમ છે.

પ્રકૃતિનાં કોઈ તત્ત્વને દેવાધિદેવ કલ્પી તેને આવી કોઈ પ્રાર્થના આપણા અર્વાચીન માનસને હવે શક્ય ખરી? અર્વાચીન માનસ આવી પ્રાર્થના નિખાલસ ભાવે કરી શકે ખરું? અને પ્રાર્થના તો નિખાલસ જ હોવી જોઈએ ને.

૮૬ ઉષા અરુણોદય; આદિ આગામિ ઉન્નતિનાં ચિહ્ન કે પુરાવા લેખે વપરાય છે. હે નિશીથ; ઉષાના હે નેકી પુકારનાર!

૬૮ ખેલંદા એ શાંત તાંડવોના: આ પ્રમાણે કોઈક પંક્તિમાં છંદનું માપ તુટે છે, એવી પંક્તિઓ અત્યંત વિરલ જ ચલાવી લેવાય. હે ખેલંદા શાંત તાંડવોના–એ પણ કંઈ વધારે સારું ભાગે.

## ૧૮ બહુરૂપિણી: ત્રિભુવન પુ. લુહાર (સુંદરમ્)

પ્રથમ દર્શને આ ઉછળતું શબ્દચમત્કૃતિબહુલ કાવ્ય વાદળીઓના વર્ણન જેવું લાગે, પરંતુ એને આખું ધ્યાનમાં લેતાં એ દેવોની કુમારી, ગિરિજા, રત્નાકરદુહિતા, સાવિત્રી, અલખકુમારી, વિરાટમાં વિરાટ સાથે અણુમાં અણુ સૌન્દર્યશ્રીનું જ વર્ણન સાબીત થાય છે. મસીમાં આવી ગયેલા કિશોર ઉલ્લાસથી ગાય લલકારે એવું આ વર્ણન તર્કદષ્ટિને ઉચ્ચ સુવ્યવસ્થાવાળું ન જણાય, ક્લાસિકલ કરતાં રોમાન્ટિક શૈલી તરફ ઢળી જાય, એ કુદરતી છે. ઝોકતું–ઝોકા ખાતું; ઝૂલતું, આંદોલાઈ પોઢે છે. કયા પ્રિયપુરુષને સત્કારે છે, તેને મધુપર્ક વધાવે છે, તેનાં દુઃખડાં લે છે, તેની સેવામાં પ્રાણ પાથરે છે, તે કહેતી જા. તું વેરાગણ છો, કટુંબી સૌભાગ્યવતી છો, કુમારિકા છો, છો કોણ? ત્હારું આકાશપટ જેવડું તો ફલક (પૅલેટ) છે!

## ૧૯ પ્રકૃતિ રહસ્ય અને માનવબાળ: ન. ભો. દિ.

કવિઓ કુદરત પ્રતિ કેવી કેવી ભિન્ન દૃષ્ટિએ જુવે છે, તે આ સ્તબકમાંનાં કાવ્યોને એકબીજા સાથે સરખાવતાં જણાઈ રહેશે. ન. ભો. દિ. પોતે આ કૃતિ

ઉપરના ટિપ્પણમાં લખે છે:—" કારવારમાં... સમુદ્ર દેખાતો નહીં છતાં એનો ગંભીર ઘુઘવાટ સંભળાયા કરતો હતો અને બીજી બાજુએ ઊંચી પર્વતમાળ આકાશને પ્હોંચેલી અદ્ભુત ઉભેલી હતી"—તે, દૃશ્ય ઉપરથી ઉપજેલા ભાવ આ કૃતિમાં ગુંથેલા છે. પ્રકૃતિ કાં તો "ઉન્નત (સબ્લાઇમ)" કાં તો "સુંદર (બ્યૂટિફુલ)" એમ બે જાતનાં દૃશ્ય દેખાડે છે એમ મનાય છે. ન. ભો. દિ. ને આ અપર્યાપ્ત લાગે છે, અને તેઓ કહે છે, "વાસ્તવિક જોતાં ત્રણ વિભાગ" નિરનિરાળા સ્વીકારવા પ્રાપ્ત થાય છે, "૧ ભવ્ય (ગ્રાન્ડ), ૨ ઉન્નત ૩ સુંદર (બ્યૂટિફુલ)" આ કૃતિમાં ભવ્ય દૃશ્યોનું પ્રતીક દરિયો છે; ઉન્નતનું ગિરિરાજ છે; સુંદરનું ગિરિકોકિલ છે. ગિરિકોકિલના ખંડ માટે કવિ ગરબી વાપરે છે, ગિરિરાજ માટે મહાડ, દરિયા માટે સંસ્કૃત ગણમેળ વૃત્તો. ભવ્ય દર્શન ભયાનક નહીં પણ ગંભીર આદરનો ભાવ ઉપજાવે છે; સુંદર દર્શન મુદિત પ્રસન્નતા વિકસાવે છે; ઉન્નતદર્શન અસીમ આદર (એડમિરેશન) અને મુદિત પ્રસન્નતાવાળો મિશ્ર ભાવ પ્રેરે છે, વગેરે ન. ભો. દિ. ના ટિપ્પણમાં જ ધ્યાનથી જોઈ લેવું. ગિરિકોકિલ પંખી ગુજરાતમાં થતું નથી.

૩–૪ આ જાતની ઊર્મિઓ ઉપજાવવાની શક્તિ, હે સિંધુ, તું ક્યાંથી લાવ્યો ? એ ઊર્મિઓમાં રમમાણ રહેતું માનવચિત્તને રુચે છે, જો કે એમનો શો ધ્વનિ સમજવો તે તો સદા ય અવ્યક્ત રહે છે. હે સિંધુ, તું, ત્હારો નાદ, ત્હારી આ શક્તિ વગેરે આ માનવજાતિ ન્હોતી ત્યારનાં છો, માનવજાતિ લુપ્ત થશે ત્યારે પણ હશે; પરંતુ હે ચિરંજીવ મહાસત્વ, તું પણ સનાતન અનાદ્યનંત તો નથી; તે મહાસિંધુ અમૃત પારાવાર જેની આગળ તું કશા જ હિસાબનો નથી, તે તો ઓર. [ એટલે પ્રશ્ન ઊઠવો સહજ કે ન. ભો. દિ. નું ભવ્યતાપ્રતીક સ્થૂલસિંધુ કે 'મહાસિંધુ' ? ]

૨૧–૪૨ ત્હારા જેવો જ અવ્યક્ત ધ્વનિ આ ગિરિકોકિલનો છે. હે અદ્ભુત પંખી, ત્હારો ઉછળતો ટૌકો કૌમુદીમાદક છે; વસંતમધુર છે, ચાંદની કોઈ માઝમ રાતે તું શો બોલે છ જો ! અહો હો, ત્હારા ટૌકામાં એવા તો ભાવ ઉછળે છે, કે અગર જો કે તું પંખી છે તથાપિ માનવી હૃદયના કોઈ પણ ભાવ ત્હને અજાણ્યા હોય એમ માની જ શકાતું નથી. એ ત્હારો ટૌકો શું કોઈ વધારે ઉન્નત-ભાવક પ્રિય વસ્તુ કે પ્રીતિપાત્રના અનુભવ, સ્મરણ અને ઝંખનામાંથી ફુટતો હશે ? તું શું શોધે છે ? શું સ્તવે વર્ણવે છે, શું વાંછે છે, શેની આશામાં મસ્ત છે ?

પૂછ્યા જ કરે તો પણ કહી જાણી નહીં શકું. આ ગિરિવર પણ જાણી શકતો નથી, જો કે ત્હારા આ ગાઝમ રાતના ટૌકા એને પણ પીગળાવી રહેતા જણાય છે. [ કવિઓ તો ગાંડા ! જેને પંખી વા જંતુનો અવાજ તેઓ ગણે છે, તે કેટલીક વાર તે પ્રાણીનો અવાજ હોતો જ નથી. દાખલા તરીકે ભમરો (વૉસ્પ) ઉડે છે, એટલી જ વાર સંભળાય છે, બેસી જાય ને ટપ બંધ પડે છે તે ભમરાનો અવાજ છે જ નહીં, મોટર સાઈકલના કે એયરપ્લેનના ઘરરર્ જેવો એની પાંખોની ગતિનો અવાજ છે. ]

૪૩-૫૪ ધ્રુવ પદના એક બે અક્ષર આજ-ગિરિરાજ, હજાર-અપાર એમ કવિ ફેરવ્યા કરે છે. ધુમસશ્રીની પ્રીતને ને મેઘમાલાના પ્રેમપાશને ય અવગણ્યા જ કરતા હે ગિરિરાજ, તું એવા તે શા મનનમાં કે લક્ષ્યધ્યાનમાં આટઆટલો ડુબેલો જ રહે છે ? વગેરે. છેલ્લી કડીમાં ત્રણેને સાથે સંબોધી તેમનો ઉપકાર માને છે. ન. ભો. દિ. ની શ્રેષ્ઠ કૃતિઓમાં આ એક છે તે કબૂલ; ગુજરાતી કવિતાની શ્રેષ્ઠ કૃતિઓમાં એ મુકાય ખરી ?

## ૨૦ સમુદ્રને : જેઠાલાલ ત્રિવેદી.

અમારા લોકમાં તો મૃત્યુ હજી (અમી તેં ઉપજાવી આપ્યું તથાપિ) દરેકનું બારણું ઠોક્યા જ કરે છે. તેં વ્હલોવાઇ વ્હલોવાઇ અંતરમાંથી ઉપજાવી આપેલ ત્હારાં બીજાં તેર રત્નોમાંથી પણ અમને તો એકે મળ્યું નથી, તો ત્હારો ગર્વ અને ત્હારાં ગુમાન અયોગ્ય નહીં ? દીન હીન જનો ત્હને વંદે છે, ત્હારાં સ્તુતિગાન કર્યાં કરે છે, તે બધું અજુગતું નહીં ? ના ત્હને જે અપ્રિય છે, તું જેને પોતાનું કલંક ગણે છે, તે—મીઠું—અમારૂં "સબરસ"—તું અમને આપે છે, એ જ તું અમારી મહામોટી સેવા કરે છે, એમાં જ ત્હારી સાચી મોટાઈ છે.

## ૨૧ બળતાં પાણી : ઉમાશંકર જે. જોષી.

૨ હૈયે સળગતી : ઓળા આકૃતિપ્રતિબિંબ છે; રંગ તો કેટલા અને કેવી રીતે પ્રતિબિંબે છે એ સવાલ અટપટો છે. એટલે એ ઓળા જાણે નદી પણ હૈયામાં સળગતી હોય તેવા લાગે છે એમ કહેવું, તે ઉત્પ્રેક્ષા અતિ ઉત્કટ ગણાય પરંતુ આ વિષે રસજ્ઞો ઝીણવટથી ચર્ચા કરે એમ ઇચ્છું છું.

૩ દોડતી નદીની છોળો કાંઠામાં પછડાતી દોડે, ત્યાં છાંટા, ફુવારા આદિ ઉડે, તેને ઉકળતાં પાણીના ઉડતાં બિંદુ કહેવાં, અને માનસિક ઉકળાટના અર્થ-વાળા 'તપી ઉઠે' શબ્દ વાપરવા એ પણ અતિ ઉત્કટ ગણાય. પરંતુ વાચ્યાર્થમાં

આવા બાહ્ય ઉપરથી સામી યુક્તિ પણ લડાવાય, કે એ વાચ્યાર્થ બાધે કે "અન્યાર્થ"માં આ વિગતો પ્રત્યક્ષ થાય છે, તે કાવ્યમાં વધારે સ્પષ્ટ ઉપરી આવે છે.

૭ નવાણુંમાં : ઝરણાં, ધોધ, ન્હાની નદીઓ આદિ રૂપે તમામ પાણી ઊંચામાં ઊંચી ધાર (વૉટર શેડ)થી એક બાજુએ વહી એકબીજા સાથે ભળતાં ભળતાં નદી ઉપજાવે છે. એટલે તમામ નદીઓ ગિરિજાઓ–પાર્વતીઓ છે. વડીલ માથે આફત વખતે છોકરીએ મદદ ન કરવી? કરવી જ જોઈએ. પરંતુ નદીથી મદદ થઈ જ ના શકે, કુદરતે જે વહન માર્ગ નદીને નક્કી કરી આપ્યો તેમાંથી ગમે તેવે કારણે ય તે ચસે એમ બને જ નહીં. વળી ગિરિ–નદી તે પિતા–પુત્રી એ કેવલ ઉપમા છે. એ કહેણા પિતા કે કહેણી પુત્રીને અન્યોન્ય ધર્મ કશાજ નથી!

૧૨ નદીએ તો વહી વહીને દરિયે જ પડવાનું, જાણે કે આ વડવાગ્નિ—દરિયાના પ્રજ્વલતા હૈયાને જ ઠારવાનું એનું કર્તવ્ય.

૧૩–૧૫ વર્ષાદનાં વાદળો પણ દરિયાના પાણીની વરાળ ઊંચે ચડે તેનાં જ બંધાય છે, એટલે કે વાદળાંનાં પાણી નદીનાં જ પાણી છે, નદી જ છે, અને તે વડીલ ગિરિ ઉપર પડીને તેને ઠારે છે, લીલોછમ આર્દ્ર સમૃદ્ધ બનાવે છે. પિતા ગિરિને ખરે વખતે કરવાનું કાર્ય નદી બળતા જળતા પિતાની પાસે થઈને વ્હેતી હોય છે તથાપિ તેનાથી બનતું જ નથી. અને નદીનો પુત્ર, ગિરિનો દૌહિત્ર મેઘ, નાનાને ઠારે છે. અહો, પણ તે ક્યારે ? દવની મોસમ ઉતરી ગયા પછી જ પોતાની હયાતીની મોસમ દરમિયાન. ચૈત્ર વૈશાખના તાપ અને તે ઋતુમાં જ્યાં ત્યાં સળગી ઉઠતા દવ બધું જ ભસ્મ કરી દે છે ત્યારે તો એ તમામ ભસ્મ થઈ જ જાય છે.

આ કૃતિ ઊંચા પ્રકારની રચના હોય તો તે વર્ણનકાવ્ય લેખે નહીં, **અન્યોક્તિ કાવ્ય** લેખે જ. ગિરિ નદી અને મેઘને બહાને કવિની દૃષ્ટિ આગળ હાલનો પુખ્ત અને આથમતો ઝમાનો, તેનું બાલક હાલનો કિશોર અને નવજુવાન ઝમાનો, અને ત્રીજી પેઢી એ જ પ્રત્યક્ષ છે. આ 'ઉક્તિ' જે 'અન્ય વિષય' માટેની છે, તે આ ત્રણ 'રુસ્તમ', 'સોરાબ', અને 'સોરાબ પછીની પેઢી.'†

† જુવો મ્હારું 'સોરાબ અને રુસ્તમ એ ગુજ. વ. સોસાયટી'નું આન્દિક વ્યાખ્યાન–૧૯૩૮.

શ્રી ગાંધીજીની હાકલે જે કિશોર અને નવજુવાન 'ધોળી ટોપીઓ' ધંધા, ઘરબાર અને વડીલો, ભાંડુઓ આદિ તર્ફ પોતાનાં કર્તવ્યોને પડ્યાં મૂકીને "દેશમુક્તિ યજ્ઞ"માં હોમાવાને આગળ ધસી આવી તેમાંના એક કવિ પોતેઃ એ મનોદશાના નિરૂપણ લેખે, એ વર્ત્તન સેંકડો અને હજારોએ કર્યું તેની નીતિમત્તાની સાબીતી લેખે, આ કૃતિ સારી હોય તો જ એ સારી કવિતા. અને ધોળી ટોપીઓમાં કવિઓ છે તેમ વિવેચકો ય છે. કવિ લેખે જેટલા આ કર્તા ઉચ્ચ અને લબ્ધપ્રતિષ્ઠ છે, તેટલા જ વિવેચક લેખે ઊંચા અને લબ્ધપ્રતિષ્ઠ લેખક આ કૃતિ વિષે લખે છે, "નીડર અને કર્તવ્યધીર યુવકને આ હાકલ અસર કર્યા વિના ન જ રહે," પરંતુ, તેને "અત્યારની આપણા દેશની મોટામાં મોટી જરૂરિયાત માની ચાહોમ કરવામાં તેના (એ યુવકના) મનની મોટામાં મોટી વેદના તે તેના અનેક વીતકોમાં સીઝાતાં માબાપો છે, જેને તે કશી જ મદદ કરી શકતો નથી......**જ્યાં વાચ્યાર્થ ઉપરાંત વ્યંગ્યાર્થ હોય અને તે વ્યંગ્યાર્થ જ કાવ્યમાં પ્રધાન હોય, ત્યાં તે સંપૂર્ણ, સ્પષ્ટ અને વાચ્યાર્થ સાથે-સંવાદી જોઈએ**......કવિની કલ્પના જ પોતામાં સ્ફુરાયમાણ થયેલું માનવમંથન રહસ્ય કુદરતના આ દૃશ્યમાં જોઈ લે છે, અને એ વ્યક્ત થાય એવી રીતે એને કહે છે."* અર્થાત્ શ્રી પાઠક આ કૃતિ અન્યોક્તિ લેખે ઉચ્ચ હોવાનું પ્રમાણપત્ર પોતાના મતનાં કારણોમાં ઊતરીને આપે છે. અને શ્રી પાઠકના મત અને કારણોને અન્યાય ન થઈ જાય એટલા માટે મેં લાંબું અવતરણ ટાંક્યું છે.

ફિલસૂફીની દૃષ્ટિએ પણ આ છેક મનસ્વીપણું તો નથી. કુદરત શબ્દ અનેકાર્થવાળો છે, એનો મનુષ્યેતર કુદરત—જડ સૃષ્ટિ, ચેતન સૃષ્ટિમાંનો સ્વેચ્છાશક્તિવિહીન વિભાગ—એ અર્થ વૈજ્ઞાનિક પ્રગતિની સાથે સાથે જ આગળ આવેલો છે. માનવી સૃષ્ટિ અને માનવ વિચારણા શરુ થઈ ત્યારથી હજારો વર્ષો લગી કુદરત શબ્દ "દેવ, ભૂત, માણસ, નિશાચર, જડ" આદિ તમામને માટે

---

* શ્રી રામનારાયણ પાઠકઃ 'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો પૃ. ૧૧૪-૧૧૬. એમાં લખ્યું છે કે વ્યંગ્યાર્થ વાચ્યાર્થ સાથે સંવાદી જોઇએ. એ મુદ્દો પણ મેં બીજી આવૃત્તિના વિવરણમાં ચર્ચ્યો હતો. તેમાં મેં જે મત દર્શાવેલો તે જ મ્હારો મત હજી પણ છે. પરંતુ વિવરણો ટુંકાવવાનું નવું બંધન આ વખતે સ્વીકાર્યું એટલે ચર્ચાનો એ ભાગ આ ફેરે છોડી દઉં છું.

સમગ્રે વપરાતો હતો, તેના અમુક ક્ષેત્રમાંના આચરણોના પ્રેરક બલોમાંનું એક ઇચ્છાશક્તિ પણ, બાકીનામાં એ બલ મુદ્દલ ન પ્રવર્તે, એ પ્રમાણેનો દૃઢ ભેદ એ હજારો વર્ષો દરમિયાન આપણે શંકારહિત સ્પષ્ટતાએ ગ્રહણ કરેલો જ ન્હોતો. દૃષ્ટિ જ અસ્પષ્ટ તેટલે દરજ્જે વિચારણામાં વમળો હોય જ. મોતિયાનો રોગ થતો હોય છે તે વર્ષો દરમિયાન માણસ દરેક બત્તીની આસપાસ રંગવર્તુળો જુવે છે તે પ્રમાણે હિંદમાં પણ વૈજ્ઞાનિક વલણોનો અમલ વધશે તેમ તેમ હિંદના સાહિત્યમાંથી "વૃત્તિમય ભાવાભાસ" (સ્વ રમણભાઇ, મણિલાલ નભુભાઇ, ન. ભો. દિ. એમનો ઘડેલો પારિભાષિક શબ્દ—રસ્કિનના 'પેથેટિક ફેલેસી' માટે). જડ પદાર્થોમાં ચેતના, વ્યક્તિત્વ, ઈચ્છાશક્તિ, નીતિ, અનીતિ આદિનાં આરોપણ અને એ પ્રકારનાં અન્યોક્તિ કાવ્યો વગેરે ઘણું ઘણું ઘટી જશે, અથવા વિજ્ઞાનદૃષ્ટિને પ્રતિકૂલ નહીં એવો વેશપલટો સ્વીકારીને જ ચાલુ રહી શકશે.

એ ભાવિ ગમે તેવું નિર્માવ, કવિઓ તો કુદરત અને કુદરત પ્રવૃત્તિનાં ચિત્રોને નીતિબોધ અને પ્રોત્સાહનને માટે વાપર્યા જ કરે છે. મેવાડી રાણો પ્રતાપ અતિશય ત્રાસી ગયો, અકબર જેવા મહાસમર્થ શત્રુ સામેના સ્વાતંત્ર્ય સંગ્રામને લીધે પડતાં, વધતાં જ જતાં દુઃખ એને પણ અસહ્ય થઇ પડ્યાં, અને એ વીર પુરુષ ઘડીક હતાશ અને હૈયાદુબળો બન્યો; અને ખપી જવાય તો ભલે તથાપિ નમવું તો નથી જ, એ તેનો નિશ્ચય જ્યારે ડગમગવા લાગ્યો, ત્યારે એના કવિમિત્ર પૃથુરાજે એને ફરી તેજસ્વી અને સત્ત્વસ્થ બનાવવાને કુદરત વર્ણનના વાચ્યાર્થવાળી અન્યોક્તિઓનો જ સફળ પ્રયોગ કરેલો. આવા પ્રસંગોમાં કવિઓ અન્યોક્તિઓ વાપર્યા જ કરશે અને ફિલસૂફો ભલે ઉપર પ્રમાણેના અમૂર્ત (એબ્સ્ટ્રેક્ટ) સત્યને વળગી રહે. સહૃદય કવિતાભોગીઓ એવી અન્યોક્તિઓને સમભાવે ઝીલ્યા જ કરવાના. તથાપિ આ મુદ્દાને બરાબર વળગવું ઘટે છે, કે ઉચ્ચતર ધર્મ અને કર્તવ્ય કયું એ વિષે—શું કવિને, શું પ્રતાપને કે શું એ કવિતાના ભોગીઓને—લેશ પણ શંકા નથી. રાણો પોતે ઘડીક અદૃઢ થઈ જાય છે, તે કાળે પણ પોતાનો ઉચ્ચતર ધર્મ તો એને એ સ્વાતંત્ર્ય સંગ્રામને ખેડ્યા કરવાનો જ વસે છે. ત્યારે ઉચ્ચતર ધર્મ કયો વારુ એ પ્રશ્ન આમ નિર્વિવાદ ન હોય, એ પ્રશ્ન જ મતભેદનો વિષય હોય તો? તો દેખીતું છે કે એ કૃતિઓને કવિના મંતવ્યને અનુકૂલ સહૃદયો જ ઊંચાં કાવ્યો ગણશે; તમામ કવિતાભોગીઓ સર્વાનુમતે એ કાવ્યોની ઉચ્ચતા નહીં સ્વીકારી શકે.

'કવિતા શિક્ષણ'માં મેં ઇશારો કરેલો છે કે સાહિત્ય કૃતિઓ ધર્મ, રાજ્ય, સમાજ (લગ્ન, મિલ્કત વ્હેંચણી આદિ પ્રશ્નો), વ્યવહાર (આર્થિક પ્રવૃત્તિઓ) આદિને સ્પર્શે, ત્યાં ત્યાં એ ક્ષેત્રમાંના "સળગતા" (બર્નિંગ) પ્રશ્નોને લગતા મતભેદ અને વાદાવાદી, એ સાહિત્ય કૃતિઓના સાહિત્ય લેખે મૂલ્યાંકનમાં ય ધૂસ્યા વગર રહે નહીં. કારણ કે વિચારપ્રવૃત્તિ જલ કરતાં પણ વધારે પ્રવાહી. 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો'માં ભાઇશ્રી રા. વિ. પા. કૃત 'રાણકદેવી' વિષે લખતાં તેમ બીજે એક બે સ્થલે પણ આવા મતભેદો વિષેની ચર્ચા જોઇ લેવી. આગળ આવે છે તે કૃતિઓ ૨૯, ૬૮, ૬૯ અને તેનાં વિવરણો પણ જુવો.

## ૨૨ લાહ્વા : દુર્ગેશ તુ. શુક્લ

અર્થ સ્પષ્ટ છે. ત્રણે સ્થલે **લાહ્વા** વાંચવું; લ્હાવાનો અર્થ તો લ્હાણ.

## ૨૩ જલધિમોજ શૌ–પ્રહ્લાદ જે. પારેખ.

અર્થ સ્પષ્ટ અને સરલતાથી કહેલો છે. દીવડી શબ્દ કઇક અનુચિત લાગે છે? જે તોડવું છે, જેની સામે આખો જન્મારો અફળાવું, ફૂટાવું છે, જે આમરણ ઝુંબેશમાં ચૂરેચૂરા થઈ જવાય તોપણ કર્તવ્યસિદ્ધિની મઝા છે, તેને મુકાબલે પોતાનાં સાધન ક્ષુદ્ર છે એ પણ સંતોષ અને અભિમાનપ્રેરક વિગત છે, એટલે જે પ્રકાશ વડે પોતે માર્ગ જુવે છે અને આગળ વધવું સતત જારી રાખી શકે છે, તેના વર્ણનમાં પણ તે ય ક્ષુદ્ર છે એ ભાવ તો અવશ્ય જોઈએ.

## ૨૪ કવિ અને જગત વચ્ચે વિરોધ : હરગોવિંદ પ્રે. કવિ.

કવિની કલમ, ભાષા તેમ લય બંનેને કેટલી લીલાથી ખેલવે છે, બંનેમાં કેટલી રમતિયાળ છૂટ લઈ શકે છે તે કલાજિજ્ઞાસુએ જોવું.

ભાવનામયતા—**ખુદાઈ ઈશ્કનું ટીપું**. ઉરમાં આ પડતાં જ તે શુદ્ધ નિખાલસ પૂરેપૂરો પ્રેમ માગે છે, અને જાતે આપવાને તૈયાર છે, તેમાં નહી શંકા, નહીં પાખંડ, નહીં તૃષ્ણા, નહીં કોઈ ભેદભાવની જરા સરખી છાંટ; કે સંપૂર્ણ સાત્ત્વિક પ્રેમબલે એકેએક માણસ હરકોઈની સાથે જે સર્વમયત સંપૂર્ણ સાત્ત્વિક અનુભવી શકે. આવી દુનિયા, આવી જનતા ક્યારે પણ હતી શું કોઈ બી સ્થળે છે શું? ભાવિમાં કોઈ કાળે પણ થશે શું? અને જો પ્રશ્નનું સાચું ઉત્તર–"ના"! તો દુનિયામાં કોઈ હૃદય કોઈ સ્થાને, કોઈ પણ કાળે ચ

ભાવનામયતા લઈને આવે, તે એકલ તલપવાનું અને ફરીને નિરાશ અને દુ:ખી થયા કરવાનું કિસ્મત પણ લલાટે લખાવીને જ આવે છે; કેમ કે એની ઊર્મિને પિછાણે એવું પણ એને મળવું દુર્લભ છે.

ફારસી કવિતાપરમ્પરાની કેટલીક રૂઢ કાવ્યોચિત પદાવલિ (પોયેટિક ડિક્શન) અહીં ગઝલ જેવા છન્દની સાથે દેખા દે છે, તે માફકસર અને યથોચિત વપરાઈ છે. ઈશ્કે પ્રેમ પારાવાર, ઈશ્કે ખુદા એ દૃષ્ટિ સૂફી કવિઓમાં જાણીતી છે. વચ્ચે વચ્ચે **સદાગતિ** (પવન), **ગુહ્યતમ,** જેવા સંસ્કૃત પ્રયોગો આવે છે તે અણધાર્યા અને વિરલ જ હોઈ (જાતે અલંકાર ન છતાં) અહીં અલંકારની ગરજ સારે છે. "પિછાણે દિલ તલપતું (તડપતું) દિલ" "ગળે લાગે જ્યહાં સાથે," આદિ અત્યન્ત સાદા પ્રયોગ ઉક્તિની નિખાલસતાને પોષે છે. અને આભ દરિયા, આદિને સજીવ કલ્પી તેમની સાથે સંભાષણ, એ તો સર્વ દેશકાલની કવિતામાં વિષયને વધારે મૂર્ત અને સજીવન રીતે મુકવાની જાણીતી યુક્તિ છે.

## ૨૫ સદ્‌ભાવના : મગનભાઈ ભૂ. પટેલ (પતીલ)

આ સાચા કવિરત્નના પ્રથમ પરખનાર રા. ભાઈશ્રી રા. વિ. પા. પ્રસ્થાન-તંત્રી લેખે એમણે શિષ્ટ ગુજરાતની જે સેવાઓ બજાવી છે, તેમાં પતીલની કવિતાઓના પ્રકાશનને મોટા મૂલ્યની ગણું છું. સમૃદ્ધિની પ્હેલી આવૃત્તિમાં મ્હારે શ્રી પતીલની અને શ્રી ઉમાશંકરની એક એક કૃતિ લેવી'તી જ; છતાં એ રહી ગયું. પછી ઉમાશંકરની એક કૃતિ 'વિશ્વનો મુખા' વિષે મેં લખ્યું (એપ્રિલ ૧૯૩૩) 'ગુજરાતી' પત્રના એક અંકમાં. શ્રી પતીલ વિષે ૨૭ આ. પ્હેલાં કશું લખી શક્યો નહીં.

કેળવણી આખી પ્રજામાં ફેલાઈ ગયેલી હોય, વિદ્યાપીઠ અને વ્યુત્પન્ન વિવેચકોના શિષ્ટ સાહિત્ય વિષે વિચારમિનારો સારી પેઠે જાણીતા પ્રસરેલા હોય એવા દેશોમાં ય તે, કોઈ કોઈ કવિકોંટો કોઈ ખૂણે ફૂટે છે, અને આ સર્વથી સ્વતંત્ર રહી પોતાની મેળે પોતાને ફાવતી રીતે વધે ખીલે છે : પ્રજાનું ધ્યાન એના ભણી એ ઉગી નીકળ્યા પછી જ ખેંચાય છે. વર્તમાન ગુજરાતમાં શ્રી પૂજાલાલ અને શ્રી પતીલ આવા એકાકી અને આપબળે કવિ થયેલા કવિઓ છે.

તપસ્વી આત્મા કે ભક્ત આત્માની જેમ સાચા કલાકારનું પણ આંતર જીવન કોઈકોઈવાર એટલું તો પ્રબલમાતબર હોય છે કે તેને બાહ્ય સમભાવ પટધા મિત્રતા પ્રશંસા આદિની ગરજ ઓછી જ રહે છે.

એકલ ઉછેરમાં તરંગિતા, વિચિત્રતા, મનસ્વિતા આદિ વિશેષ આવે. શ્રી. પતીલ સંસ્કૃત—ફારસી પ્રણાલિકાના અવનવા મિશ્રણના પ્રયોગ ઉપર પ્રયોગ કરે છે. એમની સંખ્યાબંધ કૃતિઓમાં ફારસી ઉર્દુ શબ્દોપ્રયોગો અને કાવ્ય રૂઢિઓ સાધારણ ગુજરાતી વાચકો ગ્રહણ કરી શકે તે કરતાં વધારે પ્રમાણમાં તેઓ વાપરે છે. આ શાર્દૂલવિક્રીડિતમાં પણ પ્હેલી પંક્તિને છેડે અને પછી દરેક અર્ધ કડીને છેડે " જોઈએ " શબ્દનો પ્રયોગ આપણને ગઝલની એક વિશિષ્ટતા સંભારી આપે છે.

કવિ ભગવતી સરસ્વતીને પ્રાર્થે છે : પણ આ ભક્ત, આ સેવક, આ ભિક્ષુક સામાન્ય કોટિનો નથી તો ! દયા જ ન જોઈએ. કૃપા ય નથી જોઈતી. દયા, કૃપા, બક્ષીસ, ભેટ, એ વડે તો એ ટેકી આત્મા પોતાનું અપમાન થયું ગણશે. એ નગદ લઈને આવ્યો છે અને તેનો એને પોતાને રુચતો આવે એવો જ બદલો એ માગે છે; વિદ્યા એવી મતા છે કે તેને ( સંસ્કૃત સુભાષિતો સુસ્વરે આપણને કહ્યા જ કરે છે તેમ ) રાજા ચોર કે આસમાની સુલતાની આફતથી કશીયે આંચ આવતી નથી. તો પ્રથમ, હે દેવી, મ્હારા નગદના બદલામાં મ્હને એ મતા આપ.

બીજું આપ ગુજરાન, કવિ નગદ આપ્યા જ કરશે તેની ગમે તે ખાતરી લઈ લે, અને ગુજરાન આપ, ગુજરાન જ, ભોગવિલાસ, વાસના, તૃપ્તિ આદિનો એ અર્થી જ નથી : તું એના નગદથી ખૂબ પ્રસન્ન થઈ જા, તો ગુજરાન ઉપરાંત થોડા સુખના દિવસ પણ આપજે. અને આ આપલેનો સંબંધ બંધાતાં ત્હને એના ઉપર ભાવ થાય, તો ત્હારી એ ભાવના સાચેસાચી સદ્દભાવના હશે તો જ તે એને ખપશે. વળી જો તું કાંઈક દાનદક્ષિણા આપવા જેટલી ઉદાર હો —ખરેખર ઉદાર હો તો જ સમઝી કે, આપતાં ત્હને જરા પણ સંકોચ થાય એવી કશી ચીજ આ અર્થી માગતો જ નથી,—તો આપ—

(૧) કાચ સરખું સ્વચ્છ હૈયું જેમાં મુહબ્બતની છબી હૂબહૂ પડી રહે; અને તું ગમે તેટલા ટૂંકા હૈયાની હો તો પણ (૨) ત્હારી સદ્દભાવના.

આ બધો અર્થ આ કૃતિમાં છે? હા. વિવરણમાં મેં દર્શાવ્યા પ્રમાણે ગોઠવેલો ?—ના.

મ્હને ઘણા પૂછે છે. ઉત્તમોત્તમ વાનીઓ જ કેમ નથી લેતા ? વસંતોત્સવ કે આરોહણ કે ચંદ્રા જેવી કૃતિઓ અતિ ચવાઈ ગયેલી છે, તે એવી ન લેવાય

એક કારણ કેટલીક કૃતિઓ હોય છે રત્ન પરંતુ મલિન. અહીંની જેમ તેને ચોકખી કરવાથી તથા ગોઠવણી આદિના પ્હેલ પાડવાની ક્રિયાથી જ તેનું પાણી સામાન્ય વાચક જોઇ શકે. ઉલટ પક્ષે, કેટલીક કૃતિઓનું તેજ સામાન્ય વાચકને ખાસ આકર્ષે છે, પરંતુ રત્નપારખુ તેને ધ્રુવે સમારે છે અને છે એવી દેખાડી દે છે, ત્યારે તે તેજ ઉતરતા પ્રકારનું અંગ બનાવટી અને ખોટા સોનેરી જેવું છે તે સાચી હકીકત પકડાઇ જાય છે. શિખાઉ અને જિજ્ઞાસુને માટે ચોપડી લખતાં વિવેચકની ફરજ આ બંને જાતના થોડા નમુના પણ લેવાની છે. ગોઠવણ માટે પૂરતી તસ્દી ન લીધી હોય તેવી કૃતિના ગુણ કેટલા તો ઝાંખા પડે છે, શબ્દાલંકારની પદ્યાભાસી ખોટી પ્રસાધનાએ સામાન્ય વાચક ઓછા છેતરાતા નથી, એ બંને શિખાઉને શીખવવું, એ પણ વિવેચકના શિક્ષણકાર્યનું એક અગત્યનું અંગ છે. (જુવો મ્હારું 'પ્રતિભાબીજની માવજત' એ વ્યાખ્યાન.)

## ૨૬ ગઝલ—બાલાશંકર ઉ. કંથારિયા.*

ગઝલમાં ચરણાંતે વિરામવાળા ચાર ચરણની કડી હોય, પણ આ પંદર કડીમાં આઠ ઠેકાણે તો કવિએ ચરણાન્તનો વિરામ અવગણી કડીને (ચતુષ્પાદને બદલે) દ્વિદલ બનાવી છે.

સુખદુઃખ, લાભાલાભ, નરમાદા આદિ દ્વંદ્વોની પાર, અગમનિગમ આરે રહેલાં સમતા, મૈત્રી અને કરુણા (એક શબ્દમાં–સર્વાત્મભાવ) માં સંસિદ્ધ થયેલા ઓલિયાઓના બોધની યત્કિંચિત્ પ્રસાદી કવિ અહીં આપે છે.

આવો પ્રસાદ ઝીલવાની યોગ્યતા એમના ઝમાનાના કવિહૃદયોમાં બુદ્ધિપ્રધાન અને બુદ્ધિશક્તિના અભિમાની મણિલાલ નભુભાઈની ખાસ ઓછી હતી, તો બાલાશંકર જેવા સરલ અને છેક ભલા માણસની ખાસ વધારે હતી. બાલાશંકર કેટલોક સમય તો નશાબાજ થઈ ગયેલા, એટલી એ યોગ્યતા બેશક ઘટી. પણ મણિલાલ નશા કે બીજી એબથી ખરડાયા નહોતા એમ કોણ કહી શકશે? વળી આપણા કોઈ પણ કવિની કવિતા ચાલતી કલમે લખાઈ હોય, લખાઈ જ ગયેલી હોય, કર્તા જાતે પણ જાણવા પામે કે આ શું લખું છું ત્યાં તો

* જુવો સદ્ગત નર્મદાશંકર દે. મહેતાનું બાલાશંકર વિષે વ્યાખ્યાન, વિષયની મુશ્કેલી અને વ્યાખ્યાતાનો કવિ સાથે નિકટ કુટુંબીનો સંબંધ જોતાં, ગુજરાતીમાં આવું સત્યવાદી અને સુંદર વ્યાખ્યાન બીજું ભાગ્યે હોય.

ચિચ્છક્તિઓએ ગોરૂં ગુંથી લીધો હોય, તો તે બાલાશંકરની કવિતાઓ છે. એ કાગળો સચવાય તો કૃતિ રહે, અને અનુકૂલતા પ્રમાણે કે કોઇ આસપાસનાંના આગ્રહે પ્રકટ થવા પામે, નહીં તો તે જાય, ઉડી જ જાય, જાણે નહોતો પોપટ અને નહોતું પાંજરૂં એમ નામનિશાન, સ્મૃતિ કશું પણ રહેવા ન પામે. કવિ તો (અભિમન્યુ ચક્રાવાના જ્ઞાન સાથે જન્મેલો તેમ) કવિત્વશક્તિ સાથે જન્મે છે, અખૂટ ખજાના ખજાનો સાથે લાવે છે, તેમાંથી ઝમાનો જેટલો અધિકારી તેટલું જ મેળવી શકે, બાકીનું રહે અણઉઘટ્યું: સ્ફુટ ચિદ્‌વ્યાપાર તળેની ગુહામાં એ વર્ણન એ ઝમાનાના કોઇને વિષે સાચું હોય, તો તે બાલાશંકર વિષે સાચું લાગે છે. આ વિષે હું શું માનું છું, કેટલું, કયે પ્રકારે તે મેં "કવિઓ કેમ લખે છે" એ ટૂંકા માનસશાસ્ત્રી પૃથક્કરણમાં જણાવ્યું છે.

૭ **ઉન્મત્ત** આ શબ્દ આ આખા વાતાવરણમાં સંવાદી નથી. રહે ડુબ્યો નિજાનંદે એમ અર્થ કરવો. ૯ આપાણે વીનવિયે તો ઉલટું કિસમત આઘું નાસે છે; **ન માગ્યે** જ દોડતું આવે છે. આવે તથાપિ એનો રજ વિશ્વાસ ન કરવો. ૧૦ દુન્યવી પ્રેમ. બેવફા સામું માણસ થશે, અને તું બેવફા એમ ત્હારી નિંદા કરશે નફામાં. **નેજાના** બંને અર્થ બેસે. નિંદાના ભાલા ભોંકાશે; અથવા ત્હારે માથે નિંદાના વાવટા ઊડશે. ૧૧ એ દુન્યવી સત્ય તો કીમિયા જેવું જ અસત્ય છે. એનાથી દૂર રહેજો તથાપિ એની મઝા ભલે લો. અને જે છે તે બોલી નાખવા ઉતાવળ શા માટે જો? કહેવાશે કશરે, યોગ્ય અધિકારી મળ્યો છે એવી ખાતરી કરી લઇને તેને જ. ૧૪ **નામનાં પુષ્પો** ૧૮ નામ, ૧૦૮ નામ, ૧૦૦૦ નામ, અસંખ્ય નામ એ જ પુષ્પો: કાવ્યકલાએ માલામાં પરોવીને... ૧૫ **મસ્તી** નિજાનંદ. ખુદખુમારી, ઉપર 'ઉન્મત્ત' શબ્દ આવ્યો તેને, મળતો આ છે.

આ ગઝલ "હરિ પ્રેમ પંચદશી" નામે પાલીતાણા શંભુપ્રેસમાં છાપી ઈ. સ. ૧૯૦૭ માં અનંતરાય માધવજી દવેએ પ્રકટ કરેલી ન્હાની ચોપડીમાંથી લીધી છે. ચોપડીમાં આ ૨૧ મી કવિતા છે; અને પહેલી ૨૩ કવિતા તથા અંતે કલાંત કવિ એટલી જ બાલાશંકરની કૃતિઓ છે. પૃ. ૧૧૨ થી ૧૩૧ લગીમાં છાપેલી બીજી કૃતિઓ મણિલાલ નભુભાઈ, કાંત, આદિ વિવિધ કવિઓની છે. પહેલી ૨૨ કૃતિઓમાંની દરેક ૧૫ કડીની છે; એટલે હરિપ્રેમ પંચદશી તે પંદર કૃતિઓ નહીં, પંદર પંદર કડીની કૃતિઓનો સંગ્રહ એમ જણાય છે.

બાલાશંકરની કવિતાઓનો આખો સંગ્રહ થોડા સમય પ્હેલાં શ્રી ઉમાશંકર જોષી સંપાદિત બ્હાર પડી ગયો છે. એમ ઇ. ૧૯૦૮ થી હું કરતો આવેલો તે મ્હારી એક સૂચનાએ ચોપડીની મૂર્ત્ત કાયા મેળવી છે. સંપાદન કરતાં બને તેટલું બધું જ આપવા જતાં શ્રી ઉમાશંકરે સંશોધનમાં કોકશાઈ, જે બાલાશંકરનું ભાગ્યે (અને વિવરણ વગેરેમાં જે બા. ની ચોકખી ભૂલો તે ય વગર ખુલાસે) એવું એવું પણ આપવાની કોઈકોઈ ભૂલો કરી છે. ૨ જી આવૃત્તિમાં એ સર્વ ખુશીથી સાફ કરી શકાશે.

## ૨૭ આત્મદીપો ભવ : ભોગીલાલ ચુ. ગાંધી ઉપવાસી

અર્થ સ્પષ્ટ છે. પટછાયાની માફક ઉઠી જશે. તેલ દીવેલ છુપાયાં, છે તો ખરાં પણ છેક નહીં જેવાં.

## ૨૮ એક ઇચ્છા—સુરસિંહજી ત. ગોહેલ કલાપી

ટેકની લીટી જરા જરા હેરવફેરવ કરી છે.

અર્થ સ્પષ્ટ છે, અને પ્રથમ દર્શને વાહવાહ બાટી જાય એવો લાગે છે. બીજાં હૃદયો સાથે સમભાવી આર્દ્રતા એ તો માણસજાતનું ભૂષણ છે. વિવિધ પ્રકૃતિનાં ભિન્ન ભિન્ન માણસો સાથે અને સંખ્યાબંધ માણસો સાથે સમભાવી બની શકાય તેમ એ માણસનું બળ છે, દુર્બળતા નથી. પરંતુ આ બળનો વેશ ધરતી તથાપિ જે નિર્બલતા છે તે ઊર્મિલતા—લાગણીવશતા જરા જરામાં દયા ખાવાની, દયાળુ દેખાવાની, રોઇ પડવાની આદિ પોચટતા પણ, ખાસ કરીને આપણી ગુજરાતી પ્રજામાં ઓછી નથી. અહીં જે દાખલા આપ્યા છે અને રેખાઓ આંકી છે તેમાં સેન્ટિમેન્ટાલિટી રૂપ નિર્બલતા લેશ પણ નહીં એવી આર્દ્રતા વાંછું છું, એવી સ્પષ્ટતા છે ખરી ? ન હોય તો આમાં એટલી ખામી ગણાય.

## ૨૯ પાંદડું પરદેશી : રા. વિ. પા. શેપ

અર્થ સ્પષ્ટ છે. ૯ ફાટયું : ઉગી નીકળ્યું. ૧૧ એક ટૂંક : કર્ત્તા લખે છે, "અહીં પાપવૃત્તિને પરદેશી પાંદડું કહ્યું છે. આત્મા સ્વભાવે શુદ્ધ, માટે પાપવૃત્તિ પરદેશી છે અને અચાનક આપણામાં આવી જતાં આત્માની ઉત્તમ

અને સુંદર સંપત્તિ નાશ પામવા માંડે છે; એને અપનાવવાથી માણસની શક્તિઓ કરમાવા માંડે છે. કોઈ બીજી વૃત્તિના વાહનમાં વ્હેવડાવતાં એ દૂર જઈ પાછી આવે છે. તેનું દમન કરતાં તે ચિત્રમાં ઊંડી પેસી ત્યાં પાંગરીને ફૂટે છે. પણ કોઈ મિત્રમાં તે પાપવૃત્તિની ઊર્ધ્વતા (સબ્લિમેશન) દેખતાં એવી ઊર્ધ્વતા મન ક્ષણમાં પ્રાપ્ત કરી લે છે, અને કશા પણ આયાસ વિના તેને ઉડાડી મુકી શકાય છે. ટેકની પંક્તિ પ્રચલિત લોકગીતની છે."

આમાં મ્હને તો ડગલે ડગલે વાંધા કે શંકા નડે છે, અને શ્રી પાઠક ફિલસૂફ તથા નૈયાયિક (લોજિશિયન) પણ હોવાથી તેમાંના મુખ્ય અતિ ટુંકામાં જણાવું.

આત્મીય=નિજ; અને નિજ નહીં તે પર; પરંતુ પર તે બધું પરદેશી નથી. સ્વદેશીમાં પણ આત્મીય નહીં તે બધા જ પર; પરદેશીમાં પણ જે આત્મીય હોય તે સ્વકીય, પર નહીં.

જે ભૂમિકાએ આત્મા તો વિશુદ્ધ, નિરુપાધિ એ સત્ય છે, તે ભૂમિકાને પાપ વિરુદ્ધ પુણ્ય આદિ દ્વંદ્વોની ભૂમિકા સાથે જોડાયલી એકાકાર અને સમાનધર્મી માની લઇને જે જે દલીલો ગુંથાય તે તમામ હેત્વાભાસોનાં જાળાં જ ગુંથાશે: બીજી તે આપણી સામાન્ય ભૂમિકા છે જ્યાં ભલે આપણે આત્મા શબ્દ વાપરિયે પરંતુ તે શબ્દને એ ભૂમિકાએ તો દેહીના અર્થમાં જ લેવાનો છે. અને વિશુદ્ધ નિર્મમ આત્મા તે દેહી કે દેહીની ભૂમિકાનો છે જ નહીં, એથી ઘણી ઉચ્ચતર (અથવા તો જુદી) ભૂમિકાનો ધ્યર્થ છે.

અને છેલ્લી વાત ઉર્ધ્વીકરણ (સબ્લિમેશન) કઈ જે તે વાત નથી. તે સિદ્ધ થતાં મૂલ સ્થિતિ રહેતી જ નથી તો પછી તેને આયાસ વિના ઉડાડી શકાય છે એવી વાતો કેવળ શબ્દછલ છે; હેત્વાભાસ શબ્દછલ માત્ર ધુમાડાના બાચકા વગેરે ગદ્યમાં જ હોય એમ નથી; તે પદ્યમાં કે ગીતમાં ગુંથેલા હોય તેથી કંઈ તેમનું સ્વરૂપ ફરી જવા ના પામે.

કવિએ પોતાના કાવ્ય કે ગીતનો અર્થ અમુક રૂપક (એલિગરી) કે દૃષ્ટાંત (પેરેબલ)નો જ લેવો એવો આગ્રહ રાખવામાં કેટલીક વાર જોખમ રહે છે, તેનું આ કૃતિ પોતે એક સારું દૃષ્ટાંત બને છે. સામાન્ય વાચક આ કૃતિનો શો અર્થ કરશે તે લખવાની જરૂર જ જોતો નથી.

## ૩૦ નિરભિમાન : હરિહર પ્રા. ભટ્ટ.

૧-૨ બુદ્ધિહીન જડતા તે તિમિર, કલ્પનાહીન દૃષ્ટિ તે રૂપમંડૂક દૃષ્ટિ ૫ પૂર્વનાં સ્ખલનોનાં સ્મરણથી. ૧૨ તુજ કરુણાના. ૬ મદ-નઠોર, મદ અભિમાનને જોરે નઠોર (લાગણીહીન). આ નવો સમાસ સુંદર અને સચોટ છે. ૯ સૂર્યના કિરણો ૧૦ બતાવવા, તે જ પ્રમાણે આગળ, ગણાવવા; શિશુ એ ધનુષ નિહાળીને ભાઈભાંડુને બતાવવા ધસે છે. સગર્વ વખાણે છે. એવી મ્હારી જે કૃતિઓ, વિશેષતાઓ, વિવિધ રંગબરંગી શક્તિઓ અને યોગ્યતાઓ બની આવે છે, તે સર્વ મ્હારી ગણું તો તો હું પણ ફૂલણજી, એ એકે મ્હારી નથી જ: મેઘધનુષના રંગો સૂર્યકિરણોત્થ છે, મ્હારી જે શક્તિઓ આદિ તે તુજ કરુણાકટાક્ષોત્થ છે. આ ઉપમાપ્રાણિત વિચાર જ નિરભિમાન (વિનમ્રતા) રૂપ હીરાના ગર્ભમાંનો પ્રકાશફુવારો છે. છેલ્લી કડીમાં એ જ ઉપમા આગળ ચાલે છે. સૂર્ય તપતાં જ મેઘધનુષ તો શું મેઘ છિન્નભિન્ન થઈ જાય છે. મ્હને જરાપણ અભિમાનનો ડાઘ લાગતાં કરુણાકટાક્ષને ઠેકાણે મ્હારી સામે પ્રખર કટાક્ષ ફેંક, અને એ વર્ણ વિખેર, એ મેઘ સુકવી નાખ, હૃદયને પણ ભલે તોડી નાખ, વિનમ્ર ભાવે જ ન જીવું, તો જીવન પણ મ્હને ન ખપે. **સીધાં બોધકાવ્ય (ડાઈરેક્ટિક પોએટ્રી) અને બોધગર્ભ બોધધન સાચી કવિતામાં કેટલો બધો ફેર હોય, તે આ નમૂનો દેખાડી શકે છે. રસ્કિન કહે છે, ઊંચી કવિતામાં સીધાં બોધવાક્ય નથી હોતાં. તથાપિ તે વિચારશીલ અધિકારીને માટે ઊંચામાં ઊંચાં બોધસૂચનોથી સભર ભરેલી છે, એ અભિપ્રાયનું સત્ય આવા દાખલામાં જોઈ શકાય છે.**

## ૩૧ ઝાંખી—રામપ્રસાદ મો. શુકલ.

૮ આવરે : પૂરાં થાય. મહત્, મહત્તર, મહત્તમ, એમ એ છેડો અનંત લગી ચડે છે, તો આણુ, આણુતર, આણુતમ, એ છેડે પણ અંત આવતો જ નથી.

## ૩૨ અદ્ભુત મિત્રભાવ : બેહરામજી મે. મલબારી

**વિષય** મૈત્રીનો અજબ અભેદ. પ્રકૃતિભેદથી અન્યોન્ય આકર્ષાતા બે માણસનો સમ્બન્ધ પરિચય વધતા હૃદય અને આત્મા અન્તરના અદ્વૈતમાં પરિણમે

છે, તેનું નામ મૈત્રી. લાંબી ટુંકી મુદતના અને વત્તીઓછી નિકટતાવાળા સાથ સંગાથ તો દુનિયામાં અસંખ્ય હોય, તે સર્વમાં અમૂલ્ય હીરાતુલ્ય મૈત્રી તો અત્યન્ત વિરલ જોવામાં આવે છે. આવી મૈત્રીના ઉલ્લાસમય વર્ણનવાળી આ કૃતિનો રસ કયો વારુ? વિચાર કરીને બોલજો, મનને ત્હમારા અભિપ્રાયનું કારણ યથાયોગ્ય લાગે ત્યારે જ જવાબ ઉચ્ચારજો, નહીં તો પોકળ પકડાઈ જશે.

"એકના બે થવું" એટલે ફરી જવું, બેવફા નીવડવું. થોડીવાર સાચી મિત્રતાના અદ્વૈતવાળી દેખાઇ પછી તૂટી જાય એવી મિત્રતાઓ જ્યાં ત્યાં જોવામાં આવે છે. એક તે એક, બે તે બે, પણ ઈશ્વર સર્વશક્તિમાન, તે એકના બે પણ વારંવાર બનાવી રહ્યો છે!—વક્રોક્તિ, કેમકે કર્તા જાણે છે જ કે બેવફાઈનું ઉત્પાદક કારણ માણસની પોતાની કુપાત્રતા છે. તો શું અમારા બેનો અભેદ પણ, પૂરેપૂરો જામવા ન પામ્યો હોત તો તૂટી જાત ખરો કે? સંભવિત છે ખરું, ના કેમ કહેવાય! મતલબ કે છેલ્લી ત્રણ લીટીનો અર્થ જરા ક્લિષ્ટ છે. **બતલાવે** બતાવે માટે સુરત ભરૂચમાં વપરાય છે.

**તારનાર** સેવિયરઃ આ ખયાલ વૈષ્ણવ અને ખ્રિસ્તી ધર્મની વિચારમાલામાંનો છે. **અહંકાર** અહંત્વઃ ગર્વ કે અહંભાવ કરતાં વધારે વ્યાપક અર્થ લેવો. **આવેશ** ઊર્મિ, જુસ્સા. **ઉદ્દેશ** જીવન શા અર્થે તેને લગતા સિદ્ધાન્ત. અને આવા પૂરેપૂરા અભેદમાં ખારા તાજુબી એ છે કે મૂલ પ્રકૃતિએ હું ઊર્મિ-પ્રધાન તરંગી, ડહોળો, ઉછાંછળો છું, તું શાંત નિર્મલ સુધાગાર છે. મ્હારામાં સમુદ્રના અવગુણ અને ત્હારામાં ચંદ્રના ગુણ હોવાથી જ આપણ બેનું અદ્વૈત ઇંદુ—ઉદધિના જેવું કુદરતી અને ટકાઉ છે. પોતાના અવગુણ અને મિત્રના ગુણ ઉપર ભાર દઇને બાંધેલી આ રૂપકજોડ વખાણવા લાયક છે. એમાંથી ધ્વનિ પણ સારૂ નીકળે છે કે સ્થાયી મૈત્રી ઊંડા (પણ એક બીજા સાથે આખડી ન પડે એવા) પ્રકૃતિભેદનો પાયો માગે છે. **ઉછળાઈ,** હિન્દુ લેખક અહીં 'ઉછળંત' લખત. **૩ જગતવાઈ** જગતનાં દુઃખો જગતની લાહોથી ત્રાહિ બચાવ! બચાવ! પરદુઃખે વારંવાર બળતો અને ઝળતો હોવાથી જ મ્હને ત્હારી શીતળ છાયા અને શુદ્ધ નિવૃત્તિ (સાત્વિકતા)કેટલી તો ઠારે છે, તે માપવાને પણ હું અશક્ત છું. તુ સંગથી, તું-મય, તું જ થઈ ને હું પણ ત્હારા જેટલો પવિત્ર બની શકું છું. **૪ હૃદય વિસ્તાર** દિલની મોટાઈ, ઉદાર સમભાવ, દિલાવરી. **ગુંજકર** ભમરો, કવિ જેવો ઊર્મિલ અને ગણગણતો ભમતારામ. કમલ મૂલ નાખી એક સ્થલે

ચોંટેલું રહે છે, આસપાસ પાણીની શીતળતામાં. આ રૂપકસ્તોટ પણ પોતાની અસ્થિરતા અને મિત્રની સ્થાથી સૌમ્યતા આગળ કરે છે. **દયામધ્યબિંદુ.** જેના આત્મા જેના ચારિત્ર્યનું મધ્યબિન્દુ જે બીજમાંથી તમામ પ્રવૃત્તિકિરણો ચોદિશ ફેલાય, તે જાણે સ્વયમેવ દયા, મૂર્તિમતી દયા : હે મિત્ર, ત્હારું નામ છે તેવા જ ત્હારા ગુણ છે. પણ રખે આને ભાટાઈ, ખુશામત કે અતિશયોક્તિ ગણી સુગાતો! હું તે તું, તું તે હું—ત્યાં કયો કયાની ભાટાઈ કરવાનો! પ્રેમોત્થ આનંદ કે શોકના અતિશયમાં થોડીઘણી તાણીને ઘડાવેલી ઘટના અથવા દુરાકૃષ્ટ વિચારણા ( કન્સીટસ ) આવી જ જાય; તે કુદરતી અને અનિવાર્ય હોવાથી દોષ નહીં પણ વિષયને ઘનત્વ ( સોલીડીટી ) આપનારો ગુણ છે.

અહીં સાગર-શશીનું રૂપક અનુપમ રીતે વપરાયું છે તે ઉપર આવી ગયું. પણ એ વિષયનો સામાન્ય વિચાર કરતાં સાગર–શશી, શશી–કુમુદ, રવિ–કમલ, ચાતક–મેઘ, આદિ યુગલોનો ઉપયોગ કરવાની કવિતારૂઢિ સંસ્કૃત કવિતામાંથી ગુજરાતીમાં આવી છે એવી કવિતારૂઢિઓ ( પોયેટિકલ કન્વેન્શન્સ ) નો જે અમાને અતિ ઉપયોગ જોવામાં આવે તે અમાને કવિતાની સજીવનતા પૂરતી નથી, ઘટી ગઇ છે, એમ જાણવું. સજીવન કલ્પનાશક્તિ પોતાના વક્તવ્યને માટે નવા નવી રચનાઓ જ પસંદ કરે છે. જૂના ઢાળોની, અને મોટે ભાગે જૂનાં શબ્દ-ચોસલાં વાપરી વાપરીને કવિતાનો મોટો જથ્થો હાયકે હાયકે ઉપજાવવામાં આવે છે. પરંતુ એ જથામાં કવિતા ભાગ્યે હોય. તાજેતર તેમ શિષ્ટ કવિતાનાં અનુકરણ પણ ઘણાં થાય : અને આમાં બે વાત છે. **ઉછરતો લેખક અનુકરણો દ્વારા સ્વતંત્ર લેખનશક્તિ અને સંકલના–શક્તિ ઉપજાવી શકે છે. પણ વર્ષો જાય તથાપિ જે લેખક અનુકરણ શક્તિથી આગળ વધેલો અને પોતાની કલ્પના અને સુરુચિસંવાદી વિવેકશક્તિ ઉપર ઊભેલો દેખાય નહીં તેવા લેખકની કવિતા ઉતરેલી માલા છે, તાજી નથી.**

## ૩૩ સ્મારક: ચંદ્રવદન ચિ. મ્હેતા

ચૌદ સોનેટોની પુસ્તિકા કવિ લેખે શ્રી ચંદ્રવદનનું પ્હેલું પ્રકાશન. તેમાંના મ્હારા પ્રવેશકપાનાથી તથા ' કવિતા શિક્ષણ ' ના મ્હારા નિબંધમાં એમની એક રચના ઉપર મેં વિગતવાર ટીકા કરેલી તે ઉપરથી વાચક, આજે એમની કવિતાઓનો સમૂહ જોતાં જાતે જોઈ શકશે કે આરંભમાં એઓ કેટલા

છે. તેનું નામ મૈત્રી. લાંબી ટુંકી મુદતના અને વત્તીઓછી નિકટતાવાળા સાથ સંગાથ તો દુનિયામાં અસંખ્ય હોય, તે સર્વમાં અમૂલ્ય હીરાતુલ્ય મૈત્રી તો અત્યન્ત વિરલ જોવામાં આવે છે. આવી મૈત્રીના ઉલ્લાસમય વર્ણનવાળી આ કૃતિનો રસ કયો વારુ? વિચાર કરીને બોલજો, મનને ત્હમારા અભિપ્રાયનું કારણ યથાયોગ્ય લાગે ત્યારે જ જવાબ ઉચ્ચારજો, નહીં તો પોકળ પકડાઈ જશે.

"એકના બે થવું" એટલે ફરી જવું, બેવફા નીવડવું. થોડીવાર સાચી મિત્રતાના અદ્વૈતવાળી દેખાઇ પછી તૂટી જાય એવી મિત્રતાઓ જ્યાં ત્યાં જોવામાં આવે છે. એક તે એક, બે તે બે, પણ ઈશ્વર સર્વશક્તિમાન, તે એકના બે પણ વારંવાર બનાવી રહ્યો છે!—વક્રોક્તિ, કેમકે કર્તા જાણે છે જ કે બેવફાઈનું ઉત્પાદક કારણ માણસની પોતાની કુપાત્રતા છે. તો શું અમારા બેનો અભેદ પણ, પૂરેપૂરો જામવા ન પામ્યો હોત તો તૂટી જાત ખરો કે? સંભવિત છે ખરું, ના કેમ કહેવાય! મતલબ કે છેલ્લી ત્રણ લીટીનો અર્થ જરા ક્લિષ્ટ છે. **બતલાવે** બતાવે માટે સુરત ભરૂચમાં વપરાય છે.

**તારનાર** સેવિયરઃ આ ખયાલ વૈષ્ણવ અને ખ્રિસ્તી ધર્મની વિચારમાલામાંનો છે. **અહંકાર** અહંત્વઃ ગર્વ કે અહંભાવ કરતાં વધારે વ્યાપક અર્થ લેવો. **આવેશ** ઊર્મિ, જુસ્સા. **ઉદ્દેશ** જીવન શા અર્થે તેને લગતા સિદ્ધાન્ત. અને આવા પૂરેપૂરા અભેદમાં ખાસ તાજુબી એ છે કે મૂલ પ્રકૃતિએ હું ઊર્મિપ્રધાન તરંગી, ડહોળો, ઉછાંછળો છું, તું શાંત નિર્મલ સુધામય છે. મ્હારામાં સમુદ્રના અવગુણ અને ત્હારામાં ચંદ્રના ગુણ હોવાથી જ આપણ બેનું અદ્વૈત ઇંદુ–ઉદધિના જેવું કુદરતી અને ટકાઉ છે. પોતાના અવગુણ અને મિત્રના ગુણ ઉપર ભાર દઇને બાંધેલી આ રૂપકજોડ વખાણવા લાયક છે. એમાંથી ધ્વનિ પણ સારું નીકળે છે કે સ્થાયી મૈત્રી ઊંડા (પણ એક બીજા સાથે આખડી ન પડે એવા) પ્રકૃતિભેદનો પાયો માગે છે. **ઉછળાઈ,** હિન્દુ લેખક અહીં 'ઉછળંત' લખત. ૩ **જગતવાઈ** જગતનાં દુઃખો જગતની લાહ્યોથી ત્રાહિ બચાવ! બચાવ! પરદુઃખે વારંવાર બળતો અને ઝળતો હોવાથી જ મ્હને ત્હારી શીતળ છાયા અને શુદ્ધ નિવૃત્તિ (સાત્વિકતા) કેટલી તો ઠારે છે, તે માપવાને પણ હું અશક્ત છું. તું સંગથી, તું–મય, તું જ થઈ ને હું પણ ત્હારા જેટલો પવિત્ર બની શકું છું. ૪ **હૃદય વિસ્તાર** દિલની મોટાઈ, ઉદાર સમભાવ, દિલાવરી. **ગુંજકર** ભમરો, કવિ જેવો ઊર્મિલ અને ગણગણતો ભમતારામ. કમલ મૂલ નાખી એક સ્થળે

ચોંટેલું રહે છે, આસપાસ પાણીની શીતળતામાં. આ રૂપકનોટ પણ પોતાની અસ્થિરતા અને મિત્રની સ્થાયી સૌમ્યતા આગળ કરે છે. **દયામધ્યબિંદુ.** જેના આત્મા જેના ચારિત્ર્યનું મધ્યબિન્દુ કે બીજમાંથી તમામ પ્રવૃત્તિકિરણો ચોદિશ ફેલાય, તે જાણે સ્વયમેવ દયા, મૂર્તિમતી દયા: હે મિત્ર, ત્હારું નામ છે તેવા જ ત્હારા ગુણ છે. પણ રખે આને ભાટાઈ, ખુશામત કે અતિશયોક્તિ ગણી સુગાતો! હું તે તું, તું તે હું–ત્યાં કયો કયાની ભાટાઈ કરવાનો! પ્રેમોત્થ આનંદ કે શોકના અતિશયમાં થોડીઘણી તાણીને વધારેલી ઘટના અથવા દુરાકૃષ્ટ વિચારણા ( કન્સીટસ ) આવી જ જાય; તે કુદરતી અને અનિવાર્ય હોવાથી દોષ નહીં પણ વિષયને ઘનત્વ ( સોલીડીટી ) આપનારો ગુણ છે.

અહીં સાગર–શશીનું રૂપક અનુપમ રીતે વપરાયું છે તે ઉપર આવી ગયું. પણ એ વિષયનો સામાન્ય વિચાર કરતાં સાગર–શશી, શશી–કુમુદ, રવિ–કમલ, ચાતક–મેઘ, આદિ યુગલોનો ઉપયોગ કરવાની કવિતારૂઢિ સંસ્કૃત કવિતામાંથી ગુજરાતીમાં આવી છે એવી કવિતારૂઢિઓ ( પોયેટિકલ કન્વેન્શન્સ ) નો જે જમાને અતિ ઉપયોગ જોવામાં આવે તે જમાને કવિતાની સજીવનતા પૂરતી નથી, ઘટી ગઇ છે, એમ જાણવું. સજીવન કલ્પનાશક્તિ પોતાના વક્તવ્યને માટે નવી નવી રચનાઓ જ પસંદ કરે છે. જૂના ઢાળોની, અને મોટે ભાગે જૂનાં શબ્દ-ચોસલાં વાપરી વાપરીને કવિતાનો મોટો જથો દાયકે દાયકે ઉપજાવવામાં આવે છે. પરંતુ એ જથામાં કવિતા ભાગ્યે હોય. તાજેતર તેમ શિષ્ટ કવિતાનાં અનુકરણ પણ ઘણાં થાય: અને આમાં બે વાત છે. **ઉછરતો લેખક અનુકરણો દ્વારા સ્વતંત્ર લેખનશક્તિ અને સંકલના–શક્તિ ઉપજાવી શકે છે. પણ વર્ષો જાય તથાપિ જે લેખક અનુકરણ શક્તિથી આગળ વધેલો અને પોતાની કલ્પના અને સુરુચિસંવાદી વિવેકશક્તિ ઉપર ઊભેલો દેખાય નહીં તેવા લેખકની કવિતા ઉતરેલી માલા છે, તાજી નથી.**

## ૩૩ સ્મારક: ચંદ્રવદન ચિ. મહેતા

ચૌદ સોનેટોની પુસ્તિકા કવિ લેખે શ્રી ચંદ્રવદનનું પ્હેલું પ્રકાશન. તેમાંના મ્હારા પ્રવેશકપાનાથી તથા 'કવિતા શિક્ષણ' ના મ્હારા નિબંધમાં એમની એક રચના ઉપર મેં વિગતવાર ટીકા કરેલી તે ઉપરથી વાચક, આજે એમની કવિતાઓનો સમૂહ જોતાં જાતે જોઈ શકશે કે આરંભમાં એઓ કેટલા

વધારે આકર્ષે છે લ્હારાં લોચન" એ તો માત્ર પ્રેમીની શિષ્ટ સભ્યતાએ મર્યાદિત ઉક્તિ છે: એને પ્યાસ તો છે સંભોગની; તથાપિ એ આમ "લોચન" શબ્દ બોલે છે, તે ઉપરથી તે જ કાપીને તેના હાથમાં મુકી દેવાનું ઘોર બીભત્સ કૃત્ય એ વર્ણનનો મુખ્ય બનાવ, એવા મધ્યકાલીન રસવૃત્તિને જ આનંદ આપી શકતા કાવ્યને હું તો ઉચ્ચ ગણી જ શકું નહીં. આખ્યાન-કાવ્યો અતિ વિરલ હતાં ત્યાં લગી એ જાતિનો મોહ આપણા રસિકોમાં પણ વધારે પડતો ચાલ્યા કરેલો. હવે એમ નથી. વળી ભાઈ શ્રી બેટાઈએ તેના પછી અનેક સર્જનો આપણને આપ્યાં છે, તો તેમાંથી મધ્યકાલીન રુચિને પ્રિય સ્થૂલરસના દોષથી મુક્ત એવી એમની એક કૃતિમાંથી આ ટુકડો લઉં છું.

**પ્હાનો**: માતા કે ધાવના થાનમાં વખત થયે દૂધ ભરાઈ આવે છે તે. **તાત**: વ્હાલા; આ સંસ્કૃત પ્રયોગ છે. **એક વાર**: એ પણ સંસ્કૃત પ્રયોગ. એક નો અર્થ આવા અન્વયમાં સંસ્કૃત ભાષામાં રૂઢિબલે અનન્ય અદ્વિતીય સર્વોપરિ એવો થાય છે. **દળતાં**: હૈયાંને દળી દળીને ચૂરો કરતાં. **૨૦ લખતા**: આલેખતા. પંડિત કવિ 'क्षणे क्षणे यन्नवताम्' એ જાણીતા શ્લોકાર્ધને ગુજરાતીમાં ઉતારે છે. ૩૦ એ ભાર ઓછો થવા વિષે નિરાશા. ઉદ્ધાર શબ્દ આ પ્રમાણે વાપરતી શૈલી અતિસંસ્કૃત. ગુજરાતીમાં અતિસંસ્કૃતતા તે શિષ્ટતા, તે ઉચ્ચ, તે કવિત્વ, એમ માનતો પંડિતવર્ગ ઘટતો જાય છે.

**૩૧ આશામંત્ર સનાતન** આનો અર્થ સ્પષ્ટ નથી. ગીતા પ્રકરણમાં મહાભારત શ્રીકૃષ્ણ હને અર્જુનને કહેવડાવે છે. "दिव्यं ददामि ते चक्षुः" એટલા ઉપરથી તે સનાતન આશામંત્ર કેવી રીતે બની ગયો એ રહસ્ય વૈષ્ણવ ઊર્મિલો જ જાણતા હોય તો ભલે! **૪૩-૫૦** અને એક શિશુ મૃત્યુ પામે છે એક પિતા માતા વિરહે ઝૂરે છે, એમ નથી. ઘેર ઘેર રોજ ને રોજ જેને જેને આવા અનુભવ વીતે છે તે તે દરેકને તે અસહ્ય થઈ પડે છે. જુવો સ્મરણસંહિતા પ્રગટ થતાં તે વખતે એનું મેં સાહિત્ય માસિકમાં કરેલું અવલોકન. જુવો ગો. મા. ત્રિ. કૃત લીલાવતી જીવનકલા.

**૫૬** જીવનને ગૂઢ રીતે. એ બાળકોની સ્મૃતિઓને સંભારી સંભારી ઘોળી ઘોળી માબાપ કાલક્રમે કંઈક શાતા મેળવે છે. કવિ કહે છે આ દુઃખશમનનો ચમત્કાર સ્મૃતિઓ કરે છે. વ્યવહારુ જગત કહે છે કે દુઃખ ધીરે ધીરે કાલબળે. બેમ

આવ્યું કોણ? અહીં કવિ તો આગળ વધીને એ સાંત્વનાના કારણને નવો અદ્ભુત સર્જનતંતુ પણ કહે છે. આ અતિશયોક્તિ નથી? સ્વીકારૂં છું કે વિરહદશાના ઉત્કટ દુઃખમાં દુરૂહ તર્ક, કલ્પના આદિ માણસને માટે કુદરતી ચિત્તવ્યાપાર છે; ઊર્મિશીલોને દુરૂહ તર્કોને યોજ્યા કરવામાં ઉચ્ચ કરુણરસ પણ લાગે.

## ૩૬ સ્મૃતિશેષ વડીલ પૂર્વજ આગળ નવીનનું પ્રાયશ્ચિત્ત :

**ન્હા. દ. કવિ :**

રા. રા. ન્હાનાલાલનું અછાન્દસ "ડોલન" ઘણાને અપ્રિય છે; મેં તો રા. રા. નરસિંહરાવ અને રમણભાઈની માફક પ્રથમથી જ એની વિરુદ્ધ અભિપ્રાય જાહેર કરેલો છે.† એને અપદ્યાગદ્ય, શૂન્યલક્ષણ, વિકટમાનક, વાકછટા અને વાગ્ડંબર પોષક, ટુંકી ટુંકી પંક્તિએ પાના ને પાના ભરી મોટા કદનાં આભાસ ઉપજાવતું, અટકમક, વર્ણસગાઈ આદિ કેવળ શાબ્દિક ચમત્કારવાળું, વગેરે મોટાંન્હાનાં લક્ષણ અપલક્ષણોવાળું જણાવેલું જ છે.

શ્રી ન્હા. સાચા કવિ છે અને પદ્યોમાં અને પદ્યોમાં એમણે અત્યુત્તમ જાતિમાં રચેલી કૃતિઓ ઊંચી છે. વિ. સં. ૧૯૦૧ થી આજ લગીમાં રચાયલી કોઈ પણ ગુજરાતી કવીએ અમર (અર્થાત્ ચિરંજીવી) નીવડે તો આ ગંભીર પ્રાયશ્ચિત્તકૃતિ અમર નીવડશે એવું મ્હારું અધીન મત છે. અને વાંચનારને સૂચવું છું કે એક વ્યક્તિનું પોતાના આત્મા આગળ પ્રાયશ્ચિત્ત, એટલો જ એ પંક્તિઓનો અર્થ નથી. સુધારા અને દેશોદ્ધારને નામે સંસ્કૃતિના પરંપરાપ્રાપ્ત સાતત્યની સાંકળ તોડી નાંખીને અનાર્યતામાં અને ક્રાંતિમાં ઝંપલાવતા પશ્ચિમમોહિત કે કોઈ પરંપરાપ્રતિકૂલભાવનામોહિત ઝમાનાનું પોતાના જનક પૂર્વજ અને વડીલ આર્ય ઝમાનાઓની આગળ, વિનમ્ર ભાવે ઢળકાતાં આંસુ સાથે અને ગાલ ઉપર પોતીકા હાથે થપાટ પર થપાટ ચોડતા નવીનનું પુરાણના પાદપંકજે, એ નિખાલસ પ્રાયશ્ચિત્ત છે,—એવો અર્થ પણ એ પંક્તિઓમાં સ્થલે સ્થલે સ્ફુરી આવે છે, તો આપણે એ વિશાલતર, ગભીરતર, સત્યતર અર્થને વળગી, તેને જ મુખ્યાર્થ ગણવો. દલપતરામ અને ન્હાનાલાલને ગમે તેટલા મોટા માણસ ગણિયે, મોટા માણસ એટલે મોટા કણ માત્ર; જે કોઈ

† શ્રી રા. વિ. પા. "ડોલન"ના વિષયમાં ઊંડા ઉતરીને દાખલાદલીલો સાથે શાસ્ત્રીય અને ગંભીર ચર્ચા કરે છે તે જોવી. શ્રી ન્હાનાલાલ પોતે કેટલાક સમયથી સ્વીકારે છે કે એ છંદ નથી.

પોતાને અગર પોતાનાં વિષે આથી વિશેષ દાવો કરે છે તે દરેક ઝખ મારે છે બેશક. એટલે એવા માત્ર વૈયક્તિક અર્થ કરતાં એક ઝમાનાનું પૂર્વજ ઝમાનાઓ આગળ પ્રાયશ્ચિત્ત એવો અર્થ વિશાલતર અને ગભીરતર જ ગણાય. અને આપણા પ્રાંતમાં નર્મદનો દાખલો જાણીતો છે તેવા બંગાળ, પંજાબ આદિ પ્રાંતોમાં પણ થયા છે, એટલે આ સાધારણીકૃત અર્થ વધારે સાચો પણ છે, અને વાંચનાર માત્રને વધુ અસરકારક તો છે જ. વિશેષ સ્ફુટતા માટે જુદા શબ્દોમાં એને એ કહું તો આ પ્રાયશ્ચિત્ત રા. કવિનું પોતાનું વૈયક્તિક કાર્ય છે એ હકીકત સાથે આપણને સમ્બન્ધ નથી; 'સુધારકો'માં "વૈદ્યે પ્રથમ જાતે પોતાનું વૈદું કરવું–ફિઝિશિયન, હીલ થાઇસેલ્ફ!"–એ આત્મશોધક બુદ્ધિનો ઉદય જે ઝમાનાએ અનુભવ્યો, તે ઝમાનાનું આ પ્રાયશ્ચિત્ત છે. રા. ન્હાનાલાલના આ કાવ્યની સાથે એમના જીવનના બીજા કોઈ ક્ષેત્રની સક્રિય પ્રતીતિઓનો કેટલો ને કેવો મેળ છે તે તપાસવાનું કામ આપણું નથી. ભાવનાઓ, વિચારણા અને જીવનચર્યામાં વિસંગતિઓ નામે નહીં, એવો માણસ અત્યન્ત વિરલ. વળી દરેક દેશના સુધારકોની કવિતામાં કર્તા (કવિતા કલાથી જાણ્યે અજાણ્યે દબાઈને) આચારમાં કે વિચારક લેખે પોતે હોય તે કરતાં, વધારે રૂઢિરક્ષક હોવાનો જ. આટલા લંબાણ વડે પણ આવા મોટા વિષયનું અછડતું દિગ્દર્શન જ કરાવી શકું છું તેથી જ વાચકે સન્તોષ માનવા કૃપા કરવી. વિષયના ઐતિહાસિક સ્વયંપર્યાપ્ત નિરૂપણ માટે જુવો 'સોહરાબ અને રુસ્તમ' એ મ્હારું વ્યાખ્યાન.

'પિતૃતર્પણ' કાવ્યના ૧૦૧ અનુષ્ટુપોમાંથી અહીં ૩૮ જ લીધા છે, તેમાંથી પ્હેલા ૨૦ દલપતરામને વા કોઈપણ એક વ્યક્તિને કેટલા લાગુ પડે, એ મતભેદનો વિષય બને, તે કરતાં આપણા પૂર્વજ વડીલોની આર્યતાને તે કેટલા લાગુ પડે, એ વિષે બહુ જ ઓછો મતભેદ થવાનો, એમ માનું છું. વીશ અનુષ્ટુપ પૂર્વજ પ્રશસ્તિ, નવ પ્રાયશ્ચિત્ત, અને નવ પિતૃદેવો ભવ એ મહામંત્રના શ્રવણના, એમ કવિતાના ત્રણ વિભાગ ચોકખા પડી જાય છે. આ નમૂનો અહીં છાપતાં કર્તાની જોડણી અને વિરામચિહ્નોની વિચિત્રતા ત્યજી દીધી છે.

કર્તાની કલમ મોટે ભાગે રોમાન્ટિક શૈલીવિહારી છે, તે આ દાખલામાં પણ દેખાઈ આવે છે.

૧ **વસંત** દલપતરામની પુણ્યતિથિ, ઈ. ૧૮૯૮–૩–૨૫: વિ. ૧૯૫૪–૯–૩: શુક્રવાર. તો હું એ સ્મરણોનો પ્રેરિત રસહોરી ગાવાને ઠેકાણે પિતાની છબી જ

દૃષ્ટિ સન્મુખ કરું. **છબી :** ગુણોત્કર્ષોએ નિર્મિત સૂક્ષ્મ આકૃતિ. ૩ પુણ્યશ્લોક વિખ્યાત, ખાસ કરીને વિશુદ્ધ સાત્ત્વિક ચારિત્રને માટે વિખ્યાત: નલ; યુધિષ્ઠિર, હરિશ્ચંદ્ર જેવાને જ લાગુ પડે. ૭ પંક્તિનો પૂર્વાર્ધ ખટખચટ છે; પંક્તિ ૧૯, ૩૨, ૫૦, ૬૨ અને ૬૬ના પૂર્વાર્ધ પણ પ્રવાહી નથી. પણ છોતેરે પંક્તિ એક જ ઢાળમાં વહે એવું કૃત્રિમ માધુર્ય પણ કોઈને જ રુચે. ૮ આત્માનો અન્તશ્ચક્ષુ આગળ ખુલતો મહાસાગર બાહ્ય મહાસાગરથી જરા ય ન્હાનો નથી. એમાંનાં મોતી જરા ય ઉતરતાં મૂલ્યનાં નથી.

૭ અને ૯ સંસારથી દૃષ્ટિ સંકેલી લીધી, બ્રહ્માંડથી ચક્ષુ વાળી લીધાં, આ શબ્દોમાં દલપતરામ નામે અમુક વ્યક્તિની કાયા અમુક વયે પ્રજ્ઞાચક્ષુ બનેલી, એવો અર્થ હોય પરંતુ અહીં આપણને તે સાથે નિસબત નથી. દલપતરામને જ અગર કોઈ પણ એક વ્યક્તિને જ લાગુ પડે એવો આ પ્રથમની ચાળીશ પંક્તિઓનો અર્થ, આપણે મુખ્યાર્થ નથી ગણવો. આપણા આર્ય વડીલોના આખા વર્ગને, તેમનામાંના ઉત્તમ ભાગને, લાગુ પડે તેટલો જ અર્થ લેવો છે. પુત્ર તો પિતાના ગુણોને વધારીને વર્ણવે તેને આપણી સંસ્કૃતિ જરા ખોટું ગણતી નથી.

**૧૨ પરમાનંદ** પરબ્રહ્મને જ સુલભ એવી શાંતિ. ૧૫ ત્હમારી સારપનો લાભ મેળવનારાઓએ ત્હમને આશીષોનો બદલો આપ્યો. ૧૬ આ કૃતિમાં બેચાર ઠેકાણે ઉપનિષદોનાં અમર વાક્યોની છાયા કુદરતી રીતે આવી જાય છે. **દેહી કેરો મહારથી** નરનારાયણની અખંડ જોડ. **ઇંદ્રિયોના અશ્વ** એ ચરણ કર્કશ લાગે છે.

**પ્રભુની દિશામાં** રેખા માત્ર પણ આડુંઅવળું ફંટાયા વગર. વિષયો (૧) સામાન્ય અર્થ; (૨) પ્રદેશો.

**૧૮ યોગી,** કર્મયોગી, નિષ્કામ કર્મયોગી. ૧૯ સૌ ડાળીઓ સંસારવ્યવહાર, જ્ઞાન, તપ, ભક્તિ ચારે. ૨૦ મૂલમાં અહીં છેલ્લો શબ્દ યે છે યે=પણ, **એ**=ડપલી.

મૂલમાં અહીં લગીના **૫૫** અનુષ્ટુપમાંથી ૨૦ જ લીધા છે. દલપતરામને જ લાગુ પડે એવા તો ખાસ છોડી દીધા છે. અહીંથી અંત સુધીના **૧૮,** મૂલમાં પણ **૧૮** જ છે.

૨૧ **પિતૃભાવ** પિતા માટે આદરભાવ હોત તેના જેવાં આચરણ,'કુલીન બાલકનાં આચરણ, છાંડી સ્વચ્છંદે અરે વિરુદ્ધ ભાવે વર્ત્યો. **ખડવું** ચ્યુત થવું. કાઠિયાવાડી બોલીમાં સાંધો હાડકું કે અંગ 'ખડી ગયું'' કહેવાય છે.

૨૨ અવમાનના કરી, સત્કારવા જોઈતા હતા, મેં તો તુચ્છકાર્યા; આદરભાવથી વર્તવું જોઈતું હતું, મેં ઉલટી જ વર્તણુંક ચલાવી; કિશોરવયમાં અને ગદ્ધાપચ્ચીશીમાં કહો કે ઉછાંછળી બેસમઝ પાશ્ચાત્ય પચ્ચીશીમાં—'સરસ્વતીચંદ્ર'માંના 'ઉદ્ધતલાલ' જેમ વર્ત્યો. **ગારો કાદવ** શબ્દ એટલો તો આકરો છે, કે મૂલમાં આ પંક્તિનો પ્હેલો શબ્દ **ને** છે, ત્યાં મેં **રે** લખવાની છૂટ લીધી છે. આગળ "ઝેર કીધા" "પંક," "અળવીતરાં" (અવળચંડાં વર્ત્તન) વગેરે પણ એટલા જ સખ્ત છે. પશ્ચાત્તાપની તીવ્રતાની છાપ વાંચનારના મન ઉપર પૂરેપૂરી ઉપસાવે છે. ૨૪ મ્હારા આત્માનું છીછરાપણું હણ્યું; મૃત્યુનો આ ઘા એવો વાગ્યો કે હું ઊંડો થયો, મ્હારી દૃષ્ટિ આખી યે ફરી ગઈ; આર્યતા મ્હારામાં જન્મવા પામી, અને આ નવા તેજે હું જોઈ શકું છું, જે એ તો મ્હને જન્મની સાથે જ આપેલો શ્રેષ્ઠ વારસો હતી. મ્હારા અતીવ નિરંકુશ ઉધમાતોમાં પણ હું ઉખડી ન ગયો, તેનું ખરું કારણ, મેં આજ લગી સ્વપ્ને પણ ધારેલું નહીં એવું, અર્થાત્ આ આર્યતાનો વારસો હતું, એ પણ હું હવે જ જોઈ શકું છું. ૯૭ પણ જ્યાં જ્યાં માટી–કાદવ–પંક હોય ત્યાં ત્યાં પંકજ (કમલ)–કે પંકજ ઊગી નીકળવાનો સંભવ–માનશો ૨૬ **સંચવું સાંચવું:** મહામૂલ્ય વસ્તુને સંભાળથી ઊંડી ગુપ્ત મુકવી, "સંચ"માં સુરક્ષિત રહે એમ. તેં ને ઠેકાણે મૂલમાં બીજે એ છે.

૩૦ હો: થાય. કો ભૂતકાલ=અદીઠ સિંધુ તેનો મહાધ્વનિ, આકાશવાણી શો, ઘેરા તુમુલ તોફાનના મહાઘોર શો ઘોરતો, સમસ્ત જીવનના સાર રૂપ, પ્રભુના શબ્દ જેવો ચંદ્રની જ્યોત્સ્નાધારા શો, સુધામય, કારમો પણ દિગ્વિજયી અને નિર્ણાયકઃ વિશ્વકોલાહલને પ્રભુનો શબ્દ શમાવે, ઘોર અંધકારને ચંદ્ર ઉજાળે, તેમ મ્હારી બાલ્યકાળથી આજ લગીની મુઝવણો, તોફાની ઊર્મિઓ, ગેબી બંડવૃત્તિઓ, સર્વને શમાવતો, ઉજાળતો, જીતતો: ચારિત્રને નવે નામે ખીલવનાર બીજ જેવો બીજમંત્ર, અવિરામ, અજેય શાંતિસિદ્ધિ મંત્ર. ૩૭ પુરાણાં એ યુગોને યે એમ વાંચતા બે ય સાથે બોલવા સાંભળવા નહીં પરે.

૩૮ પિતૃદેવો ભવ પ્રિય. હે વ્હાલા તું પુત્ર, તું તર એ જ અમારી પણ અમરતા : તું અમ મુકાબલે સવાઈ થા, એ જ અમારી કીર્તિ ઉપર પણ કળશ! તું ડૂબ, એ તો અમારો પણ વિનાશ. અને માટે, હે તાત, સમઝ, પુરાણી અને સનાતન આર્ય સંસ્કૃતિના તારને તોડનારી ક્રાંતિનો* માર્ગ ત્હારે માટે સમુત્ક્રાંતિનો નથી, ઘોર અપાય અને સત્યાનાશનો છે; આર્ય સંસ્કૃતિના તારનું સાતત્ય સચવાય એવા માર્ગે જ આર્ય બાલકો સમુત્ક્રમશે, ન અન્યથા ન અન્યથા.

આ વિવરણથી સંતોષ ના થાય એવા વાંચનારને માટે ઉમેરવું પ્રાપ્ત થાય છે, કવિતા અને કલાની રીતિ વિચારબીજનું સૂચન માત્ર કરે છે. આ સૂચનને તે મંથનોત્તર શાંતિ નિરૂપવાની પોતાની પદ્ધતિએ બનતું મનોવેધક બનાવી શકે પરંતુ સૂચન તે સૂચન જ. કવિતાકલા પ્રતિપાદન પણ કરવા મંડી પડે ત્યાં જ તેમાંથી કલા–પરી ઉડી જાય : શકુન્તલાનો જન્મ થતાં જ, એ નવાં બાલકનાં પોષણ, ઉછેર આદિ વ્યવહારકર્તવ્ય આવી લાગતાં જ, મેનકા ઊડી ગઈ હતી, તેમ. વિચારના સંપૂર્ણ પ્રતિપાદનને માટે જિજ્ઞાસુએ ઇતિહાસ, શાસ્ત્ર અને ફિલસૂફીનું ક્ષેત્ર ખેડવાનું રહે છે જ.

## ૩૭ તું ગઇ અને હવે : રમણભાઈ મ. નીલકંઠ મકરંદ:

ગૃહિણી ગૃહમુચ્યતે : નરના ચિત્તને સ્વસ્થ, સ્થિર અને એક વર્તુલે રાખતું મધ્યબિન્દુ વહાલી નારી છે, જે વિરલ દાખલાઓમાં માતા કે બ્હેન, ભાભી, પુત્રી કે મિત્ર બનેલી કોઈ વિધવા ( કે હવે શરુ થતા ઝમાનામાં કુમારિકા ) પણ હોઈ

* ક્રાંતિ વ્યુત્ક્રાંતિ : રેવોલ્યૂશન; સમુત્ક્રાંતિ: ઈવોલ્યૂશન; સમુત્ક્રમવું to evolve, સમુત્ક્રમે છે, સમુત્ક્રમ્યું, સમુત્ક્રમશે વગેરે. વિપ્લવ; ડેલ્યુજ, જલ ફરી વળે એવો પ્રલય. નાશ, વિનાશ, પ્રલય=ડિસ્ટ્રક્શન, ડિસોલ્યૂશન, જવાબદાર લેખકો અને વક્તાઓએ આ બારે શબ્દો તેમના અર્થ સ્પષ્ટ અને જુદા જુદા છે તે ધ્યાનમાં રાખીને જ વાપરવા ઘટે. બેજવાબદાર લેખકો અને વક્તાઓના ઉત્પાત ( ઉછાળા )થી ભાષા ખેડાતી, પોષાતી નથી, કે શક્તિવાળી નથી થતી, ઉલટી ડૂબે છે. વારુ devolution ઊર્ધ્વગામી નહીં પણ અધોગામી ક્રાંતિ માટે ગુજરાતીમાં કયો શબ્દ વાપરીશું ? ઈવોલ્યૂશન માટે **ક્રાન્તિ** ન વાપરીએ સમુત્ક્રાન્તિ અને ઉત્ક્રાન્તિ જ વાપરીએ, તો તો ડીવોલ્યૂશન માટે ક્રાન્તિ શબ્દ જ સારો–અપક્રાન્તિ વાપરવાની જરૂર જ ન પડે.

શકે ખરી, તથાપિ સોએ નવ્વાણું કે એથી પણ વત્તા પ્રમાણના દાખલાઓમાં પત્ની જ હોય.

૧ **તાકિતાકી** લગ્ન પછી થોડા જ સમયમાં આ જોડી તુટી એમ બતાવનારો આ એક જ ભાવ કૃતિમાં રહી ગયો છે–આવી ગયો છે. ૨ ત્હારૂં સુખ-દર્શન નહીં, ત્હારો પ્રેમાનુભવ અટક્યો, મ્હારા જીવનનું એ મધ્યબિન્દુ ડૂબ્યું, પ્રેમપાશે નિશ્ચિન્તતા અને નિરાંતની આશે તેમ નવીકરણ–અનુભવે ફરીફરીને જે હું તું કને આવ્યા કરતો તે પૂરું થયું,–ત્યારે હવે પછીનું શું વારું ? ગ્રહો, તારા અને ધૂમકેતુના તરંગ આ તદ્દન સાદી અને વાસ્તવિક બાબતમાંથી આપોઆપ ફુટી નીકળે છે; એનું નામ કવિતાનો ફુવારો—

૫ સુખો, દુઃખો આદિ સૃષ્ટિમાંનું તમામ, સુખદુઃખ તમામ સૃષ્ટિમાંનું તમામ, એમ બેવડો અન્વય લેતાં પણ તાત્પર્ય એ જ. ૬. સજીવન ચિત્તને અક્ષોભ કે જડતા અશક્ય છે; (એને ધ્રુવદશા જેવું ઊંચું મોહક નામ આપિયે તો ય એ જડતા જ); અને તું જતાં અસ્થૈર્ય વધે જ ને. ૭ **જેને ન મધ્યે કંઈ ખેંચનારું**–છાયા, ગ્રહ અને તારા મુકાબલે. ૮ **જાઉં ?** કેટલાક ધૂમકેતુ એક સૃષ્ટિ ખંડ છોડ્યા પછી પાછા કદાપિ ત્યાં આવે નહીં, એમ જાઉં તે જાઉં જ ? દ્વિરુક્તિ ઉપલો વિષય પૂરો થયેલો જણાવવાની સાંકેતિક યુક્તિ છે, ઉપનિષદો જેટલી પ્રાચીન.

આ પ્રમાણે માંડેલો વિષય તો અહીં પૂરો જ થયો, એમ નરી કલા ગમે તેટલી ઉચ્ચ, સૂક્ષ્મ શક્તિસંપત્તિવાળી હોય પણ ખાતરીપૂર્વક જોઈ શકે નહીં. નરી કલા આને લમ્બાવવા જાય, વચ્ચે કંઇક વિશેષ અલંકરણ ઉમેરવા જાય, અને આખું બગડે. નરી સરલતા નરી નિખાલસતાને જ સાધ્ય છે, એટલે કે ચારિત્રગુણ છે, કલાશક્તિ નથી.

## ૩૮ "અરે ન કાં પ્રીતમ...?" : કરસનદાસ ન. માણેક

આ કવિનો કૃતિસંગ્રહ "આલબેલ." પત્નીવિરહ વિષયક બે કૃતિઓથી શરુ થાય છે. બંને મળીને આ વિરહકાવ્ય ૪૯૨ પંક્તિનું છે. તેમાંથી બીજીમાં કવિએ ત્રણ સ્મૃતિઓ ગુંથી છે. તેમાંની વચલી અહીં લીધી છે. મથાળે મુકેલું નામ મેં યોજ્યું છે.

૬ **પદશૃંખલ** : કવિતા રૂપ ભેરી મ્હોરિ પ્રયાસ સૂર્ય તેજને ચરટીવટાંમાં ઉતારવાના પ્રયાસ જેવો જ હસવા સરખો ! આ કવિ કવિત્વમય હોવાની ખ્યાતિ પામેલી અને પરિચિત પદાવલિ કે અલંકારમાલાને બદલે, નવી જ યોજે છે એ એમની ખાસ આકર્ષકતા છે. ૧૦ **સૌંદર્ય વસ્યા** : જેનો આત્મા સુંદરતા છે એવા અર્થાત્ નખશિખ સુંદર. ૧૨ **સ્થૂલ સદ્મ** : પ્રાકૃત દેહ; કુદરતની જે જે ખૂબી તે સ્થૂલ માનવીમાં તે હોય વારુ ! ૧૩ **સુર-આવલિ** : કોયલ ટૌકાના સુરોની નિશ્ચિત આનુપૂર્વી. ૧૪ **અનુરૂપ કાયા** : તેને પ્રતિબિંબે એવી પદાવલી, (કવિતા પંક્તિમાં) શબ્દમાલા. મેં થાકીને આંખ ઉઘાડી ત્યાં પરાગમૂર્તિ, વિશુદ્ધિ મૂર્તિ ત્હને સામે દીઠી. ૧૭ ત્હારા નેત્રમાં કો (અનિર્વચનીય) વિંબ (નિરાકાર—મેં, ભાખું કહી ન શકાય એવું લોકોત્તર અજબ) પ્રતિબિંબ (મગજમાં ખુટ્ટાં ઉઠેલો તેની છબી રૂપ નેત્રઝબક) ઝુલતું હતું—શેનું ? કોઈ દિવાસ્વપ્નનું, કોઈ સ્વર્ગીય-ભાવનાનું. ૨૦ આ પંક્તિમાંનું કો ઉપલા જ અર્થમાં 'નમુલો' સાથે લેવું. અસ્ફુટવાણી=વિંબ. ૨૧ બે ય ઉરો—ત્હારું ઉર અને મ્હારું વિચાર, ભાવોર્મિ, પ્રાણાદિ દરેક બાબતે એક જ ધબકારે ધબકતાં હતાં. ૨૪ **સમાધિ** : મૌનદશા. ૨૫ બંને : અમે બંને રસાળ : ઉત્તમ જાતિનો આંબો. ઉરની : અમારાં ઉરની. વાસંતી લાગણીઓ આપણે ઝીલિયે, અનુભવિયે છે તેમ સૌ કોઈ અનુભવે એમ કાં ન બને વારુ ?—એ અમારી ભાવનાને સૌ સમજે એવા મૂર્ત રૂપમાં નિરૂપવાની ચાવી અમને જડી. આ કોયલ-ટૌકાથી આપણાં ચિત્તંત્ર સાથે રણઝણી ઉઠે છે તેમ સૌનાં......૩૧ વસંતના—જીવનના : વાસંતી ઊર્મિઓ જીવનમદનો જીવનના યૌવનના અર્ક, તેના સુરો. ૩૩ **રસની સમષ્ટિ સ્થાવી સર્વત્ર** : કુદરતની પ્રત્યેક વસ્તુમાં પ્રેમી બનવાનું તેમ સામા પ્રેમીને આકર્ષવાનું વળણ સંપૂર્ણપણે આ રસની અધિષ્ઠાત્રી ઋતુ પ્રગટાવે છે. ૩૬ પંક્તિ ૨૫ અને ૨૬ માં અપૂર્ણ રાખેલું પ્રશ્ન વાક્ય કવિ આહીં પૂરું કરે છે. પોતાના વક્તવ્યની છાપ પૂરેપૂરી ઉપસાવવાની આ સાદી યુક્તિ કવિએ જેટલી સહજ રીતે તેટલી જ આબાદ વાપરી છે. ૪૦ સખિ—ત્હારાયે : આ બધું મનનું હજી મનમાં જ રહી ગયું છે; ત્યાં તો તું ત્હારો સાદ, ત્હારી સુરાવલિ પણ—હજી તો ભોગવવાનો આરંભ માત્ર થાય છે. એટલામાં જ-શમો છો, વિરમો છો, 'હમણાં તો હતાં પણ હવે નથી' એવાં બની જાવ છો ! ૯

'૪૧–૪૪ ગુજરાતી કવિતાના ઉત્તમોત્તમ શ્લોકોમાંનો એક. શ્લેષ અને પંક્તિમાંની વર્ણસગાઈ શબ્દાલંકારો જ છે, અને અલંકારોમાં શબ્દાલંકારની જાતિ શૂદ્રની છે; વળી વિશેષણ, કૃદંત કે કોઈપણ એક જાતના શબ્દોનો સમુચ્ચય આણવાની યુક્તિ યે નથી અઘરી કે નથી વિરલ; પરંતુ **સાધનસામગ્રી ત્યારે સાદી અને પરિણામ ત્યારે અદ્‌ભુત,—એનું નામ ચમત્કાર.** તું જેવી સાક્ષાત્ અનંગ (કામદેવ) મૂર્તિના ઉમંગો અનંગ (શરીરહીન) બની ગયા એ ઉમંગો પણ ત્હને છાજે એવા જ—જડભૂત શુષ્ક રુદ્ધ ઉરોને હરી લ્હેતાં રસાસ્વાદી રસવિનિમયી, પ્રેમજીવન ભોગવતાં અને ભોગવાવતાં બનાવવાના એ ત્હારા કોડ.

**૪૫–૪૮** પંક્તિ ૪૫ નબળી છે. 'કુસુમ સૌ દલ સૌ વસનો ત્યજી'—એવો અર્થ છે. ચિમળાઈ ખરી જાય કણ પણ રહે નહીં તે પછી પણ ફુલના રસ અને સુગંધ વાતાવરણમાં ફેલાઈ રહે છે.

**૫૧–૫૨** ખરી રીતે આ ન્હોતરાં રૂપ, સંગીત, ગંગા, વસંતઋતુ પોતે લ્હેવડાવી રહી છે. તેમાં ત્હારો સુર–મ્હારો સુર–સૂર્યના જળહળ જ્યોતિમાં ઘરદીવડાં જેવા જ ને. પરંતુ, આપણે પ્રયત્નબલે અતિક્ષુદ્ર, આપણે એ સાથે સાથે કરિયે, એ જ આપણી લગ્નગ્રંથિનું અદ્વૈત.

બીજી કડીમાંનું રૂપક ફરી યોજીને સમાપ્તિ કરી છે. છેડાછેડી જેવા છેક ઘરગથ્થુ પ્રયોગ વડે પ્રેમનું અદ્વૈત સૂચવી દીધું છે.

## ૩૯ વત્સલનાં નયનો : મણિશંકર ર. ભટ્ટ કાન્ત

જેટલું નાજુક–સુન્દર તેટલું શોકમય સંગીતકાવ્ય.

પુરુષને સૌથી વ્યાપક ઊંડા ઊંચા સ્નેહ બે :—(૧) ભાવના અને કર્તવ્યનો; (૨) પોતાનાં બાલકોની માતા થયેલી પ્રિયતમાનો. બંને બીજકોમાંથી ફુટતા સુખ–દુઃખતન્તુઓ આખા જીવનમાં વ્યાપી રહે છે.* ભાવનાબલ કે

* સુખતન્તુઓ અને દુઃખતન્તુઓ બંને. માટે જ સુખવાદની ફિલસૂફી (હીડનિઝમ)–સુખ શબ્દની વ્યાખ્યા ગમે તેટલી સાત્ત્વિક બનાવતાં પણ, જીવનનાં સૌથી મૂલ્યવાન ઊંડાણો કે ઊંચાઈઓને આંબી શકતી નથી. અને આગળ ચાલતાં, માટે જ કલાઓ છે ફિલસૂફીઓની મોટી બ્હેનો, ન્હાની બ્હેનો કને પોતે શીખે તે કરતાં તેમને વધારે શીખવે એવી. માનવીનું જીવન "સુખદુઃખ હિન્ડોળો" છે, એ મહાસત્ય કલાઓને તો પ્રત્યક્ષાનુભવ છે.

સંજોગો પુરુષને તેના મુખ્ય જીવનવ્યવસાયમાં નાખે છે, એવો કે પામર જનો જેને "ભોગ" કહે. તે તમામને ભોગે એ કર્તવ્ય તો બજાવવું, તે જ એનો સાત્ત્વિક ભોગ, એનું સાચું જીવન, એની મુક્તિ બની રહે છે. અને ઝમાને ઝમાને કેટલાક અત્યન્ત ઋજુદર્શી આત્માઓનું મહાકર્તવ્ય ધર્મપલટાનું પણ બને. નિર્જીવ, જૂઠો કે પાતકી લાગતો ધર્મઢોંગ, વ્હેમ કે રૂઢિગોંફ તજીને સાચો સજીવન ઉદ્ધારક ધર્મ મેળવવા મથવાનું રૂપ ધરે ત્યારે (૧) અને (૨) વચ્ચે ઘોર વિરોધ પણ જામે જેથી કુમળાં હૃદયો પ્રજ્વળી ઉઠે. બંને વફાદારીઓ છે પણ એવી કે એક ચડાઈ કરે તેમ તેમ બીજી ઉલટી દૃઢમૂલ બને !

પ્રિયતમા સાથે શી રીતે આવે ? નહીં જ આવે ! એ લાગણીનો આ ઉદ્‌ગાર છે. **મ૦** ખાનગીમાં પત્ની સાથે ધર્મસાહિત્ય વાંચવાચર્ચવાના પ્રયત્નો ફરીફરીને કર્યા કરતા; મુખ્યત્વે બાઇબલ અને સ્વીડનબોર્ગમાંથી ચૂંટેલા અંશો, કેમ કે "શબ્દ" ( ઈશ્વરવાણી ) ની દિવ્ય શક્તિમાં એમને અવિચલ શ્રદ્ધા હતી. ઈ. ૧૮૯૭ની બીજી કૃતિઓ આની સાથે વાંચવા જેવી છે—પૂર્વાલાપ ફરી છપાય ત્યારે ૧લી આવૃત્તિનો ( જાણીને મચડેલો, પડદા લેખે જ ગોઠવેલો ) અનુક્રમ છોડી દઈને એમની કૃતિઓ કાલાનુક્રમે જ છાપવી. એવી ગોઠવણીથી આગલી, પાછલી એકબીજી ઉપર સારો પ્રકાશ પાડશે.

**તિમિરાશયનું ગહન** અતિગહન તિમિરાશય : ભવિષ્ય, કશું સુઝે જ નહીં એવું ઘોર અન્ધકારમય. એમાં પડતાં આછાં આછાં સ્વપ્નાં જેવું આટલું જ દેખાય છે, કલ્પાય છે, કે પ્રિયતમાને તજીને જાણે **વિધુર** થયો હોઉં એવું જ જીવન અન્ત લગી ગાળવું પડવાનું. હું ખ્રિસ્તી છું, ક્રાઈસ્ટ મ્હારો ત્રાતા અને ઈષ્ટદેવ એ જાહેર કરું, અને પ્રિયતમા આ ધર્મફેરમાં મ્હારી સાથે ન આવે, ન જ આવે ને !–એટલે મ્હારે એને તજવી જ ને, એ મ્હને તજે જ ને. એટલે હું વિધુર, એ વિધવા—આટલું સિદ્ધ : બીજું કશું જ નથી સુઝતું. હું મ્હારું લાગ્યું તો જાણે સહુ; પણ એ યે રોયા કરે, રોયા જ કરે, આખો જન્મારો, એ એના ભવિષ્યની રેખા પણ અચુક દેખાય છે, અને તે **કેમ સહી શકાય** વારુ ? **વત્સલ** શબ્દ વાપર્યો છે પડદા માટે; અર્થ પ્રિયતમાનો છે; બીજી કડી પણ પ્રિયતમાને જ લાગુ પડે છે. **વિધુર** શબ્દ પણ એ જ અર્થ સાથે બેસે. **દોષભર્યાં** મ્હારો દોષ એ હૃદયમાં બિલકુલ નથી વસતો, વિશુદ્ધ સ્નેહસરોવરમાંની સારસ જોડી જેવાં એ નયન મ્હારી તરફ દયા-સ્નેહભાવે ઉભરાઈ જાય છે. (શ્રી ભૃગુરાય અંજારિયા

અહીં સારસ=પક્ષ એવો અર્થ સૂચવે છે. ) દુનિયાના જણમીના જણમ કોઈ પણ શય્યામાં રૂઆવા શકશ, તો આ શય્યામાં રૂઆય, એવાં એ! એ શયન ઉપરનો મ્હારો અધિકાર કેંઈ હઇને હું તે ક્યાં હરી શકવાનો! મણિભાઈના હૃદયની કરુણ અવળાઈ આ—એ ભંક્ત બનવા તલસે છે, વ્યક્તિસ્નેહ (ભક્તસ્નેહના હાથીપગલાંમાં આવી જ જાય એ દૃષ્ટિ છે જ નહીં એટલે ) છોડી નથી શકતું, અને ઝુરે છે. આ સ્થિતિમાં ઉપર કહી ચુક્યો છું તેમ આ બે વફાદારીઓમાંની એક ઘસારો કરે તેમ તેમ બીજીની જડ ઉલટી વધારે બાઝે! સારસ જોડી, નર, માદા, સાથે સાથે જ આથાંપાછાં તરે છે, તે આ ઉપમામાં સાધારણ ધર્મ છે. નરમાદા વચ્ચે સ્નેહ "પરિપૂર્ણ" એ ગુણ અહીં સૂચનબળે નાયકનાયિકાને સમર્પાય છે; અને જોડી તૂટવાની નવી સ્થિતિ=દુઃખપરિપૂર્ણતા, એવો ધ્વનિ સંગીતથી વાતાવરણમાં જગતા પ્રલંબ સુરની મારફત ઉત્પન્ન કરવામાં કૃતકૃત્ય બને છે. આ ધ્વનિ પ્રથમ વાંચને બરાબર નહીં બેસે, સંગીતવાતાવરણ જામ્યે બેસી જશે.

## ૪૦ મૃગચર્મ : દેશળજી કા. પરમાર

છન્દ ભિન્ન છન્દોના સુઘટિત મિશ્રણની પ્હેલ કાન્તે "વસન્તવિજય" (૧૮૯૯)થી કરી (વ્રજકવિતાની પરંપરાનો આ અંશ ઉપાડી લઇને.) શિખરિણીને અભ્યસ્ત કરવાની પહેલ પણ એમણે જ "ઉદ્‌ગાર" (બુદ્ધિપ્રકાશ માસિક—૧૮૯૦) એ ન્હાનાં ઊર્મિકથી કરી. પ્હેલી જાતના મિશ્રણમાં વિવિધતા વધી જાય તો કૃતિની સમગ્ર એક જ છાપ પડવી જોઈએ તેમાં વિઘ્ન આવે એ દેખીતું છે. કડીની અંદર તો વળી મિશ્રણ કરવામાં વધારે ચાતુર્યની જરૂર છે, અને અતિમિશ્રણ કે અનુચિત મિશ્રણ થઈ જવાનો સંભવ વધારે છે. **ક્રીડન્તી** જેવામાં પ્હેલો વર્ણ લઘુ ગણવાની, **પરિચિત** જેવામાં રિ ગુરુ ગણવાની છૂટ ટીકાપાત્ર છે.

૧ આ (મ્હારા પગ તળે પાથરેલું ?) મૃગચર્મ **પુરપથ** રસ્તે રમતી બાળાની ઉટની ચુંદડી જેવું છે. હે સદ્‌ગત મૃગ, આ ત્હારી છાયા **અરવ** બોલવાની શક્તિ ગુમાવીને મ્હારા ઘરના ઓરડામાં પડી છે.

૨ એ અતિ સુંવાળી, રંગીન અને સુંદર ત્હારી ચુંદડી ઉપર હાથ ફેરવતાં કલ્પનાનેત્ર ત્હારું જીવન દેખાડી દે છે, અને તેની કરુણતા ધ્યાનમાં આવતાં કવિતામય આંસુ આવે છે. શોક કલ્પનોત્થ છે એટલે કવિતામય એ આંસુ જ મૂલવિરહકાવ્ય, આ શબ્દો તો તેનું ઝાંખું પ્રતિબિમ્બ, આટલું સમજ્યા પછી બાકીનું સુકાબલે સરળ લાગશે. અંગ્રેજીમાં એલેજિ કહે છે એ જાતનું આ

ગમ્બીરોર્મિક છે ( જુવો " લિરિક " પૃ. ૨૯ થી ૪૩ ). ૩ **વૈરી-વિખેરી** વૈરી ત્હારો શિકારી; તેણે ત્હારી આંખથી ખરાવેલી આ આંસુધારા. ૪ **ભગવો** આ ધર્મનો પ્રધાનરંગ; વૈરાગ્યની સંજ્ઞા જેવો કટકેલો ખાખી. બધા જ બધસંગાથ, બધા જ દુન્યવી સમ્બન્ધો છેતરવામાં કુશલ અને ક્ષણિક લાગી જાય છે.

## ૪૧ ઇતિહાસની આરસીમાં ગુજરાત : નવલરામ લ. પંડ્યા.

છન્દ પદ, ગરબી. દેશીઓ, ભજનો અને બીજા ઢાળના પૃથક્કરણ કરી પિંગળશાસ્ત્ર પ્રમાણે વ્યાખ્યા અને લક્ષણબંધી કરવી જોઈએ, એ કર્તવ્યક્ષેત્ર પ્રથમ આ વિવેચકે દીઠું. પણ એમને સંગીતનો પરિચય ઓછો, તાલની માત્રાઓ અને પિંગળની માત્રાઓમાં એ ગુંચવાયા, પ્લુતસ્થાનો નક્કી કરીને જ પંક્તિના સન્ધિઓ પડાય એ એમને સુઝ્યું નહીં, વગેરે કારણોથી એ કશું કરી ન શક્યા. કવિતા, કલા અને સાહિત્ય અને સાથે સાથે વિવેચના અર્વાચીન થતાં આવે છે તેમ પિંગળશાસ્ત્રીઓએ પણ પોતાના શાસ્ત્રને અર્વાચીન દૃષ્ટિએ અંદર કેટલાંક પ્રકરણો ઉમેરીને નવેસર ગોઠવવાનો સમય ભરાઈ ગયો છે. સદ્ગત ગણપતરાવ બરવે જેવા સંગીતશાસ્ત્રીએ આ દિશામાં કેટલુંક પ્રાથમિક કામ કરી પણ આપેલું છે. સદ્ગત રણછોડભાઈ ઉદયરામે તો આપણા પ્રાચીન પિંગળનો તમામ ઉપયોગી ભાગ બહુ ચોક્કસ રીતે એકત્ર આપીને વ્યાકરણનો આ વિષય જેવો પોતાનો જ કરી લીધો છે.

ગુજરાતના ઇતિહાસમાંના આગલા ત્રણ યુગની ઉડતી નોંધ સાદી પણ સૌને રસિક લાગે એવી કરી છે એટલે દરજ્જે આ પદ્યરચના કવિતા છે. વળી કડીઓની ગોઠવણીમાં ચાતુર્ય વાપર્યું છે. ૧૪ થી ૧૬ મી કડીમાંની લાગણીને ૯થી ૧૨મી કડીમાં પેસવા દીધી નથી. " પરતંત્ર ગયા, લાગી ખાંપણ રે " અને " પાદશાહી અમદાવાદ સ્વતંત્રપણે લાડે " વચ્ચેનો વિસંવાદ ઢાંકવામાં આ ચાતુર્યે ફત્તેહ મેળવી છે. **સ્વતંત્રપણે** ખરી રીતે દિલ્હીથી સ્વતંત્ર થઇને એટલો જ અર્થ છે.

૧ **ઇતિહાસ રૂપ ભૂતકાલદર્શક આરસી :** જામે જમશીદ. ફરતી છે છાંહી : अव्यक्तादीनि भूतानि, अव्यक्तनिधनानि च અને જે મધ્ય દેખાય છે તેમાં કશું થિરથાવર નહીં; ચલિત સૌ છેક જ રે. થિરથાવર-શૂન્યતાને અંતે પાછી સંભારીને કવિએ કૃતિનું ઐક્ય સાધ્યું છે. છાંહી : છાયા, અંધકાર.

૩ **એંશી વર્ષ પછાત** : ગવર્નર જનરલ વેલસ્લી અને લોર્ડ હેસ્ટિંગ્સના સમય લગી, નાદિરશાહના સમયથી માંડીને, એટલે કે સાઠ સિત્તેર જ વર્ષ : અને તેમાં આરંભના દાયકા રાજ્ય મેળવતાં ગયા અને છેવટનામાં તો રાજ્ય ઉત્તરોત્તર ખોતા ગયા, "ચાર દિવસ ચમકારા" જ. ૩ જોઇયે : જોવું ધાતુનું રૂપ; જોઇએ=જરૂર છે એનાથી આ શબ્દ જુદો છે.

૪ **પૂણા** : પેશવાઈનું પાટનગર. ગુજરાતી દક્ષણીઓને એમની પાઘડી ઉપરથી ચકરાં અને એમના ખોરાક ઉપરથી ચટણા કહે છે, તો દક્ષણીઓ ગુજરાતીઓને ઘીશક્કર, ભાઈસાહેબ વગેરે ઉપનામો આપે છે. નાગનો ઉચ્ચાર જ 'ગુજરાથી' એમ ઘસાર ખોટો કરે છે. પાડોશી પ્રજાઓનો સંબંધ અન્યોન્ય સહાનુભૂતિનો જવલ્લે જ જોવામાં આવે છે. **જાલમજોર** જાલ્મ અને ઝબરદસ્તી ઉપર મુસ્તકીન પણ ક્રૂર અને કરડાથી વધારે આકરો અર્થ ન લેવો. આપણે ગુજરાતીઓ આકરા શબ્દોને તેમના પૂરેપૂરા અર્થમાં નથી વાપરતા. इकडे या 'અહીં આવો' માટે મરાઠી ભાષાના શબ્દો. જેમ આગળ, અમદાવાદી પાદશાહતના આરંભને માટે એક લીટી કહી ભાષાની મુદ્રા છે.

૫ પંક્તિમાં અર્થ ન સમાય ત્યારે એકાદ શબ્દ બહાર રાખવો, એ પદ્ધતિ સારી નથી. **ધર્મનું** હિંદુનું, બ્રાહ્મણોનું. ૬ **પાશ** નિયમો, કયા કયા તેનું દિગ્દર્શન પછીની કડીમાં છે. ૮ **રોગ** નીતિમય બંધારણ અને વહીવટ બદલ્યાં એ રોગ. ૧૦ સસલો કુતરા સામે ધસ્યો અને કુતરાને નસાડ્યો, એવી વીરભૂમિ: પણ આવી દંતકથા ઘણા દેશકાલમાં ઘણા શહેરો માટે કહેવાગલી છે, એકેને માટે વિશ્વાસયોગ્ય ઠરી નથી. કયાંથી ઠરે? તેનંની વાત પણ માત્ર દંતકથા છે, ઇતિહાસમાં સ્વીકારાય એવી સાધાર નથી. **અસાઉળ** : ગામડાનું મૂળ નામ, ભીલી બોલીનું, સંસ્કૃત લેખકોએ સંસ્કારી લઇને એને આશાપલ્લી કર્યું. ગામ ઉપરથી તેના મૂલ નાયકનું નામ કે મૂલ નાયક ઉપરથી ગામનું નામ તે કશું કહેવાય નહીં. સિદ્ધરાજના પિતા કર્ણદેવે એ બાજુના ભીલો ઉપર દાબ બેસારવાને અસાઉળમાં થાણું સ્થાપ્યું, તેને કર્ણાવતી નામ આપ્યું, ત્યારથી સાબરમતીને કાંઠે આવેલું એ સ્થળ સાહિત્યેતિહાસમાં બંને નામે ઓળખાતું થયું. ભરૂચથી દરીઆકાંઠાનો રસ્તો ખંભાત સીધો જતો, પણ ખંભાતથી શિરોહીનો રસ્તો તેમ ભરૂચથી શિરોહીનો રસ્તો અને કાઠીઆવાડ (સોરઠ) માંથી શિરોહીનો રસ્તો અહીં મળતા, એટલે આ સ્થળ કીમતી વ્હેપારવ્હેવારના

ધોરી રસ્તા ઉપર તેમ ખંભાત, ભરૂચ તથા સોરઠ ઉપર અમલ જમાવવાને માટે મધ્યવર્તી, એ જ એની ચડતીનું ખરું કારણ. તેજા, અમદાવાદની ઉત્પત્તિ વિષેની લાવણીઓમાં અસાઉળનો (કર્ણાવતીની આસપાસ અર્ધ તાબે થયેલા મુલકનો) કોઇ ખાંટ જાતિનો નાયક હશે તેની પુત્રીનું નામ છે. લાવણીઓ પ્રમાણે પાદશાહ તેજાને પરણ્યો તેથી અહીં રહ્યો, અને અસાઉળ પાસે ભદ્રનો કિલ્લો બંધાતાં એ અસાઉળ અને કર્ણાવતી જ અહમદાબાદનું નવું નામ પામ્યું, તથા પાદશાહનો સિતારો ચડતો થવાથી એ નામે આગલાં નામ દાબી દીધાં; નવાં શહેરનાં મકાનો તળે જૂના શહેરનાં ખંડેરો દટાઈ જાય છે તેમ.

૧૧ **સણુંગ:** સુરંગ, જમીન તળે લાંબો સાંકડો રસ્તો. **૧૩** ઈ. સ. ૧૪૧૨; તેમ આગળ ઇ. સ. ૧૩૦૦, ઇ. સ. ૧૩૦૦ થી ૧૪૧૨ ગુજરાતની રાજધાની પાટણ મુસ્લિમ અમલમાં; તે પ્હેલાં પણ રાજધાની પાટણ, હિંદુ અમલમાં. પણ હિંદુ અમલમાં આ કવિતા પ્રવેશતી જ નથી. પાંચસો વર્ષ પહેલાંનો પણ અકરાંકેર કલ્પના આગળ ખડો થતાં કવિને શોક એટલો તો વધી જાય છે કે એનું ગાન થંભી જાય છે ! આ તરંગને "સુરતી," કહિયે તો સુરતીઓને માઠું લાગશે કે ? **૧૪ ધિક નાગર નગુરા:** આ પદ જૂની લોકોક્તિ છે, કર્ણદેવ વાઘેલાના મુખ્ય મંત્રી નાગર માધવ મહેતાને માટે છે. **૧૯ ધર્મ** વૈયક્તિક નીતિ, સામાજિક નીતિ, આશ્રમનીતિ, રાજ્યનીતિ, રાજ્યબંધારણનીતિ, અને જીવનનાં ઈશ્વર પ્રતિ કર્તવ્ય—સર્વને માટે આપણે આ એક જ બોલ વાપરતા આવ્યા છિએ. **જ્ઞાન:** સાર, સારબોધ.

સ્વતંત્રતા પાછી ન મેળવિયે ત્યાં લગી આપણામાં ખાંપણ જ, એ દૃષ્ટિ નર્મદ અને નવલ પ્હેલાંના કોઈ પણ ગુજરાતીને સ્ફુરેલી જાણવામાં નથી. અંગ્રેજી કેળવણીનાં વ્યાપક પરિણામોમાંનું એક આ. આ દૃષ્ટિ ટૉડ, વાકર, ફાર્બસ, હોપ, કર્ટિસ, હાવર્ડ, એ અર્વાચીન ગુજરાતના વિધાયકો ઓગણીશમી સદીમાં આખા યુરોપમાં ખીલેલી પ્રજાસ્મિતાની ભાવના અહીંના સુશિક્ષિત વર્ગમાં અને રાજાઓમાં પણ વ્યાપે એમ નિખાલસપણે ઈચ્છતા હતા. એલ્ફિન્સ્ટન, માલકમ, આર્થર વેલસ્લી, મન્રો, મૅકોલે, બેન્ટિક, આદિ અર્વાચીન હિન્દના વિધાયકો પણ એ જ વલણના હતા. ટિળક, શ્યામજી, કામા, વીરેન્દ્ર, ગાંધીજી, વગેરેને હાથે સાથે સાથે એંગ્લોફોબિયા પણ ફેલાશે, એવો એ કોઈને ખ્યાલ પણ ક્યાંથી હોય !

## ૪૨ સુરત : નર્મદાશંકર લા.

ભૂતકાલની જાહોજલાલી અને વર્તમાન અવદશાનો વિરોધ.

૧ **તુજ** શહેરના તેમ શહેર લોકના. શહેર લોક તે જ શહેર-એક આત્મા બીજું શરીર; અને નર્મદ કહે છે, અહીં સુરતને સ્ત્રી કલ્પી છે. **બેહાલ**—આ તે હાલ ? ના રે, **બેહાલ** જ કહેવાય ! **બાંકી**—બંકિમા ફાંકડી છેલછબીલી; હે બાંકી તું કુંદનમાં જડાઈ કુંદનથી વિશેષ દીપતી હતી, તે કથીરથી પણ ઝાંખી અને ઓછા મૂલ્યની બની. ૨ બીજા બાજીરાવ પેશવાના રત્નજડિત ગણપતિ અને સુરતનગરી વચ્ચે આ તુલનાની અર્ધ કડી, ભીમરાવ કૃત કોહીનુર વિષેની વસંતતિલકા કડી પ્રમાણે, ગુજરાતી કવિતાનું એક રત્ન છે. **સુકુમારો** સુકુમાર; (૧) ગણપતિ ન્હાનો અને ઉત્તમ કલાએ સુશોભિત; (૨) સુરતનો દેહ નાજુક અને સુંદર. બંને સુકુમાર (શોભીતાં મહામૂલ્ય અને સ્વસંરક્ષણે અશક્ત-અબલા જેવાં): બંને વચ્ચે સ્થાયી સાધારણ ધર્મ આ. **વેચાયો કડકે-વ્હેંચાયો :** બંને વચ્ચે બીજો સાધારણ ધર્મ કે આફતોને પરિણામે બંને (વ્હેં) ચાયાં, એકના કટકા થઈ જ ગયા; બીજાના પણ થઈ ગયા—સુરતી અને રાંદેરીઓનાં ટોળાં ઉપર ટોળાં દેશદેશાન્તર જતાં રહ્યાં, એક નાશ પામ્યું; બીજું નામમાત્ર જીવે છે. પ્રાકૃત કવિતાપ્રણાલિ વે વ્હે' ને એક જ ગણે; વેચાયો-વ્હેંચાયો એને એક શબ્દ અને શ્લેષાલંકાર જ ગણે.

પછીની પંક્તિઓમાં સુરતની આગલી જાહોજલાલી અને હાલની પડતી વચ્ચે વિરોધ સ્ત્રીદેહનાં અંગો, અલંકરણો આદિ વડે ઊંડી લાગણી અને નિઃશ્વાસ સાથે વર્ણવ્યો છે. બુરજ જોડ અને તે ઉપરના રંગરંગી વાવટા તે નિબિડ સ્તન અને તે ઉપરનાં વિવિધ ચોળી, વસ્ત્રાદિ : અત્યારે ઢળી પડેલાં નૂર વિનાનાં થાન. ચળકતાં નયન : અત્યારે ફુલાંવાળાં. ગાલ, ઓઠ, દાંત, નાક, મુખ, અને એકંદર રૂપ તે વખતનાં કેવાં તો ભભકાદાર હતાં તે સાંભરતાં, તે દરેકની અને તે સર્વની હાલતની એકંદર સ્થિતિ, છે તેથી પણ વધારે ખાવા ધાય એવી લાગે છે. + કરુણરસમય વિરોધાલંકાર સ્પષ્ટ છે. સ્ત્રી લેખે વર્ણન હોવાથી સજીવારોપણ (personification) પણ સ્પષ્ટ છે.

---

+ આવી કવિતા સામે ત્રણ જુદી જુદી દિશામાંથી ટીકાઓ થાય (૧) અલંકારશાસ્ત્રીઓ ઉપમા, રૂપક, પરંપરિત રૂપક, સજીવારોપણ, અતિશયોક્તિ, વિરોધ,

૫ દારસું અંજણ, અસર ઉપજાવવામાં ચમત્કારિક, માયાવી. ૫ આકરા. ધૂપ, તડકો, તાપ, દુઃખ. દુખદ ઉડતી ધૂળમાંની કાંકરી આંખમાં ભરાય તેથી દુઃખદ, એવા વિશેષ અર્થમાં આ લીટીને બાંધી લેવાની જરૂર નથી. કવિએ પોતાના ટિપ્પણમાં માત્ર એક દાખલો આપ્યો જાણીને સામાન્ય અર્થ લેવો.

## ૪૩ સહસ્ત્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણ : ન. ભો. દિ.

૩ હાડ : ખંડેર. ૯ સરસ્વતી નદી : દરિયાને ન મળતાં રણમાં જ સમાઇ જાય છે એમ પણ કુંવારી. વાંકાચૂંકા વહનને લજ્જા અને લાડના આરોપે વર્ણવ્યું છે. ત્હારી અત્યંત પડતીમાં ત્હને વળગી રહી છે. માનવી હૃદયમાં તો એટલી બધી વફાદારી ભાગ્યે; ખરે એ ઈશ્વરની કરુણાનું જ વહન ત્હને વળગી

---

શ્લેષ, યમક વગેરે અલંકારોની વ્યાખ્યા પ્રમાણેનાં આમાં લક્ષણો કેટકેટલાં નથી અથવા પૂરતાં સ્ફુટ નથી તે અલંકારિક બતાવે. યોગ્ય છે. પણ અલંકાર પોતે પોતાને જ માટે નથી. કોઈ લક્ષણ–લક્ષણો ન હોવાથી કે અસ્ફુટ હોવાથી અર્થમાં જેટલી ક્યાસ રહેતી હોય તેટલા અંશમાં જ આવી ટીકા ઉપયોગી ગણાય. (૨) ચોખલિયા આની સામે ટીકા કરે કે સ્ત્રીનાં સ્તન વગેરેનું સૂચન પણ અનીતિમય–તો એનું મહીપતરામી ધોરણ વિચારવા જેવું પણ નથી. કમળારોગી બધું પીળું દેખે તેમ ચોખલિયા જ્યાં ને ત્યાં અભડાય છે. (૩) ભાવનાવાદી ( idealist ) આની સામે ત્રીજી જાતની ટીકા કરશે. એ વર્ગના પંડિત કહેશે, આંખમાં ફુલાં, નાક પર ચાઠાં, તાળુમાં દાંત સીટાય વગેરે વિગત કુત્સિત છે, સુરુચિભંગ કરે એવી છે. આવી ટીકાઓમાં સત્ત્વ હોય છે ખરું પરંતુ તેનું મૂલ્ય કેટલું તે મતભેદનો વિષય છે. વાસ્તવિકતા અને સુરુચિ વચ્ચે વિરોધ પડે, તેમાં વાસ્તવિકતા ( realism ) અને સુરુચિમાંથી કોને કેટલી જતી કરવાની વારુ ? આ પ્રશ્ન ઉપર મતભેદ સદાય રહેશે. શબ્દોથી આલેખાતો અર્થ ચિત્રોથી આંખે વળગતા અર્થ જેટલો ઉત્કટ નથી હોતો, ખાળના ચિત્રમાં પણ વાસ્તવિક ખાળની દુર્ગંધ નથી હોતી, નેત્રગ્રાહ્ય વાસ્તવિકતા જ હોઈ શકે; વગેરે કલા અને કલાસાધનોની જાણીની મર્યાદાઓ જર્મન પર્યપક લેસિંગે ( Lessing ) એના લાઓકૂન ( Laokoon ) ઉપરના ગ્રંથમાં સુગ્રંદેલી સૂક્ષ્મ દૃષ્ટિનો ઉપયોગ કરીને, ટીકાકારે લક્ષમાં રાખવાની છે. વળી આ પણ નિર્વિવાદ છે કે વાસ્તવિકતાને ગાળી નાખીને સુરુચિ જ રાખવામાં આવે છે, તો ઊર્મિપ્રવાહ અને બોધ પણ ઝાંખો અને નબળો પડી જાય છે.

રહ્યું છે ! ૧૨ **ભર** : પૂરેપૂરા માપની, ઉભરાતી. ૧૪ **બૂઝવતી** : નિસ્તેજ કરતી. ઈશ્વર–કરુણા કંઈ લક્ષ્મી, વૈભવ આદિ જેવી લૂંટાય એવી વસ્તુ છે, કે ખૂટે ! ૨૨ **કાલે** : આવતી જ કાલ. **સુજ તનડું** : ઈશ્વરકરુણાનું.

## ૪૪ ઝારાનૂં મચદાને જંગ: દુલેરાય લા. કારાણી.

યુદ્ધવર્ણન. કચ્છનો રાવ ગોડજી વિ. સં. ૧૮૨૭ માં ગાદીએ આવ્યો તેના સમયમાં આ યુદ્ધ થયું હતું. કહે છે કે ૧૮૨૯ ના માગસર સુદ ૧૦ શુક્રવારે (કર્ણદેવનો હડહડતો વેરી બની માધવ દેહલી પાદશાહ અલાઉદ્દીનના લશ્કરને લઇ આવ્યો, તેમ) પૂંજો દિવાન પદ ખોતાં, રાવ સાહેબ સામે સિન્ધથી ગુલામશાહ કલોડાના લશ્કરને લઈ આવ્યો. આ જ કારણ હોય, તો તે દન્તકથા માધવને વિષે નોંધે છે એટલું સબળ ન જ ગણાય, અને એટલે દરજ્જે પૂંજાનો દ્રોહ પાતકીપણામાં ચડી જાય. ઝારાની ઊંચી ધાર કચ્છની ઉત્તર સરહદ પાસે છે. વિંઝાણ ગામ અબડાસા તાલુકામાં આવેલું છે, નરા ગામ સિન્ધ અને કચ્છ વચ્ચેના રણને કાંઠે છે. નરાના ઠાકોર સતાજીના વંશના એટલે સતાણીઓ. આ પ્રસંગે નરાનો ટીલાયત ભીમજી સતાણી હતો, તેણે ઝારાના યુદ્ધમાં અદ્ભુત શૂરાતન દેખાડયું, અને હજી પણ કચ્છમાં એ વીર પુરુષ વિષેની રોમાંચક કાફીઓ ગવાય છે. ઝારાના યુદ્ધને કચ્છી પ્રજા અત્યન્ત ઘોર ગણતી આવી છે; 'ઝારો મારયનો કેર', 'ઝારાના જંગની આણ', વગેરે વેણ હજી પણ ચાલે છે. ભુજિયો કિલ્લો પાટનગર ભુજ પાસે છે, તે ખંડેર ઘણા વખતથી એક મહા-ભુજંગનું મથક મનાય છે. દર નાગપંચમીએ રાવ સાહેબની ત્યાં સ્વારી જઇને એ કહેવાતા રાફડામાં દુધના તામડા રેડી આવે છે.

**મચદાને જંગ** એ સમાસનો અર્થ મહામોટી જીનપવાર લડાઈ એવો થઇ શકે ખરો ? **શેષ** નાગની ફણાઓ ઉપર ધરાણી જ છે, આખી સૃષ્ટિ નથી, એ હકીકત કર્તા ભૂલ્યા લાગે છે.

૨ **સુરંગ** ફાંકડી એવો અર્થ અહીં હોય નહીં, અન્ધારે ફેલાતી સળંગી ખટપટ, જેનો અન્ત લડાઇમાં જ આવે. ૩ **લોહજ** (લેપાલંકાર)—(૧) લોહગઢ+જ લુવાણો. (૨) લોઢા જેવો જ. ૫ **જુડધાર** જટાજૂટવાળા નાગ જેવા. કફલો, છચ્છરો, ભાટિયા, લુવાણા અને બીજા જમીનદારો. ૬ **ટીલે**

સુવરાજપદ. વળી વરરાજ. જેના હાથનું મીંઢળ છૂટયું નહોતું. અડંગ અચંગ; અડ્ડલ એટલે અજિતના અર્થમાં, અથવા અતુલ બળીના અર્થમાં કોઈ કોઈ વાપરે છે, પણ શબ્દ ખોટો લાગે છે. ૮ **વ્યંગ્ય** રહસ્યની ભેરલી: શું કરવા ધારે છે, શું કરશે. શા હેતુથી, તે નસીબદેવીનું કળાય તો એનું કળાય એવી. **વ્યંગ** ખોડું, ખંડિત અંગવાળું. એટલે બંને શબ્દ જુદા જુદા છે. પ્રાસ માટે કોઈ કારણે વ્યંગ્યને ઠેકાણે વ્યંગ ન લખાય, **વ્યંગ્યને** ય અંગ વિનાનો **વ્યંગ** ન લખાય. ૯ કચ્છી લશ્કરને પોતાની બાજુએથી જતું દેઈ મુજિયો બારિંગે બટક્યો—લશ્કરના અસાધારણ કદથી એમ ગણો, આવું સમર્થ લશ્કર યુદ્ધમાં તો કપાઈ જવાતું એ ખયાલથી કચ્છ સાથેની સહાનુભૂતિથી કકળી ઊઠયો, એમ કલ્પના કરો, બંને ચાલે. ૧૦ **મેલાણ** પડાવ. ૧૮ **મખ** યજ્ઞ. ૧૯ **પડદે** પડદા પાછળથી આપણાથી ન સમજાય એમ.

કચ્છ નિર્વીર્ય થયું, બાયલું બન્યું, ફીકું પડી ગયું, આ ઝારાના સમસાણ પછી. જેના પછી બનાવ બને તે તે જ કારણથી બન્યો એવું અનુમાન ખેંચવું, તે ન્યાયશાસ્ત્રમાં તો કે જાણીતો હેત્વાભાસ છે, તોપણ કવિઓ આવા કારણ-કાર્યસમ્બન્ધ વિનાસંકોચે બાંધે છે. અને બાંધે છે તેથી પણ વધારે વાર સૂચવે છે.

કર્તા પાસેથી મ્હને મળેલી નકલ મુંબાઈ સમાચાર વિ. સં. ૧૯૮૬ ના દીવાળી અંકમાં પ્રકટ થયેલી છે તે કરતાં કૈંક જુદી હતી. અહીં છાપતાં જરા સમારી લીધું છે, અને કેટલીક કડી છોડી દીધી છે.

## ૪૫ જય જય ગરવી ગુજરાત : નર્મદાશંકર લા.

ઈ. ૧૯૦૯ માં રાજકોટ મળેલી સાહિત્ય પરિષદમાં આ ગીત સોરઠમાં બેસાડીને ગવડાવેલું તે પછી એ આખા ગુજરાતમાં લોકપ્રિય થયું છે. અહીં દેવદેવીઓની કડી છોડી દીધી છે; કોપને છેલ્લે પાને નર્મદે ઉમેરેલી કડીઓમાંથી છેલ્લી જ રાખી છે.

૨ **અરુણું પરભાત :** સૂર્યોદય એટલે પૂરેપૂરા ઉદયનું પહેલાનું બે ઘડીયું, ૬ **સુભટ :** ગુજરાતી વીરો. **જુદ્ધ રમણ :** ઉત્સાહી યુદ્ધખેલ. સાગર કર્તા છે, હવે ક્રિયાપદ છે: નદીઓ અને જુદ્ધરમણ કર્મ છે. ૯ **તેઃ** તે સુપ્રસિદ્ધ ( સંસ્કૃત પ્રયોગ ). ૧૪ ગુજરાતીની ગમ તે બોલી—આપણી ભાષાની કોઈ પણ ઉપભાષા—

ટાયલેક્ટ. આર્યધર્મ શબ્દ સંદિગ્ધ છે. પારસી ધર્મ આર્ય ઓલાદના લોકોનો ગણાય; મુસ્લિમ અને ખ્રિસ્તી ધર્મ આર્ય=સુધરેલા ગણાય. જૈન, બૌદ્ધ આર્ય ઓલાદની હિંદવાસી પ્રજાના ગણાય. ઓલાદે ગમે તે. સુધરેલી હોય તે તમામ પ્રજાઓ અને તેમના ધર્મો આર્ય સિવિલાઈઝ્ડ, એવો સામાન્ય અર્થ લેવો. જાત શબ્દનો સામાન્ય બોલીનો નાતજાત અર્થ લેવાય, પણ વ્યુત્પત્તિ પ્રમાણે 'જાતિ' નો અર્થ વધારે ઠીક છે. **૧૯ પરધર્મી :** આપણાથી જુદા ધર્મ પાળનારા. **૨૨ બંધન :** ( કર્તાની વિચારમાળામાં ) મુખ્યત્વે વ્હેમનાં બંધન, દુષ્ટ રૂઢિઓનાં સામાજિક બંધન. **જમે ભરે :** પોતાને લાભ ખાતે જમા કરાવે.

## ૪૬ માજીનું સ્તોત્ર : બળવંતરાય ક. ઠાકોર.

**માજી**—હિંદ મૈયા. હિંદદેવી. **ભાલ ત્રિવલિ :** કપાળમાં એક ઉપર એક ત્રણ લાંબી કરચલી પડે તે અસાધારણ બુદ્ધિનું ચિહ્ન ગણાય છે. હિમાલયની એક પછી એક ત્રણ અતિલાંબી ગિરિમાલા છેક બ્રહ્મપુત્રા આસામમાં વાંક ખાઈ દક્ષિણે વળે છે ત્યાંથી સિંધુ નદી વાંક ખાઈ દક્ષિણે વળે છે ત્યાં લગીની. ઉત્તરમાં હિંદના પૂર્વ પશ્ચિમ ખૂણા આ બે નદી વાંક. રેવા અને મહા નદી મળીને હિંદ મૈયાનો કંદોરો, કાશી નાકમાં વાળી પ્હેરવા વીંધેલા છિદ્ર પાસેનું મોતી. બીજું બે વાળીના લંબગોળ વર્તુલને બે છેડે. કહેવાય છે પંચ–આબ પણ એ પ્રદેશ સાત મોટી નદીઓનો બનેલો છે; એ જાણે ત્રિશૂલને બદલે સપ્તશૂલ હથિયાર. સહ્યાદ્રિ ગિરિમાલાનો વાંક તલવારના વાંક જેવો છે.

**સ્વરબ્રહ્મ :** ધાર્મિક સુરાવલિ. નાદના અખંડ પ્રવાહથી અંતરિક્ષમાં જે સુર નિકેતન બંધાય છે તેનો આત્મા બ્રહ્મ ( =પરમાત્મા ) છે. **લે તાળી :** તેને સંવાદી જીવનલીલા વિસ્તારે છે. **જ્ઞાન સમાધિ પ્રકાશ :** લોકોત્તર ત્રિલોક નિયામક ઋતનો પ્રકાશ.

**રાજ રતન :** ઇતિહાસખાણે પાકેલા ઉત્તમોત્તમ રાજવીઓમાં શિરોમણિ એવાં આ ત્રણ ત્હારા ઇતિહાસમાં દીપે છે. **૧૦ નામી :** યશસ્વી

## ૪૯ સામ્રાજ્યશાંતિ : ન્હાનાલાલ દ. કવિ

શ્રી ન્હાનાલાલ અનુષ્ટુપમાં સિદ્ધહસ્ત છે તેથી તેઓ એ છંદ સાથે જે અતિશ્લિષ્ટ લે છે, ને લેવાનો એમને કોઈ રીતનો હક્ક મળતો નથી. શ્રી ન્હાનાલાલ

ગુજરાતી ભાષા ઉપર સારું પ્રભુત્વ ધરાવે છે તેથી એઓ શબ્દોનો મોડવામચડવાની, વાક્યરચનાને મોડવામચડવાની અને બીજી અતિછૂટો લે છે, તે લેવાનો એમને કોઈ રીતનો હક મળી જતો નથી. વિદ્યાપીઠશિક્ષિત વાચકવર્ગનો શિષ્ટ મત આપણી ભાષા અને આપણા સાહિત્યવાઙ્મય અંગે બંધાવા માંડતાં હજી તો એક આખો ઝમાનો વહી જશે. દરમિયાન ઉછરતા લેખકભાઈ બ્હેને ખાસ ચેતતા રહેવું. શ્રી ન્હાનાલાલે છૂટ લીધી છે માટે તે તો શિષ્ટ ગણાય, એવી એની ભૂલ ન જ કરવી.

“રાજરાજેન્દ્ર જ્યોર્જને”માંથી અહીં માત્ર ખંડ ૫ મો, ખંડ ૮ મો અને ખંડ ૯ માના પ્હેલા બે શ્લોક લીધા છે.

૪ હે ભૂપ, આપના સામ્રાજ્યનું મંદિર. ૫ ગ્રીસ અને રોમ વિષેની આ વારંવાર સંભળાતી વ્યાપ્તિઓ માત્ર અર્ધસત્યો છે; પેટ્રિશિયનને પ્રિય કેમકે ઉપયોગી, સત્યવાંછુએ ત્યાજ્ય.

૩૧ **વ્યક્તિત્વ** : ભિન્ન ભિન્ન વ્યક્તિત્વો, ભિન્ન ભિન્ન પ્રજા વ્યક્તિઓ. આખા શ્લોકનો અર્થ અવ્યક્ત શબ્દના અર્થની જેમ અસ્ફુટ રહેતાં પણ ન સમજાય એવો નથી. પરંતુ ધર્મોમાં પણ વ્યક્તિ વ્યક્તિ ભેદોની પાછળ વ્યાપક જે અભેદી અવ્યક્ત, તે જ ધર્મનું ધર્મત્વ, તે જ કોઈ પણ ધર્મનો આત્મા, તે જ ધર્મ, સત્ય, બીજા ઉપાધિરૂપ, વા ગૌણ, વા મિથ્યા, વા દેશકાલલગ્ન, સનાતન નહીં, સનાતન તત્ત્વ તો જેટલું સર્વસામાન્ય સર્વેના ગર્ભમાં ગૂઢ તે જ,—એમ આજે ક્યો ધર્મ સ્વીકારે છે વારુ ? અને જે સાચું નથી, સ્પષ્ટ નથી, નક્કર નથી, તેને બ્રહ્માંડનું વરેરૂં સૂત્ર કહેવું એ શબ્દનો ઘોર દુરુપયોગ જ છે. બ્રહ્માંડમાં એવું કોઈ સૂત્ર છે જ નહીં એવું કથન ઉપલા કથનથી લેશ પણ ભિન્ન નથી. આમ **કેવળ ધુમાડાના બાચકા ભરવા, ભરાવવા એ રોમાણ્ટિક શૈલીનો એક મોટો દોષ છે.**

૩૮ **તીર્થ** : બંદર, પ્રવાસ પૂરો થતાં જેવટ ઉતરીને ઠરવાનું સ્થાન. ૩૯ **ચોખંડ** : આખી પૃથ્વી. ૪૧ **પંચ** : આર્બિટ્રેટર્સ. **ચણી** છપાયું છે, તે ભૂલ સુધારી **ગણી** વાંચવું. ૪૨ દેશને દેશાળે **રાજેન્દ્ર** શબ્દ બે અલ્પવિરામ વચ્ચે. ૪૩ **સદ્યત્ને** શબ્દના બે અર્થ થાય : (૧) થતો યત્ન; (૨) સંત પુરુષ–પુરુષોનો યત્ન. સારો યત્ન એવો અર્થ માટે સાચો શબ્દ–સુયત્ન. સત્યત્ન સમાસ પણ

ચિન્ત્યં. વળી સુપ્રજ સમાસનો અર્થ સંસ્કૃત પ્રમાણે તો સારી સંતતિ થાય. **પ્રજા**: લોક, નેશન, દેશવસતી એમ લઈયે તો સુપ્રજા=“સારી પ્રજા” થાય. અને આ તો ઠીક છે; (શ્રી ન્હાનાલાલના લખાણમાં એવા ઉગ્ર દાખલા પણ જડશે, જે પેલા સુભાષિતને સંભારી આપે, કે પંડિત સારો, ડોઠ સારો, પણ અર્ધદગ્ધને તો બ્રહ્મા ય પ્હોંચે નહીં.)

**૫૧–૫૪** આવી રચનાઓ અંગ્રેજીમાં સાધારણ છે, અને ગુજરાતીમાં વધતી આવે છે. પણ બીજું આ જુવો કે શ્રી ન્હાનાલાલ વક્તૃત્વમાં ફરીફરીને સરી પડે છે. ગદ્યને અને વક્તૃત્વને સારો મેળ છે. કવિતાને અને વક્તૃત્વને એટલો નથી. અપદ્યાગદ્ય અને વર્ણાડંબર ડગલે ડગલે વક્તૃત્વમાં સરી પડતાં જોઈયે છિયે. શ્રી ન્હાનાલાલમાં અપદ્યાગદ્યના ઉપયોગની સાથે વક્તૃત્વમાં સરી પડવાનું વલણ વધ્યું હોય તો તે સમઝી શકાય એવો વિકાસ (?) છે. અને આ તો માત્ર સૂચના છે. એને દાખલાદલીલો વડે તપાસવાનું કામ એમના અપદ્યાગદ્યના અભ્યાસીનું છે. ટુંકામાં, [ ઐતિહાસિક અને રાજપ્રકરણી વિષય ઉપરની કવિતા લખતાં કવિએ બે સામસામાં ભયસ્થાનોથી ચેતતા રહેવાનું છે: (૧) વાક્છટા; (૨) સ્થળે સ્થળે માત્ર હકીકતકથનોની ગદ્યાળવી (prosaic પ્રોઝેઈક) પંક્તિઓ.]

## ૪૮ ચક્રવાકમિથુન : મણિશંકર ર. ભટ્ટ કાંત.

પ્રથમ પ્રકટ, બુદ્ધિપ્રકાશ મે ૧૮૯૦, મ્હારા વિવરણ સાથે; જેનો મોટો ભાગ શ્રી રામનારાયણ પાઠકે ‘પૂર્વાલાપ’ની એમની સટીક આવૃત્તિમાં આપેલો છે.

૧૧૪ પંક્તિની કૃતિમાં છેલ્લી પંક્તિમાં માત્ર **જ** નો **અ** કરવામાં આવે અને એટલી જ ‘સુધારણા’એ એ કૃતિનો આખો ઝોક એટલો ફરી જાય, કે ‘કયહિં અચેતન એક દિસે નાહીં’ એ પાઠવાળી નવી રચના અને ‘કયહિં જ ચેતન એક દિસે નહીં’ એ પાઠવાળી મૂલ રચનાને બે સામસામાં આશયનાં કાવ્યો ગણવામાં ય અતિશયોક્તિ થાય ભાગ્યે,—એવો બીજો દાખલો આખા જગતના સાહિત્યમાં નહીં જડે. ‘કયહિં જ ચેતન’ લખેલું ત્યારે કર્તા અજ્ઞેયવાદી અને સચ્ચિદાનંદી વિશ્વહિતેચ્છુ ઈશ્વરને બદલે વૈજ્ઞાનિક સમુત્ક્રાંતિમાં માનતા હતા. આ વિષે એમના તે વખતના મિત્રોની સ્મૃતિઓ કરતાં વિશેષ ચોકખો અને અસંદિગ્ધ પુરાવો એમના એક પ્રકટ થયેલ પત્રમાં છે. એમણે શ્રી હરીલાલ

ઝીણાને આ કૃતિને સમજવી સુગમ બને માટે જ લખેલું—"હું ન્યાયી કે દયાળુ કોઇ અધિષ્ઠાતા છે, એમ માનતો જ નથી. પ્રણયમાં જ સુખ હું સમજું છું, અને તે આ જગતમાં સુખી કરતાં દુઃખી વધારે કરે છે." (તા. ૨-૩-૧૮૯૦, જુવો કાન્તમાલા પૃ. ૩૨૩). એટલે આવા વિષય ઉપરનું કાવ્ય પોતે કેવળ કરુણાવસાની યોજે એ જ એમને માટે કુદરતી હતું. નાયકનાયિકાનું આખું જીવન એક જ દિવસમાં નિરૂપવાની જાણીતી કલાયુક્તિ વડે એમણે એ જોડાના પ્રેમને અને પ્રેમભોગના સુખને અવધિએ પ્હોંચાડ્યા, અને પછી "અત્યારોહે નિયત પડતી મોટ, મોટાતણી યે" (શાકુંતલ ૪ શ્લોક ૫ મો) એ ન્યાયે સાત્ત્વિક પ્રેમાવગાહનના સુખશિખરની ટોચ ઉપરથી તેમને—વિરહની પ્રેમશૂન્ય રાત્રિનું કરાલ દુઃખ કોઈ પણ રીતે ટાળી શકાતું નથી, તો આવા વિશ્વમાં જીવવું જ શાને—એમ શૂન્યભાવિ અંધતામિસ્ર આત્મહત્યામાં ધકેલી દઈ, આશા કે પ્રકાશ કે પ્રેમની એક પણ લકીર વિનાનું કરુણાવસાન સિદ્ધ કર્યું.

સૂર્યકમલ, ચંદ્રકુમુદ આદિ આદર્શ પ્રેમી યુગ્મો સંસ્કૃત કાવ્યસંપ્રદાયમાં કલ્પેલાં છે (આ જોડાઓના પ્રેમપ્રકારો વચ્ચે ગો. મા. ત્રિ. સરસ્વતીચંદ્ર ૪ થા ભાગમાં એક સ્થલે સૂક્ષ્મ ભેદપ્રભેદ ચર્ચ્યે છે તે જિજ્ઞાસુએ જોઈ લેવું). ચક્રવાક, ચક્રવાકી પણ એક આદર્શ પ્રેમી જોડું છે. અને એ જોડાના જીવનની વિશેષતા આ છે કે દૈવયોગે કોઈનો શાપ થતાં પ્રેમી-જીવનનો સાચો સમય રાત, તે તો એમને હરહંમેશ આખી યે વિયોગમાં જ ગાળવી પડે છે; તે એ પંખીયોનિની વ્યક્તિઓ તો કોઈ વ્હેળિયાને સામ સામે કાંઠે કે બીજે એવે સ્થલે એકબીજાનો અવાજ તો સાંભળી શકાય એટલે જ અંતરે બેસી આખી રાત એકબીજાને આરટવામાં ગાળે છે. કવિએ "આદર્શ પ્રેમી યુગલ"ની ભાવનાને વળગી આ કાવ્યમાંનાં નાયકનાયિકાને માનવીનાં હૃદય અને માનવીની ભાવિદૃષ્ટિ બક્ષ્યાં છે. માનવીઓના હૃદયમાં પ્રેમની સાથે અને પ્રેમની હરિફાઈ કરતા બીજા મોટા જુસ્સા પણ હોય, ત્યારે કવિકલ્પના આ નાયકનાયિકાને પ્રેમમય પ્રેમ-નિમગ્ન જ રાખે છે: તેમને 'સ્નેહબાલ' કહે છે. "ગમે તે થાવ વિયોગની એક પણ રાત નથી સહેવી-સહેવાય જ કેમ! એ કરુણાવસાન સાધક વિચારબીજ પણ કાંતે પોતે નવું ઉપજાવેલું નથી, એ ખયાલ આલેખતી કડીઓ જૂના કાળથી કંઠસ્થ સાહિત્યમાં ઉતરી આવેલી જાણીતી છે, તેમાંની એક મેં સાંભળેલી તે મુજબ ટાંકું છું.

"સાંઝ પડે દિન આથમે, ચકવી બેઠી રોય,
ચકવા, ચલો જયેં જિહાં સાંઝ ન પડતી હોય !"†

આમ આખું વસ્તુ પરંપરાપ્રાપ્ત છે. કૃતિની વિશેષતા આ કે કર્તાએ તેને અહીં અજ્ઞેયવાદી વા નાસ્તિક વિચારલક્ષણ સાથે ગુંથી લીધું છે.

**૧૩ નિભૃત** = છૂપું, સૌથી છૂટાં પડી જઈને, જરા ય સંકોચ મર્યાદાદિ વિના પૂરેપૂરાં સુખ માણવાને. **૨૩ ઉત્તાન કચ્છ** = તળાવો થયાં હોય એવી ખાઈઓના કાંઠા, ટળતા, ભેજાળ, લીલોતરીએ છવાયલા. તળાવ થવા જેવડી ઊંડી વિશાળ ખાઈ ના હોય અથવા પાણી છીછરાં હોય ત્યાં ઘાસ, છોયા વગેરે ઝાઝા ઉગેલાં એટલે પાણી દેખાવા ન પામે, તેવી જગાઓ તે "કાંઠા" નહીં, માત્ર ભેજાળ ઢાળવાળી જગાઓ. નિભૃત, ઉદ્ગ્રીવ, સંવૃત આવલી, ઉત્તાન કચ્છ, સ્મૃતિનાશની જવનિકા, નિષ્ઠુર પ્રાણ (બહુવ્રીહિ સમાસ), આદિ વાળી આ કૃતિ બેશક અતિસંસ્કૃત છે, કાંતની બીજી કૃતિઓથી સરલતામાં ઉતરતી છે.

૩૦ હિમબિંદુઓ પાંદડાં ઉપર અને બહારની બાજુએ; તેને ચૂસી લઈ રવિકિરણો અંદર ઊંડે લગી ઉતરી જાય છે. **૩૭ વિમુખ** = નારીસહજ લજ્જા પંખિમાં આરોપવાની કશી જરૂર ન્હોતી. ૪૬ આ ક્ષણ લગી ભોગ ભોગવવા, પછી પૂરેપૂરી બંધી, એવો અંકુશ. **૪૭ સરોષ** = આરક્ત. દેવતાઓ, વિદ્યાધર વિદ્યાધરીઓ, જરા આંખે ન દેખાતી સૂક્ષ્મ યોનિઓની વ્યક્તિઓ; આખા હિંદમાં વ્યાપેલો આ એક સુંદર નિર્દોષ વ્હેમ છે કે સંધ્યાસમયે, ગોરજ ચોઘડિએ, આ સર્વ સ્વસ્થાને જતાં હોય છે, આપણા માથા ઉપર થઈ આકાશના માર્ગે.

**૫૦ વિરલ** = ઉત્કૃષ્ટ એ અર્થ લેવો. **૫૩** વિરહપળ આવી તો, એમ વિસ્મૃતિ પડદો ચીરાય છે. **૫૫** અનુભવે ન છતાં = જુવો કર્તાના ઉપલા જ પત્રનો બીજો ભાગ (કાંતમાળા). વિરહ આવ્યો તો એ વિચાર ક્ષણવાર એટલો પ્રબલ બની જાય છે કે જોડું "યામિની, દુઃખ, કાલ, પ્રાણીઓની કઠોર ચીસો વગેરે" ને સાક્ષાત્ અનુભવે છે. આખો દિવસ દૂર રાખેલી સ્મૃતિઓની એક ક્ષણ

---

† શ્રી રા. વિ. પા. પોતાની ટીકામાં ટાંકે છે તે સંસ્કૃત શ્લોકમાંની "ભ્રમતિ વિહગસાર્થાન્..." પંક્તિ સ્પષ્ટ કહે છે કે એ શ્લોકના કર્તાએ વર્ણવેલી દશા ઉપલી કડી વર્ણવે છે તે દશા પ્હેલાંની છે.

તો જાણે વળગી પડી પોતાના ગાઢ આશ્લેષે ભચડી મારે છે! આ કડી ૧૫–૧૬ મધ્યમાં મૂકી છે સાભિપ્રાય; અને આખી રચનાને–અહીં લગીનાં પ્રેમાનંદના ઉત્સાહી વર્ણન છતાં પણ કરુણપ્રધાન બનાવે છે.

૬૦ કોઈ નિર્દોષના ક્રૂર પંઝે મોત, બંધન, આદિના. **મંદ્ર:** ડીપ, હોલો, રમ્બ્લિંગ, એવો અર્થ લેવો; જો કે આપણી ભાષામાં આ શબ્દ ઘણુંખરું પ્લીઝિંગ, ચાર્મિંગ વગેરે અર્થમાં વપરાય છે, તેવા અર્થ સાથે 'શોર' શબ્દનો મેળ ન મળે. **૬૨ ઉન્મત્ત:** ઉન્ અને મત્તની વચ્ચે યતિસ્થાન છે. આવી રચના સંસ્કૃત કવિતામાં ય મળશે; અને અહીં તો ઉન્મત્તતાના શાબ્દિક પડઘા લેખે સાભિપ્રાય પણ ગણાવાને પાત્ર. ૧૧ મી પંક્તિ દુર્બોધ છે. ૧૮૯૦ માં અર્થ કરેલો રા. વિ. પા. માં ૨૦૨ મે પાને છે. 'આળસ' ને બદલે આજે કહીશ —નઠોર સર્વવ્યાપી સત્ત્વના આવા આવા કામા જોવા પડે, જોયા જ કરવા પડે તેથી સુકોમલ ચિત્તોમાં વ્યાપી જતી મૂઢતા આદિની અસહ્ય અવસ્થા. ૭૩–૭૪ પ્રેમ જીવન દેહદ્વયે દ્વિધાવિભક્તિ પણ બીજી બધી રીતે અદ્વૈત સાધે છે. યુગલ ઊંચામાં ઊંચી ટોચે ચડી જાય છે. આખા વિશ્વ પર નજર ફેરવે લે. શૂન્ય! શૂન્ય! પ્રેમ–રસ–જેવી કોઈ ચીજ ન મળે! કેવળ જડતા–પાષાણો જ! ૮૭ રસકોશ ગણિયે તે વાદળીઓ પણ આછાં ધાબાં જેવી લૂલી, ઈચ્છા કે નિશાન વિના, જ્યાં ને ત્યાં તણાયા કરતી! સંમૂઢ બની જાય છે. ૮૨ **ધૃતિ** = ધૈર્ય.

કૃતિમાં કેટલાક અંશ અતિ આકરા છે, તથાપિ વર્ણનને સમગ્રે લેતાં કહી શકાય કે કર્તા અજ્ઞેયવાદથી પણ આગળ નથી જતો; વિશ્વલીલાના કારણોમાં એક સત્ત્વ તો અતિબલિષ્ટની સાથે રાક્ષસી (ડાયબોલિકલ) પણ છે વા હશે વા હોય તો નવાઈ નહીં એમ માનનારો તો નથી. વિશ્વમાં જડતા, હૃદયશૂન્યતા, પ્રેમહીનતા જ આરોપીને કર્તા અટકી જાય છે. પ્રેમાભાવ અને રસશૂન્યતાથી આગળ ધપી નિર્દય, નિષ્ઠુર, સર્વાભક્ષી રાક્ષસતાનો આરોપ કર્તા કરતો જણાતો નથી. એટલે અતિ આકરા અંશો લાગે તેને પણ આ મર્યાદિત અર્થમાં બેસાડી લેવા. આગળ પંક્તિ ૧૦૨ પણ જુવો. ત્યાં આ **આ ઐશ્વર્યે** = આવા વિશ્વતંત્રમાં એટલો જ અર્થ છે.

૮૯–૯૦–૧૦૧ વિધિશાપ જેવું કશું જ ના હોય, સૂર્ય આથમતો જ ના હોય, જરાક તો રસાર્દ્રતા હોય, એવી સૃષ્ટિમાં ચાલોને,–એમ ચક્વી પોતાના

નાથને વીનવે છે. ચકવો ડોકું ધુણાવે છે. સૂચિ જે છે તે આ : આમાં તો ધ્રુવ નજીક પ્રદેશો છે, જ્યાં સૂર્ય ક્ષિતિજ ઉપર લાંબો સમય રહે છે, તો તે પ્રદેશોમાં એ લાંબા દિવસો પછી રાતો પણ એટલી જ લાંબી હોય છે. તો ચાલો જીવન અને વિરહ બેયનો એક સાથે જ અંત આણી દઈયે. જો જીવવું=વેઠવું તો ન જીવવું ન વેઠવું એ બેવડો નકાર એક સાથે સાધિયે.* **૧૦૫ ગહન** : મૃત્યુની અંધારી અતલ ખીણ. **૧૦૨** પછીનાં * * ચિહ્ન જોડું એમના નિર્ણયનો અમલ કરે છે, તે એમનું ઝડપીપણું અમુક ક્ષણો ચાલ્યું એમ સૂચવવાને છે. **૧૦૩–૪ ભાસ** : પોતે આ વિશ્વમાં અનુભવેલું તેથી જુદી જાતના હાસ્યયુક્ત આનંદદાયી પ્રકાશનો ભાસ. **૧૦૭ પ્રકાશ** : એ નવી જાતનું ભાસતું હોય છે તે તેજ. પરંતુ— Alas! "the fancy cannot cheat so well As she is famed to do, deceiving elf." એ ભાસ માત્ર છે, આ "અવર" અને "ધન્ય હાસ્યયુક્ત" ભાસતી દુનિયા પણ જે છોડી દીધી તેના જેવી જ છે, તે જ છે, અહીં પણ "પાષાણો" જ છે. અહીં ક્યાંય ચેતન નામે છે નહીં. એ પંક્તિથી મૂલ કૃતિ પૂરી થાય છે.

પછી કર્તા સ્વીડનબોર્ગી અને ઈશ્વરશ્રદ્ધાળુ બન્યા, એમની કવિતાઓનો પોતે છાપવા માટે સંગ્રહ કર્યો ત્યારે પોતાની આગલી અવસ્થાની કવિતાઓ એમને ખૂંચવા લાગી. સૌથી વિશેષ ખૂંચી આ, કેમ કે આમાં ઈશ્વર નથી, પ્રેમ, આશા આદિને આક્રંદ સાથે નિરૂપેલો હતો. અને "ભાસ" શબ્દ કે "પાષાણો" આદિ આક્રંદ, આપઘાતનો નિર્ણય કે બીજું કશું ય એમણે ન ફેરવ્યું, એક માત્ર છેલ્લી લીટીમાં જ અક્ષર ફેરવીને **અ** લખ્યો, અને આ કૃતિને આ નવા પાઠ સાથે પ્રકટ કરવા ઠરાવ્યું તે મુજબ એ પૂર્વાલાપમાં એમના મૃત્યુ પછી પ્રકટ થઈ.

આ હકીકત છે, મૂલ કૃતિનો આશય, મૂલ પાઠનો આગલા અંશો સાથે મેળ સ્પષ્ટ છે. આખી કૃતિ એ પાઠમાં જ કુદરતી રીતે પરિણમે છે. નવો પાઠ

* કાવ્ય ઉપરથી કવિના પોતાના જીવન વિષે એક સવાલ ઉઠે એવો છે. પહેલી પત્નીના મૃત્યુ પછી, આ કૃતિ રચી તે અરસામાં, કે બીજે કોઈ કાળે કવિને પોતાને આત્મહત્યા કરવાનો ખયાલ આવેલો ખરો? ગ. અ. થની 'સોરોઝ ઓફ વર્ધર' નવલિકા મણિભાઈના અતિપ્રિય પુસ્તકોમાંની એક હતી. તે એમણે આ કૃતિની રચના પહેલાં વાંચી લીધેલી. એમાં વર્ણવેલો છે તેવો કોઈ અનુભવ અને માનસપલટો કવિને થયેલ ખરો ? ન જાને.

એવો સુસંગત છે જ નહીં'. વળી એ નવા પાઠને વળગતાં, આ વિચિત્ર પરિણામ આવે છે, કે મણિભાઇએ આ ફેરફાર કરતાં આ બધા વિષે કેટલો અને કેવો વિચાર કર્યો હશે કે 'એ વાંચનારા ફોડી લેશે સ્તો' એમ કશો જ કર્યો નહીં' હોય, તે પણ સમઝાતું નથી.

શ્રી. રા. વિ. પાઠક નવા પાઠનો પક્ષ ખેંચી એ રૂપની આખી કૃતિના ધ્વનિ વિષે લખે છે, "પ્રેમની ખાતર આત્મભોગ આપ્યો તેથી" એમને સત્યજ્ઞાન થવા પામ્યું, એમ લખે છે, તે ગાંઠની કલ્પના ગણાવાને જ પાત્ર છે....પણ એમની એ વકીલાત એમના પોતાના શબ્દોમાં જ વાચકે પૂરેપૂરી તપાસી પોતાનો મત બાંધવો.

કૃતિ 'વસંતવિજય' થી ઉતરતી ગણાવાને પાત્ર. વસંતવિજય વિષય, વાસ્તવિકતા, સમૃદ્ધિ ત્રણેમાં ચડે.

## ૪૯ દશરથનો અન્તકાળ : ગણપતલાલ ભાવસાર.

**૧ નિદાઘ** : તાપ. **૭ સુક્ત** : નિરભ્ર. **૧૫ તપન** : સૂર્ય. ૨૨ આકાશમાંના તારા સંખ્યાના જામતા અંધકારમાં દેખાતા તે કરતાં તેમનાં સરયૂમાંનાં પ્રતિબિંબ વધારે ચોક્ખાં દેખાતાં, તે જાણે સરયૂનીર આકાશને તેજોદાન કરી રહ્યું હતું. ૨૭ આટલું બોલતાં મરણપથારીએ પડેલા દશરથને ગળે સોસ પડે છે એટલે કૈકેયીને કહે છે; ટીપું પાણી પા.

૪૬ ને—અને હાય રે! (૧) વધુ બોલવાની શક્તિ જ રહેતી નથી એટલે આમ બોલી જવાય છે; (૨) મૃગ ધારેલો તે તો—અરે રે મ્હારાં કરમ!—શ્રવણ બ્રાહ્મણપુત્ર હતો, જેના અંધ માબાપે દીધેલા શાપને લઇને તો અત્યારે આ દશા થઇ!—જેનો ઉપાય જ નથી.

બોલે છે તે તમામ સાદા, સીધા, સુંદર વનવર્ણનના જ બોલ બોલે છે. ધીરે ધીરે, વિગતે વિગતે, આખું ચિત્ર ચિતરે છે. જે કહેવાનું છે તે અનુક્ત જ રહે છે તથાપિ પૂરેપૂરૂં કહેવાઇ જાય છે; અને કહી શક્યો હોત તે કરતાં ઘણી વધારે કરુણતાથી. કવિતાનો શ્રેષ્ઠ ગુણ કે કવિનું પરમ સાધન અહીંઆ નાયકનું તદ્દન કુદરતી મૌન બને છે.

## ૫૦ એક તોડેલી ડાળ : બલવંતરાય ક. ઠાકોર.

પંક્તિ ૨૦મીમાં પૃથ્વીનો પ્રથમ અષ્ટવર્ણી ખંડ એવડીને પંક્તિ બાંધી છે.

**૪ જ્યોત્સ્ના :** પ્રકાશ. **૫ સજ :** સજ્જ. **૮ જૌહર :** જૌહરનો ડંકો યુદ્ધ દરમિયાન તેમાંના સૈનિકોને માટે જ અને છેલ્લો મારીને મરવાનો ધસારો કરવા માટેનો, તે જ કેસરિયાંનો ડંકો. અહીં માટે એ શબ્દ ખોટો કહેનારા ન. ભો. દિ. અને કે. હ. ધ્રુ. જેવા પ્રોફેસરોએ પોતે સાચા જ હોવા જોઈએ એ વલણમાં જરા ગંદ પડી મ્હને પૂછ્યું હોત, તો હું એમને કહી શકત—આ તો ઉપમા જ અથવા સાદૃશ્ય છે. જેવી રીતે જૌહરનો આદેશ કે નિર્ણય થતાં કોઈ પણ સૈનિક આગળ ધાયા વિના ન રહે, તેવી રીતે...આવી તો એ બે ય "આચાર્યો"એ 'ભણકાર' ભણાવતાં બેચાર ભૂલો કરેલી.

**૨૦ સખી :** નાયકની પત્ની, નાયકની ઘોડી બે ય અન્યોન્ય સખી.

**૨૨** વૃદ્ધો કેમ કે હુમલો એવો બલિષ્ઠ હતો કે લશ્કરલાયક ઉંમરના બધાને જ દેશના દરેક ભાગમાંથી એકદમ ચડી જવું પડેલું.

**૨૭ દુર્ગ :** વિકટ પહાડીઓ, ખાઈબર 'પાસ' જેવી ઘાટીઓ, વગેરે.

**૩૧** જૂનો પાઠ ઉતરતો નથી.*

**૩૮** નિજ+આશ્વાસન : આવા સંધિપ્રયોગો સામે હવે ટીકા થવા લાગી છે, તે અનુચિત છે. બેશક સંસ્કૃતમાં ચાલે (બલ્કે આવશ્યક) તે તમામ સંધિ-પ્રયોગો શિષ્ટ ગુજરાતી લખાણમાં આવી શકે. પણ અતિ સામાન્ય અને આપણી વાતચિતમાં પણ કુદરતી રીતે થઈ જતા સંધિઓ આપણા વૈયાકરણોએ નોંધવા ઘટે અને તેથી કંઈક વિશેષ છૂટ સંસ્કૃત શૈલિના ગુજરાતી શિષ્ટ લખાણોમાં ઉચિત સ્થાને લઈ શકાય. **૩૯** વિપત્તિમાં સંભારતા તે ધૈર્ય બક્ષે છે.

**૪૩** પછીની પંક્તિઓ ભણકાર ('૪૨) માં પ્હેલી વાર જ પ્રકટ થયેલ અહીં ઉમેરી લીધી છે. ત્યાં કૃતિમથાળે શિરસ્સૂત્ર (મોટો) પણ મુક્યો છે—'ફૉર લૅયર્ડ્સ વિલ ફાઈટ ઍન્ડ ડેમ્સ મસ્ટ વીપ' (અનુવાદ—અમીરો ધ્રુજાવે ધરા સમરરસિયા ન સુકાય તેણે જલો સુવતિજનનાં). **૪૭ ભગિની:** આ નાયિકાને. **૫૦ ઉરસાથી :** નાયક.

*અવશ્ય મહીં ઉત્કંઠ.

## ૫૧ વીરની વિદાય: ન્હાનાલાલ દ. કવિ.

**રસ** આવાં સર્વાંગસમ્પૂર્ણ ગીત ગુજરાતીમાં બહુ ઓછાં છે. ભાષા, સ્વરવ્યંજનયોજના, પ્રાસ, લય અને વિરામ, તાલ અને સુરાવલિ, વાચ્યાર્થ અને સાથે સાથે આવતાં ઘેરાં આછાં સૂચનો, કોઈ પણ અંગ તપાસો; ક્યાંય ખામી બતાવી શકશો ? આનો રસ ? શૃંગારની તો છાંટ જ છે; નાયકનાયિકા નવલોહિયાં છે એટલું બતાવવા પુરતી કરુણના ઘેરા ઓળાને પણ દાબી રાખવાને સમર્થ એવો મહાન સભર અને તેથી શાન્ત **વીર** આ કાવ્ય અને ગીતનો રસ છે. આવી બાબતમાં ખુલાસો કરવો કે ચર્ચામાં ઉતરવું વૃથા છે; સૌએ જાતે મનન કરીને પોતપોતાનું મત બાંધવું. આ વીર આટલો સમર્થ, સભર, અને શાન્ત શાને ? કર્ત્તવ્યનિષ્ઠાબળે: ક્ષત્રિય ક્ષત્રિયાણીનો ધર્મ આ જ, એવા દૃઢ સંસ્કૃતિવારસાના બળે.

૧ **કેસરભીના** કેસરિયાં કરવાને સજ્જ થયેલા એવો અર્થ નથી. કેસરિયાંનો સમય તો બહુ મોડા આવે. શત્રુ સામે ચડી જવાને સજ્જ એટલો જ અર્થ છે. દુશ્મન અને આપણા વચ્ચે યુદ્ધોથી કારમો જંગ મંડાયો છે, પણ સૌથી ઉપર હજી મહારાજાના દુન્દુભિ ગરગડે છે, જે તહમારા જેવા સામન્તો અને વીરોને વિજયપ્રયાણ માટે હાકલ કરી રહ્યા છે.

૩ **પુર** શહેર–શહેરો ભંગાય છે, ભેળાવામાં છે. મ્હોલાતો–કેટલીક–હાલી ઉઠી છે; સામન્તોની રાજાઓની એમ લેવું. ઉત્તરાર્ધ સાદાઈ અને સાથે અર્થ-સમ્ભારમાં વખાણપાત્ર છે; લગભગ બધું ખંડિત થઈ ગયું છે, થવામાં છે, જેમ જંગનું કારમાપણું વધતું જાય છે તેમ વધારે ઉત્સાહ અને દૃઢતાથી આગળ ધસીને ખપી જતા વીર સુપુત્રોની કીરત, ને એક જ અખંડ પ્રકાશી રહે છે. મૃત્યુના મોંમાં ધસી ધસીને અમરતા વરે, મૃત્યુને જ પોતાનો અમર મિનાર બનાવી લે, તે કીર્તિ.

૪ **સાંકળી** સાંકળેલી. અથવા બખતરને નાન્યતર જાતિનો શબ્દ રાખવો તો વજ્રની સાંકળીઓવાળું બખતર. **ખેલવાં કે ખેલવા ?** બંને ચાલશે.

૭ **શૂરાં, શૂરા, કે શૂર ?** શૂરાં જ જોઇએ; વીરપત્નીઓ પોતાના ખપી ગયેલા પતિઓ પાછળ સતી થઇને એમને મળે, તે સુરગંગાનો ઘાટ. ૮ **ફાગ**

શૃંગારના ઉલ્લાસ, નૃત્ય, ગીત, રંગ, વગેરે. **જયકલગી** જશ મેળવ્યાની નિશાની રૂપ કલગી. **રાજમુગટ :** રાજ (રાજ્ય) ના મુગટમણિ, સુપાત્ર સુભટ. **વીરુંને** વીરો અને વીરપત્નીઓને. ૯ **વાધો** સિધાવો, ફત્તેહ!

## પર અભિમન્યુનું વીરોચિત મૃત્યુ : મનસુખલાલ મ. ઝવેરી

"અભિમન્યુ" નામે ૪૧ કડીના કાવ્યની છેલ્લી ૧૪ અહીં લીધી છે. મૂળમાં કડી રનો છેલ્લો શબ્દ 'ભીમનાદે' છે; કડી ૫ માં 'આથડ્યા' છે; ૧૩ માં 'અપ્સરા' એકવચને છે, અને ક્રિયાપદો ભૂતકાલનાં છે; અહીં ઉતારતાં આટલા કેવલ શાબ્દિક ફેરફાર કર્યા છે.

૨ **તોમર** લોહગદા કે સાંગ. **ઘાતઘાતે** દરેક પ્રહારે. ૪ **તાત** દુઃશાસન. એનો પુત્ર દૌઃશાસનિ; સુભદ્રાપુત્ર સૌભદ્ર–અભિમન્યુ. **મુસલ ગદા** ઠીક નથી. ૯ **ભીમ** ગદા, ભાપણ મહામોટી અને વજ્ર જેવી ગદા. ૧૩ **કુરુકુલાંકુર** આ શબ્દની અહીં યોજના અપૂર્વ ઔચિત્યવાળી છે; અર્થ કુરુકુલનો અંકુર એટલો જ છે, પણ એના અવાજના કલંક, કુલાંગાર, કુરકુરિયું, જેવા શબ્દો સાથે સામ્યથી વાચક નિન્દાનો ધ્વનિ પણ પકડી લે છે. આમ વિજેતાને ન નિન્દાય એ નીતિ અર્થમાં પાળીને પણ કવિ શાબ્દિક છલે તેને નિન્દે છે. લાઈબલ ઇચ્છાર્યાના પરિણામનો છાંટો પણ પોતાને ઉડે નહીં એવી રીતે લાઈબલ કરવું હોય તેવા માણસને આ કવિત્વરીતિની ઢાલ ઉપયોગી ખરી! ૧૩ **જનક:** અર્જુન. મરતાં પણ અભિમન્યુ પિતાની ધર્મકાર્યે ગેરહાજરીમાં તેના કર્તવ્યમાં યથાશક્તિ ધૂમી, ઝુઝુમી, ખપી જતાં કૃતકૃત્યતાનો આનંદ અનુભવતો સ્વર્ગે ગયો. **ઉત્કંઠી** આતુરતાને લીધે ડોક આગળ આગળ ધપાવતી. **અમરકુસુમ** નન્દનવનનાં, દેવોનાં. **વીર્ય** અસાધારણ માટે બહુવચને. ૧૪ મૃત્યુમાં આનન્દતા એ વીરના મૃત્યુથી આખા વિશ્વે શોક અનુભવ્યો.

## ૫૩ તારામૈત્રક : સુરસિંહજી ત. ગોહેલ કલાપી.

"હમીરજી ગોહેલ" એ અપૂર્ણ મહાકાવ્ય (એપિક)ના પ્રથમ સર્ગ–તારામૈત્રક–માં બે કડીનું મંગલાચરણ છે, કડી ૩ થી ૨૦ માં પ્રભાતે હમીરજીનું ચિત્ર છે, અને કડી ૨૧ થી ૪૨ માં નાયક અને નાયિકા (વેગડા ભીલની પુત્રી) નન્દાના અન્યોન્ય દર્શનનું આ બીજું ચિત્ર છે, તે ૨૨ કડીમાંથી અહીં ચાર

છોડી દીધી છે. આવાં સર્વાંગનિર્મલ પ્રેમચિત્ર ગુજરાતી કવિતામાં અતિવિરલ છે. વર્ણનની ગતિ મન્દ છે, પણ તે આવા વિષયમાં દોષ નથી.

૧ આ **ઝબક** ઝબકનું કારણ કડી ૮ થી માં છે. **શો** સમો. ૩ **ઝરી** તરુર; આગળ પણ. **લ્હેરી** લહર, **૫** જ ઘણા છે. નયનો, દિલ, પાંખ–નાયકનાં; જે તે–નાયિકા. **૬ વદન** નાયિકાનું. **કો નયન** કોઇ પણ આંખ, કોઇની પણ આંખ. નાયક આવા તરંગ કરે છે. આનું અનેરું રૂપ જોતાં ક્ષણ થોભી એ સર્જવાને માટે સરજનહારનો ઉપકાર કોણ ન ગાય ? દુનિયામાં આવી આવી સુન્દરતા છે તેથી મગરૂર પણ કોણ ન થાય ? કોણ ન હરખે ? ૮ નવયૌવનમાં મુગ્ધ કન્યા અને કુસુમકળી બંનેને નાજુક સુરેખતાથી વર્ણવ્યાં છે. ૯ જાદુઇ રૂપમાં નવયૌવનની ક્રીડામય ઉગ્રમૃદુ લાવણ્યવતી છલોછલ રસીલી સ્વતંત્ર દશા હોય, અને તે દશામાં કોઈ **તાન** નવું ધારણા-સ્થાન આવી મળતાં એ ઉગ્ર-મૃદુક્રીડા, લાવણ્ય, સ્વતંત્રતા આદિ તમામ હૃદયના ઊંડાણમાં ઉતરી જાય, ત્યાં જ એકાગ્ર થાય, એવી મુગ્ધા યુવતીને આવી દશામાં જોનાર નેત્ર અને હૃદય ભલે ને ગમે તેનાં હોય પણ તેમને એ યુવતીનું તાન લાગ્યા વગર, તે એ યુવતીમાં એકાગ્ર થયા વગર રહી જ શકે નહીં. આને દુર્બોધ રચના કહેશો કે અતિ નાજુક જ કહેશો ? **૧૦ ખડક જગત કેરું** જગતમાં ખડક જેવું ગણાવાને યોગ્ય ખડકનું જ રૂપક ઘટે એવું આ યોદ્ધાનું હૃદય. અહીં દુર્બોધતાનો દોષ છે ખરો. એ હૃદય પણ આ ક્ષણે તો સ્નેહરસના વિપુલ ( વિશ્વવ્યાપી ) ધોધમાં રસમય બનીને વહી રહ્યું છે. સ્નેહધોધ વિશ્વવ્યાપી છે. એ મંતવ્ય કર્તાને અતિપરિચિત હોવાથી જ અહીં અનુક્ત રહી ગયું છે, અને કડીની દુર્બોધતા વધી છે. આટલું સમજતાં વળી સુઝે એમ છે કે અહીં કર્તાએ **કો** પેલા જાણીતા એ અર્થમાં વાપર્યું છે. ૧૧ એ ભોળી મૃદુ આંખડી નાયિકાની. ૧૨ ચોટલાની અસાધારણ લંબાઈ વર્ણવી છે. **અલક** અલકલટ. ૧૩ આ તારામૈત્રકમાં પ્રથમ નાયિકા મોહી પડી, પછી નાયક, એમ વર્ણવેલું છે; કાલિદાસના શાકુન્તલમાં પ્રથમ અંકમાં છે તેથી ભિન્ન ક્રમે. લગભગ સાથે અન્યોન્યાકર્ષણ થઈ જાય, પછી કોને એક ક્ષણ વ્હેલું થવા પામ્યું, એ તો પ્રેમી યુગલને વ્હાલી રસિક હોડ માત્ર છે. **૧૪ આંસુડાં** રસબિન્દુઓ, રખે સ્થૂલ આંસુનો અર્થ કરતા. **૧૬ તાજું** તાજગીવાળું, નાયિકાને અજાણ્યે જ લજ્જાની સુરખી ચડી આવી, જેથી વધારે મોહક બની; નાયકને પ્રાપ્ત પ્રાપ્તવ્યં એ ભાન રોમેરોમ વ્યાપતાં–અજાણ્યે જ–જનમારો ધરીને કરવું છે પણ શું એ અસ્પષ્ટ

વૈરાગ્ય જેવી દશા સરી ગઈ, તાજગી અને ઉમંગ વ્યાપી રહ્યાં. કડીનો ઉત્તરાર્ધ " વિશેષાર્થમાંથી સામાન્યાર્થ " એ રૂપના અર્થાન્તરન્યાસ નામે જાણીતા અલંકારનો સારો દાખલો છે. ૧૭ **મુંજે** છે એમ અન્વય છે. ૧૮ જાદુ (૧) નાયિકાનો જાદુ (૨) નાયકનો જાદુ (૩,૪) કામદેવનો કદાચ જાદુ (૧,૨) બંનેનો સામસામો એમ લેવું વધારે સારું. બંનેએ સામસામો જાદુ પ્રસાર્યો, સામસામા જાદુમાં સપડાઈ ગયાં.

## ૫૪ અજબ તાર ખેંચ્યાં અહા : ચતુરભાઈ ઉ. પટેલ.

સાંભળ્યું છે કે આ કવિએ ઊર્મિકો વગેરે અનેક કૃતિઓ લખી છે પરંતુ આમાં પ્રકટ કરવા જેવું છે શું એવી વિનમ્રતાથી ચોપડી બ્હાર પાડતા નથી. માસિકો, દીવાળી અંકો આદિમાં ય જવલ્લે જ મોકલે છે. ગ્રામ્યજીવનની કુદરતમાં અને કુલીનતાની મર્યાદાઓમાં સ્ફુરતો કિશોરકિશોરી પ્રેમ રમણીયસુંદર વિગતે આલેખ્યો છે. **શેષ** અવશેષ. આ પ્હેલી કડી શબ્દાળુ છે : મનરંજતો અને રમણીય; અતલ અને ગંભીરઃ વિશાલ અને મહાઃ પણ આરંભદશાની કૃતિમાં શબ્દાળુતા તો હોય. કુંદ મોગરો. પાણી ભરતી કિશોરીઓ કુવાને ઘેરી રહે, કુવાની આસપાસ ટોળી રહે, અને એમની વાતો મચેલી જ રહે. ઘોડા કુંદગુલ્મોમાં એક ગુલછડી " ભળે પણ જુદી તરે " છે.

**મધુ** મીઠી. ઉપલી કડીના કિશોરીજૂથ અને આ કડીના કિશોરજૂથનાં વર્ણનો પૂરતાં ભિન્ન અને એકસરખાં રુચિકર છે. બંડીધોતિયાં સાદાં હોય, ચોળી, ચુંદડી, ઘાઘરી અલંકૃત હોય, તેમ કિશોરીજૂથવર્ણન અલંકૃત છે, એ વિશિષ્ટતા ઉચિત જ છે. **અળવે** લીલાએ; રેડતાં સાથે સંબંધ છે. વીજસંદેશડાથી થતો આનંદ સખીઓને જોવા દેવાય નહીં અને દાબેલો રહે પણ નહીં, એનું રમ્ય વર્ણન લજ્જાની સંધ્યા સાથે સરખામણીથી વધારે રમ્ય લાગે છે. આખા ચિત્રનું મધ્યબિંદુ આ કડી છે. અજબ તાર ખેંચ્યાં, સ્વપનવારિસીંચ્યાં, એ શબ્દઝુમખાં કવિતાને જોઈતી લયવાળી મિતાક્ષરતાના સારા નમૂના છે. કિશોર વયની ઝીણી ઝીણી, સ્પષ્ટાસ્પષ્ટ, એકબીજામાં ગૂંચવાતી, અથડાતી આશા અને ઉલ્લાસપ્રધાન ઊર્મિઓનું વાસ્તવિક મનોહર ભાતીગળ ચિત્ર પાડ્યું છે. આ લેખકની કોઈક સૉનેટો પણ સારી છે. અહીં તો કૃતિને ત્રિખંડી ગણિયે તોપણ દરેક ખંડ ૧૩ લીટીનો જ થાય છે.

## ૫૫ સખી મેં કલ્પી'તી—ઉમાશંકર જે. જોષી.

પ્હેલી આવૃત્તિ વખતે મ્હને અર્વાચીન સુરુચિને અનુરૂપ પ્રેમકાવ્યોના નમૂના બહુ થોડા મળ્યા હતા. નવી કવિતાએ આ ખોટ ઝડપથી પૂરી નાખવા માંડી છે. ૨ **નિતરતી**, નીતારેલી (નીતરી) રેડતી. ૪ **જતી**, ચાલી જતી તે પછી પણ. **મોદમદિરા**: માદક મસ્તી જેવો આનંદ. કલ્પનાથી પ્હેલી ઝંખના (ફરીફરીને વાંછના), સૌથી પ્હેલી વાંછના. ૭ **પ્રતિબિંબે** પ્રતિ પ્રતિબિંબેઃ દર્શને દર્શને, એમ લેવું; જો કે એમ સ્પષ્ટ કહ્યું નથી. ૮ **સુરભિ**: સુવાસઃ સ્ફુરંતીએ સકર્મક ક્રિયાપદનું કર્મ. સ્વપ્ન અને દિન વચ્ચે દેખીતો વિરોધ, તેથી તો શકે શબ્દ જરૂરી, દિવાસ્વપ્ને શક્ય તેવી—કલ્પિત હોઈ શકે એટલી બધી મનોહર સુવાસ. ૯ **પ્રતિમા**: પૂતળી જેની દરેક હીલચાલ લીલામય, રસિક, અનેરી. ૧૦ વળી કોઇનું પણ અનુકરણ નહીં, બીજી કોઇની સ્મૃતિને જગાડે એવી પણ નહીં; હીલચાલ, હાવભાવ, આકારઇંગિત, તમામ એનાં પોતીકાં જ; આત્મોત્થ આત્મદ્યોતક, અને વળી સુકુમાર. **સ્વપ્ન**: અહીં અભિલાષ, મનોરથ, આદર્શ, ભાવના આદિ; ડ્રીમિંગ્સ, એસ્પિરેશન્સ, આઇડીયલ્સ. અને ઉપરાંત આ મહત્ત્વનું લક્ષણ પણ એનામાં ખરૂં કે એ માત્ર વિલાસવસ્તુ કે રમકડું કે ઝનાના બીબી નહીં તો, જગજંગ રમણે સહચરી રમણી, વીજળી જેવી ઉત્સાહપ્રેરક ભેરૂ. ૧૪ **હૈયાંની રચના**—ઓલહાર્ટ: હૃદયંગમ હૃદયમૂર્તિ.

## ૫૬ તે રમ્ય રાત્રે: ત્રિભુવન પુ. લુહાર સુન્દરમ્.

૭ **કામ્ય**: ભોગવવા યોગ્ય, કામોત્તેજક. સુંદરતાએ દિગ્મૂઢ જેવો થઇ ગયો.

૧૮ **મૂકતા** (મૌન) ના વાતાવરણમાં દિગ્મૂઢતારૂપ ખટકે. ૨૫ **રમણીય-ગાત્રે**, અન્વય જણાવે છે, આ સ્થળે આ સમાસ છે અને સંબોધન છે. પણ રમણીયાણિ ગાત્રાણિ યસ્યાઃ સા રમણીયગાત્રી (રમણીયગાત્રા ખોટું); એટલે સંબોધન વિભક્તિનું રૂપ રમણીયગાત્રિ સાચું અને ગાત્રે ખોટું. કવિએ આ કશી પરવા રાખી નહીં અને રાત્રે સાથે પ્રાસ સાધી લીધો. બીજી લીટીમાં એ જ બે શબ્દો છે, પણ ત્યાં સમાસ નથી, બે છૂટા લેવાના છે, એટલે ત્યાં વાંધો પણ નથી.

## ૫૭ આપણી રાત: મણિશંકર ર. ભટ્ટ કાંત.

બીજી પત્ની, એમનાં ઉછરેલાં સંતાનોની માતા એમની આગળ સીધાવી ગયેલ, નર્મદાનું આ સ્તોત્ર ગુજરાતના દાંપત્યજીવનાનુભવનો કવિતાકલાના આકાશમાં અમર અનુપમ તારો ઝળકાવે છે. મણિશંકરનો પોતાનો સિદ્ધાંત હતો કે માત્ર અંગત વીતકોની કવિતા તે કવિતા નહીં; એવી કવિતા રચનારો કવિ ના ગણાય. અતિ ઊંડી કરુણતા આમ ચિંતને ધોવાઇ ધોવાઇ શાંત, સુંદર રૂપે જ સ્વયંપ્રકાશ ઝગી રહે. એવી એમની જ એકથી વધારે કૃતિઓ આ સિદ્ધાંતનું સત્ય મર્યાદિત જ હોવાનું સાબીત કરે છે.

આખા દામ્પત્યજીવનને એક પૂર્ણિમાની રઢિયાળી રાત લેખે નિરૂપતો કવિ એ એક જ રૂપકમાં પોતાના ધર્મ, પ્રેમ, આદિ વિષેનાં દૃઢમંતવ્યો કવિતાના આત્માના ધ્વનિ લેખે જણાવી દે છે.' **૨ ચંદ્રમા :** ઈશ્વર ? પતિપત્નીનો પ્રેમ ? **તારા :** બીજાં પૂજ્ય સત્ત્વો ? બીજા કૌટુમ્બિક પ્રેમો ? કવિતાનો પ્રદેશ કથનથી ઘણો વધારે વિશાળ છે; સ્પષ્ટ કથનોની મર્યાદા બ્હાર સૂચનોના પ્રદેશ વધારે વિશાળ છે. પરંતુ શબ્દસાધિત સૂચનો કેટલેક અંશે સાકાર તો હોઈ શકે; સંગીતના કેવલ લયસુરસાધિત સૂચનો માત્ર ઊર્મિપોષક; તેમનો પ્રદેશ આની મર્યાદાઓથી પણ બ્હારનો અને લગભગ અમર્યાદ, સંવેદના અને અસંવેદનોના સંધિમાં મળી જતો. અને આ કૃતિ તો કવિતા અને ગીત બંને છે. પણ ગેય કવિતા વિષે એક આગલા વિવરણમાં આવી ગયું છે. આવી કૃતિઓમાં અહીંની પંક્તિ પર પંક્તિની અસ્ફુટતાઓ તે દોષ નથી, કેમ કે સ્ફુટ આકાર, કૃત્ય પરિણામ આદિ કશું આલેખવાનો ઉદ્દેશ જ નથી. **૧૧ સ્મર** (૧) સ્મૃતિ (૨) કામદેવ. **૧૩ આશકો :** પ્રેમીઓ, મિત્રો, સંબંધીઓ. **૧૬ ભોગ :** ચોખલિયા પોતાના ગંદા મગજનો ગંદવાડ અહીં આરોપીને આ પંક્તિને આ કૃતિમાં દોષ ગણે છે. ઉત્તમને ઠેકાણે નાજુક, સુંદર, સમુચિત, કે કુદરતીના અર્થનું વિશેષણ હોત તો પણ કશો વાંધો કે દોષ જોવા કારણ ન્હોતું, સિવાય કે જોનારની પોતાની દૃષ્ટિની નીચતાનું. આ બિંદુ ઉપર વિશેષ ચર્ચા 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો' માં કરી છે. (પૃ. ૪૧-૩)

## ૫૮ ભતવારીનું ગીત: કૃષ્ણલાલ જે. શ્રીધરાણી.

**આંબો, પ્રેમક્યારી,** બે ય વિશેષ નામ. **૪ સિતારી:** તારક. અર્થાત્ ચાંદલો.

આપણા ગોપકાવ્યને યુરોપી પેસ્ટોરલ આઇડિલ જાતિનો લેબાસ પ્હેરાવવા ઈચ્છે છે.

## ૫૯ મઢૂલી: જન્મશંકર મ. બૂચ લલિત.

૧ એ અમારી ઝુંપડી, બીજી ઝુંપડીઓ જેવી જ છે, તથાપિ કંઈક એની વિશિષ્ઠતા પણ છે.

૭ **સામે**: નદીને સામે તીર. આ તીરે અમે સંસારી (રક્ત) છિયે અને નથી; ગો. મા. ત્રિ. 'સરસ્વતીચંદ્ર'માં મઠાધિપતિ વિષ્ણુદાસ કને કહેવડાવે છે કે અમે તો ગોપીચંદનના જ તિલકો કરિયે છિયે એટલે બ્રહ્મચર્ય દીક્ષા લઈયે છિયે તે બીજા પંથોની જેમ મૃત્યુ લગી પાળવાનું બંધન નથી; યથારુચિ પાછા સંસારી થવાને અમે તો છૂટા રહિયે છિયે: એવો જ કંઈક અહીં અમારી મઢુલીના અમે સંસારી લોકોથી સામે કાંઠે વસિયે છિયે, અમે સંસારી છિયે અને નથી, એમ કહેવામાં આશય જણાય છે.

૧૧ **લગની**: દિશાનો અર્થ તો નથી. લગની લાગે તો: એવાં વલણ બળ પકડે તો.

ગો. મા. ત્રિ. નું Asceticism in my sense of the term એ અપ્રકટ વ્યાખ્યાન પણ કવિએ વાંચ્યું હતું.

## ૬૦ પ્રણય પ્રશસ્તિ (૧૧-૧૨-૧૯૩૬): બળવંતરાય ક. ઠાકોર.

૧ **જગદેવ**: હે પરમેશ્વર! **ચપેટ**: લપડાક: ૨ **વેસ્ટમિન્સ્ટર**, પાર્લમેન્ટની બેઠકોનું સ્થાન તે આખા સામ્રાજ્યની રાજધાનિ: **ઓટાવા**: પશ્ચિમોત્તર છેડે કેનેડાની રાજધાનિ: **આકલાંડ**: પૂર્વદક્ષિણ છેડે ન્યૂ ઝીલાંડની રાજધાનિ: આ બે છેડા અને મધ્યવર્ત્તિ વેસ્ટમિન્સ્ટર વડે આખું સામ્રાજ્ય આવી જાય છે. થડ! વાગી તે ચપેટ થડ! થડ! ગાજતી આખા સામ્રાજ્યમાં ફેલાઈ ગઈ. આ થપાટ મારનાર કોણ? આગળ જોતાં જણાશે કે પ્રણયની દેવી, યુદ્ધદેવમાર્સની પત્ની વીનસ. ૩ સામ્રાજ્યના સૌથી જાણીતાં ત્રણ નામ-મુખ્ય પ્રધાન, આફ્રિકાનો સુપ્રસિદ્ધ રાજપુરૂષ સ્મટ્સ, હિંદના નામાંકિત ગાંધીજી વડે તેમ આફ્રિકા અને હિંદના બીજા બે મોટા વિભાગ વર્ણનમાં આણીને અહીં પણ આખું સામ્રાજ્ય સમાવી દીધું છે. સ્મટ્સ પ્યૂરિટન છે; પ્રેમવિકાર આમ

કર્તવ્યબુદ્ધિને હીણી પાડે તે પ્યૂરિટનો ખાસ અધઃપાતનું પ્રમાણ ગણે છે. **મોહ્યઃ** સ્ત્રીનું જોગમાયા સ્વરૂપ જેની કલ્પનામાં પણ નહીં, સ્ત્રીનો અનુભવ જેને બ્હેન, માતા, આદિ સામાન્ય સામાજિક સંબંધોનો જ છે, તે તો આવા બનાવને સમજી જ ન શકે, તેનાથી કેવળ મોહ પામી દંગ થઇ ઊભો રહે. **સત્યના અખતરાઃ** "સત્યાગ્રહના પ્રયોગો," જે ગાંધીજીનું જીવનકાર્ય. આ આઠમા એડવર્ડ અને એની પ્રણયરાજ્ઞીના અદ્‌ભુત બનાવથી એવા જ આગલા બનાવો સાંભરે છે, જે ઇતિહાસને પાને અમર રહી ગયા છેઃ એણ્ટનીક્લીઓપેટ્રા, હેલનપારિસ, કચદેવયાની, મહાભારત ઘમસાણનું આદિકારણ દ્રૌપદી; એ ચારઃ બે આપણા, એક પ્રાચીન ગ્રીસનો, એક રોમન સામ્રાજ્યનો.

૬ **જીવનગરલઃ** કચના જીવનનું હાલાહલ ઝેર. ૭ **મોડયાઃ** નાશ કર્યો. ૮ **જેહઃ** કૌરવોનો ઉચ્છેદ કરવાનું પોતાનું સાધ્ય સાધવા જતાં પોતાના જ કુળની શી દશા થવાની તેનો જેણે વિચાર સરખો ન કર્યો. ૯ **યૂરપીભારત : ૧૯૧૪** થી ૧૯૧૮ નો મહાવિગ્રહ. એનાથી કેટકેટલા તાજ નંદાયા, કેટકેટલાં રાજકુલો પડી ભાગ્યાં ! એ સર્વની અવદશા હજી ચાલૂ જ રહી છે અને આ નવી આફ્તમોટામાં મોટા સામ્રાજ્યનો સમ્રાટ ગાદી તજે છે ! આગલી આફ્તો યુદ્ધદેવ માર્સને લઈને, એ બધા કેરથી એ તો ઘરાયો જણાય છે, તો આ નવી આફ્ત એની રાણી વીનસને લીધેઃ પ્રણયદેવી પ્રેરિત રૂપમોહનીને લીધે. ૧૧ **દામિનીઃ** સૌદામિની, વીજળી; જે તીક્ષ્ણ તરલ અને તીરછી છે, કામિનીઓની નેત્રદ્યુતિ જેવી. ૧૨ મૂર્છામાં એવો તો પટકાય છે તેને કશું જ સુઝતું નથી. વ્યવહારુ લોકના કરતાં ઊંધા જ મૂલ્યાંકન તે કરી નાખે છે. ૧૩ **પ્રમાણેઃ** પ્રમાણ ગણે છે, વ્યાજબી માને છે. ૧૪ **જાદુઝરઃ** જેમાંથી મોહજાદુ ઝર્યા જ કરે છે એવી. ૧૫ **પ્રણયમૂર્તિ ભુજપાશઃ** પોતાની પ્રિયતમાના આલિંગનને જીવનસર્વસ્વ ગણે છે, એક તે પ્રાપ્તિ માટે ન્હાનીમોટી તમામ વસ્તુ હોમી દે છે, ગુમાવી બેસે છે, અને એ સર્વસ્વ ત્યાગને લેખવતો પણ નથી; બલ્કે પ્રાપ્ત° પ્રાપ્તવ્ય° ગણે છે.

## ૬૧ પ્રેમનો જાદૂ : મગનભાઇ ભૂ. પટેલ-પતીલ.

૩ **તમઃ** તમસ્, અંધારૂં. ૬ **વ્હેંચીઃ** ભાગ પાડી લીધા. દરેક ઉભયમય થયાં.

૮ જે માત્ર આભાસ હતો તે પ્રકાશ થયો, માત્ર ધાયું હતું તે આકાર થયો, માત્ર ભાવના હતી, મનોરથ હતો, સ્વપ્ન હતું, તે વાસ્તવિક સત્ય બીના બની ગઇ.

૧૦ આપણો દરેક અનુવાદ (તરજુમો) આગલ કરતાં વધુ વધુ સરલ બનતો જ ગયો. પરિચયે પરિચયે આપણું ઐક્ય જામ્યું.

૧૪ ભાવિ: ભવિષ્ય; ઝિંદગીનો તું મ્હને મળી તે પછીનો આખો પ્રવાહ.

૧૫-૧૬ (૧-યમ; ૨-સમય) રૂપ, પાણીનો પ્રવાહ, તેને આપણે સાથે તરતાં તરતાં કાપવા અને આગળ આગળ વધવા લાગ્યાં. અલંકારમાં ક્લિષ્ટતા દેખીતી છે, પણ અર્થમાં મુશ્કેલી પડતી નથી. ૨૩-૨૪ અને સહજીવન જીવવાની જે આ કલા આપણે કેળવી તેને જગત જાદૂનું નામ આપી એને સાદામાં સાદે બોલે આબાદ વર્ણવે છે, નહીં વારુ? (અથવા "એ કહે"=જગત કહે છે એમ ના પણ હોય;) કર્તાનો અર્થ "એ, સખી, તું કહે" એવો પણ હોય. અને તો આ બે પંક્તિનો જે અર્થ થાય છે તે એટલો જ મઝાનો છે: જગત એને જાદુ ભલે કહે, પણ એ કલા કે જે છે તે કેટલું બધું સાદું રહસ્ય છે, તે તું કહે. ત્રીજી રીતે ય લઈ શકાય છે. જે સૌથી સરલ લાગે તે અર્થ લેવો.

## ૬૨ મોટો પ્રશ્ન : મુકુંદ વિ. પટ્ટણી પારાશર્ય.

પ્રાસરચના કડકમાં કડક સૉનેટ નિયમાવલિને આંટી દે એવી અને અર્થાનુરૂપ ઔચિત્યે દીપી રહે એવી છે. વિચારવલણ પણ દેખીતું છે. તથાપિ આવા મનહર બંધને સૉનેટ ગણવો કે કેમ એ પ્રશ્ન સૉનેટ-વિવેચકોને માટે, "મોટો" વિકટ થઈ પડે તો નવાઇ નહીં. 'સૉનેટ ગણાય' એ મતના સમર્થનમાં કદાચ સૌથી મોટી દલીલ આ, કે ચૌદ લીટીની કૃતિ કરવી છે એવો કર્તાનો નિર્ણય ના હોત, તો બે પંક્તિ-બે વિશેષ દૃષ્ટાંત વડે વધારીને કર્તા મનહરની બે પૂરી કડી જ રચત. પણ કવિતાની તો આ સાત જ પંક્તિ છે તેનું કેમ?

સદ્‌ગત શંકરલાલ માહેશ્વરના મ્હેલાંથી મનહરની પરંપરાસિદ્ધિ અનેક પ્રશ્નોરા કુટુંબોમાં ચાલી આવે છે. શ્રી પ્રભાશંકરના કેટલાક ખૂબસુરત મનહરો હજી ઘણાને યાદ હશે. શ્રી મણિશંકરે કવિતા લખવી શરૂ કરી ત્યારથી મઝાના મનહર, કિશોર ચિત્રકાર પાટીમાં આડીઅવળી રેખાઓમાંથી સજીવન આંબો કે ઘોડો દોરી લાવે એટલી લીલાવૃત્તિએ રચતા. કાન્તમાલા સંગ્રહી તે વખતે રાજકોટમાં શ્રી ત્ર્યંબકલાલના (તે વખતે પણ) સેંકડો મનહરો મેં જોયા હતા, અને તેમાંથી વાનગી રૂપ નમૂના એ સંગ્રહમાં એમણે મ્હને લેવા દીધા હતા.

મેં માગણી કરી રાખી છે કે શ્રી ત્ર્યંબકલાલની નોટબુકો મ્હને થોડા મહિના મળે તો તેમાંથી ગુજરાતી સાહિત્યમાં સદાને માટે ઉમેરવાને લાયક કડીઓ તારવી આપું.

આ આર્થિક ભીંસના ઝમાનામાં મનહરનો આ તરેહનો નર્મ (હ્યુમર) ઉપયોગ જેટલો નવાઇભર્યો તેટલો સહજ છે. ૨ ઇતિહાસના આખા પ્રદેશમાં. **૫ ખોટો:** અશ્રદ્ધેય. એ આખ્યાનોમાં ઇતિહાસ કરતાં કવિકલ્પનાના રસો વિશેષ છે. **૯ ધર્મ** એટલે જ બધું ગોટાળું. ૧૦ એક છોકરાએ 'સિપાઇનો બળવો' એ જવાબ આપ્યો, ત્યાં તો મ્હેતાજીની ચંચળ સોટી એના વાંસા ઉપર પડી રતો! **૧૧ 'મેલી'** શબ્દ દ્વયર્થી છે. દોટો મેલી છે, વગર વિચાર્યે ઝુકાવ્યું એમ કઇ કઇ વાર બન્યું છે; (૨) મેલી=મલિન: ૭ માં સુધારા–ધારા તેમ. ૧૩ માં બાંક–રાંકનો અંતઃપ્રાસ ખાસ ધ્યાન ખેંચે છે. ઉત્તરાર્ધોને મ્હેતાજીનાં તે તે જવાબને ન સ્વીકારવાનાં કારણ પણ ગણી શકાય; અને મ્હેતાજીને જ્યાં એવું રદિયા–કારણ તત્કાલ ન સુઝે ત્યાં જવાબનો અસ્વીકાર એ મહાપુરુષ સોટી લગાવીને પણ જણાવે–મ્હેતાજી છે ને!

## ૬૩ ગરીબોનાં હૈયાં: હંસરાજ હ.

અમરેલીના હંસરાજ કવિનાં પદોની બે ત્રણ ન્હાની ચોપડીઓ બ્હાર પડી છે. તેમાંના ભાઇશ્રી કરસનદાસ ચીતળિયાએ ઇ. ૧૯૨૭ માં બ્હાર પાડેલા ચોપાનિયામાંથી આ નમૂનો લીધો છે. (બીજી આ. પ્રકટ થઇ તે પછી હંસરાજના મૃત્યુ પછી એનાં તમામ પદોનો દળદાર સંગ્રહ બ્હાર પડ્યો છે. એમાં કવિતા લેખે વખણાય એવી રચનાઓ જૂજ છે.) બે કડી છોડી દીધી છે. કવિનાં ઘણાંખરાં પદ ખીચડિયાં લાગે છે; વિષયનું ઐક્ય અને તેની સારી માંડણી થોડાંમાં જ છે. સંગીતની મીઠાશ ઘણામાં છે, કેટલાકમાં અસાધારણ. અને એ પદોની લોકપ્રિયતા આ ગુણને આભારી છે. આ અહીં લીધું એટલે રા. રા. લલિતનું "ધા સુણિયે" પ્રસ્થાન માસિકમાં લીધેલું તે છોડી દઇને બીજું લીધું.

**૧ ડેરાં:** દેહેરાં (કાઠિયાવાડી ઉચ્ચારણ) ૧૦૮ નામ, એક હજાર, દશ હજાર નામમાં પણ સુણવામાં ન આવે એવાં નવાં. **એવા** એટલાં તો. **બેઉ** હાથ. એમને બાથમાં ઘાલો, ભેટી પડો. **૨ અમૃતજલ** દયા, આંસુ. ૩ સ્નેહી સમ્બન્ધીને આપવું એ તો વ્યવહાર, કેટલીક વાર એકનું દશગણું મેળવાય એવો

સોદો પણ એ હોય. **દેવતા** દેવ ગરીબોને તદ્દન નિઃસ્વાર્થે સેવનારા દેવ ક્યાં મળશે? **સુરવર ચાબુક** દુકાળ, જલપ્રકોપ, પ્લેગ આદિ, જે દરમિયાન હજારો માણસો અણધરાતી જઠરાગ્નિ-ભૂખે પીડાય છે. બીજા યજ્ઞ-ધર્મકાર્યો **માયાવી** માનજો. ૫ **બેલડિયાં** યમલ, સહોદર. મોટાન્હાના, તવંગર, ગરીબ એ ભેદ જૂઠા છે. સૌ એક પિતાના સમાન ભાંડુ એ જ સાચું છે.

## ૬૪ ઉદ્‌બોધન: રમણલાલ પી. સોની.

૩ **કાલશિખરે**: ઇતિહાસની છેક સીમાઓ ઉપર કોઈક વાર લગીર દેખા ન દેખા એ પ્રમાણે: આજ લગી તું કોઇ યુગમાંના ઐતિહાસિક બનાવોનો નેતા, કે મુખ્ય કારણ કે કેન્દ્રસ્થ પાત્ર કેમ નથી બન્યો, હેં ભાઈ? ૪ **ક્ષુદ્ર**: ખાખાવીખી, પ્રાથમિક જરૂરી સાધનસમૃદ્ધિ પણ જ્યાં એવી સંરખી જ. ૬ **નિઃસીમનો** પ્હેલો વર્ણ લઘુ ગણવો પડે એવી બેપરવાઈ શી રીતે નભે? એટલે મેં **અસીમ** છાપ્યું છે. કોલસાનો દાખલો તૂં ય લે ને, ભાઈ! નાવ બની જતાં થડોનો દાખલો લે; જલબિંદુઓ જે એક એક ક્ષુદ્રાતિક્ષુદ્ર, તે ગગને ચડી ગાજવીજ, તોફાન ઉપજાવી શકે છે, તે દાખલો લે. બોલવા માંડીશ ત્યાં ત્હારી વાણી તો દિવ્ય મંત્રો સમી પૂજ્ય અક્ષરશઃ આચરણીય ગણાશેઃ પારખું જો તો ખરો!

મતલબ-મહાભારતમાં શ્લોક છેઃ—

કાલો વા કારણં રાજ્ઞઃ, રાજા વા કાલકારણં,
ઇતિ તે સંશયો માઽભૂત્ રાજા કાલસ્ય કારણં.

આ હતી પ્રાચીન માન્યતા, હજારો વર્ષ લગી. પછી જર્મનીમાં ઓગણીશમી સદીમાં નૉર્ડિક અને યાહુદી લોહીના સંમિશ્રણે કાર્લ માર્ક્સ નામે એક અર્વાચીન ઋષિ (!) પેદા થયો; એ ગંદી દાઢીવાળા ગોબરા, સામાન્ય વ્યવહારમાં નીચ ભિક્ષુક જેવા માણસે પોતાના અમુક વિચારબીજોને આખો જન્મારો કેળવી કેળવીને (બ્રિટિશ વિચારસ્વાતંત્ર્યનો બ્રિટિશ મ્યૂઝીઅમમાંના વ્યવસ્થિત ગ્રંથસાગરનો અને એક બે બ્રિટિશ ધનાઢ્યોના ઔદાર્યનો પૂરેપૂરો લાભ લઇને) એક વિચાર-જંગલ ઉપજાવ્યું અને તે ઘણાખરાને લગભગ ભૂલભૂલામણી થઇ પડે એવી શૈલીમાં રજુ કર્યું. મૂડીમાલેકોને હાથે પેટપૂરતું તો પામતાં પણ માંડ પેટપૂરતું, લોહીનું પાણી કરી નાખીને જ પામતાં બુદ્ધિશાળી શિક્ષિત

સ્ત્રીપુરુષોની સંખ્યા સેંકડો ઉપરથી લક્ષાવધિ થવા લાગી, તેમ તેમ આ ઋષિના ચેલાઓ વધતા ગયા; પેલા વિચારજંગલને સોશિયલિઝમ નામ અપાયું, અને એની મુખ્ય માન્યતા આ શબ્દોમાં મુકી શકાય, **પ્રજાઃ કાલસ્ય કારણં**. એક યુગ આથમે છે, નવો ઊગે છે, નહીં રાજા વા મહાપુરુષના બલે; ન તો કાલબલે; મુખ્યત્વે પ્રજાઓની સ્થૂલ સમૃદ્ધિ, સાધનો માટેની ચડસાચડસી, ટક્કરો, ભીંસ, મારામારી, કાપાકાપી, હિજરતો, વગેરે પ્રવૃત્તિઓ જ યુગોના અસ્તોદયના કારણ ગણાવાને પાત્ર છે.

આ "સમાજવાદ" સાચો છે? અર્ધસત્ય છે? માત્ર ધુમાડાના બાચકા અને અમર્યાદ બુભુક્ષા રાક્ષસીના ભડકા છે? એવા એવા સવાલ અહીં અસ્થાને છે; પૂછો અર્થવિજ્ઞાનને, નીતિમીમાંસાને, જીવનફિલસૂફીને. કલા ગમે તે વિચાર-બીજ, વિચાર–સ્તબક, વિચાર–વૃક્ષ, વિચારજંગલ અને લાગણી–દંગલને પોતાની રચનામાં સામગ્રી લેખે વણી લે; કલાનો એ હક્ક સર્વસામાન્ય છે. કલા તેમાંથી અમુક અંશને સાચો ગણો, એવો બોધ કરવા જાય, તો તે અપ્સરા મટી જઈને પાતર થઈ જાય છે, એ કલાક્ષેત્ર અને કલાકર્તવ્યની મર્યાદા પણ લગભગ સર્વમાન્ય છે.

## ૬૫ લોકપ્રકોપ : પૂજાલાલ ર. દલવાડી

શિક્ષકે વર્ગમાં આ કવિનું 'બનાવો ને બંદી,' શ્રી ઉમાશંકરનું 'જઠરાગ્નિ' અને બીજાં એવાં કાવ્યો તરફ ધ્યાન ખેંચવું.

## ૬૬ શ્રીજીનો ભક્ત : ઠાકોરદાસ પુ. ચોકસી

**૧ ગણ, ભરખવું** આદિ અપભ્રંશ વાપર્યા છે. ખેડુતની બોલીનાં રૂપ લેખે; મનખ જેવા શાહુકારની બોલીનાં રૂપ લેખે; પણ શબદ જેવાં રૂપ કવિના વર્ણનમાં આવે છે તે માટે કશો બચાવ નથી. **૫** મુડી કહો, મતા કહો, જે કહો તે અમ ગરીબોને અમારાં બાલબચ્ચાં જ. **૯ ધરમફંડ**: કોઈ ન્યાસની, કોઈ ટ્રસ્ટફંડની. **૧૦** પુત્ર મગન ભરજુવાન અકાળે મરી ગયો, ત્હારાં પાપને લીધે, એ ઉપરથી તો સમજ! કે હજી પણ વધારે સજા રોપભર્યા ધર્મદેવ ત્હને કરશે ત્યાં લગી ય નહીં સમજે! જો પુત્ર ગયો, તેમ આ ખોટની નવી પટલાણીને પણ ગુમાવીશ, અલ્યા! તું મ્હને પટાવી શકીશ, દુનિયા આખીને છેતરી શકીશ, પણ

શરત રાખ કે અંતર્યામી પ્રભુ કોઈથી પણ છેતરાવાનો નથી—વગેરે. અને આમ પ્રભુનો ધાક દેખાડતો આ શાહુકાર પોતે એ ભાપણ દરમિયાન શું કરી રહ્યો હતો ? નાહીને અંગે—છાપાં, તિલક-ચંદન, વિભૂતિ લગાવી રહ્યો હતો, પ્રભુની મનસા, વચસા, કર્મણા ભક્તિ જ કરી રહ્યો હતો ! કવિ આખું ચિત્ર આલેખીને મૌન પાળે છે; ટીકાનો અક્ષર સરખો ઉમેરતો નથી.

## ૬૭ ક્રાન્તિની ઝંખના : ઝવેરચંદ કા. મેઘાણી

રા. રા. 'સ્નેહરશ્મિ' ક્રાન્તિના રાસનું જ અંધકારની પશ્ચાદ્ભૂ ઉપર આછું ચિત્ર આલેખે છે, તો રા. રા. ઝવેરચંદ ક્રાન્તિભાવ પાછળની મનોદશાને અહીં સુકોમલ, કરુણ કવિતાની પીંછીએ ચિત્રે છે. કિશોરો અને યુવાનોની એ મનોદશા અહીં વિચારશીલ વાંચનારને માટે તેની શક્તિ, અશક્તિ બંનેમાં ખડી થાય છે. એક બે શબ્દ બદલ્યા છે. શબ્દાર્થ સ્પષ્ટ છે. વ્યક્તિ કે બનાવ-વિષયક અતિશયોક્તિઓ અને બીજાં પ્રચારક પદ્યો, માત્ર પદ્યરચનાઓ છે, ક્ષણજીવી છે, પ્રજાની **કવિતા**માં સ્થાન પામે એવાં **સમૃદ્ધિ** હોતાં નથી.

જેને આપણી રૂઢ પરિભાષામાં 'પ્રસાદ' કહે છે, તેને જ હું કવિતાની સમૃદ્ધિ કહું છું. લય, શબ્દ, અને અર્થ એ ત્રિપુટીમાં, અતિ ઉત્કટ વિરોધોથી અતિ સૂક્ષ્મ મેળો લગીનાં અન્યોન્ય પ્રતિબિંબરચનામાં સારી રીતે ઝિલાયાં હોય તે જ રચનાનો પ્રસાદ વા તેની સમૃદ્ધિ છે. કેમ કે કવિતાની પદાવલિ સામાન્યમાંથી અમર બની જાય છે, આ પ્રમાણે ત્રણે અંગ એકબીજાનાં પ્રતિબિંબ ઝીલતાં એકબીજાને સમ્પૂર્ણ વિકસાવે છે અને અજવાળે છે ત્યારે. લય, શબ્દ અને અર્થની એકરસતા તે પ્રસાદ વા સમૃદ્ધિ. સરખાવો રોબર્ટ બ્રાઉનિંગ કૃત Abt Vogler કડી ૭ મી—" ત્રણ સુર ભેળવતાં એ પ્રસવાવે છે, ચોથો સુર નહીં; પણ તારો !" (જુવો વિવરણારંભે સૂત્રવાક્યો.)

પર્યેષકનો અર્થ એટલે ઉપર અગાધ આકાશ ને તળે અગાધ ગર્ત્ત વચ્ચે તરતો અર્થ, પોતાની બધી ઝીણીમોટી રેખાઓ અને ગતિઓ અન્યોન્યના સમન્વયમાં ધારી રહેતો અર્થ. કલાકારનો ભાવપ્રધાન હોય છે, ભાવને પણ સત્યનું વાસ્તવ હકીકતના જેટલા જ મહત્ત્વનું અંગ ગણે છે, અને સૂક્ષ્મતમથી ઘેરામાં ઘેરા, ક્ષણિકથી સનાતન લગીના અતિતરલથી લગભગ નિશ્ચલ, બધા માપના, બધી જાતના ભાવ, ઊર્મિ, લાગણી, આન્દોલન, સ્પન્દ, તેમના

અન્યોન્ય સમન્વયોમાં જોઈ રહેવામાં જ એને સુન્દરતાનાં દર્શન થાય છે. એને મોહ, આશ્ચર્ય, ભવ્યતાના અનુભવ મળે છે, એની કલ્પના સર્જક બની રહે છે. કવિતાકલાના જે ભગતોને તેની આ સમૃદ્ધિનો ખયાલ છે, અને તેના ઉપભોગ-સુખનો અનુભવ છે, તેઓ પદ્ય કે સંગીતના કેવલ જોડકણાંને, ચાલતા પૂરને અનુકૂલ અર્થ હોવાથી કે બીજા કોઇ નિમિત્તે, કવિતામાં દાખલ કરાવવાના પ્રયત્નો વારંવાર થયા કરે છે તેથી જરાયે ક્ષુબ્ધ થતા નથી, એવા પ્રયત્નો જ્યાં સુધી અજ્ઞ નિખાલસતાના અને ભૂલભરેલા તો ય શુદ્ધ આદરભાવના હોય છે ત્યાં સુધી.

**યુગનર** યુગપલટો ઉપજાવવાની અસાધારણ શક્તિઓવાળો મહાપુરુષ. **ભડવીર, જીર્ણતા દારુણ થંભ** શબ્દ ૧ અને ૨ નો અગર ૨ અને ૩ નો સમાસ ગણીને પણ અર્થ થઇ શકે, પરંતુ ત્રણે શબ્દ છૂટા રાખી જીર્ણતાના દારુણ થંભો એવો અર્થ સારો છે, તો પાંડિત્ય નકામું.

## ૬૮ વિખટા મિત્રને : રમણિક બ. અરાલવાળા.

**૧૧** આ પંક્તિ આખી કૃતિનું બીજક. સખ્ય થયું, ત્હારા જેવાનું થયું, જેથી વિશેષ ઉન્નતિપ્રદ બીજું સંભવે ભાગ્યે એવું,—અને કાળબળે એ પણ તૂટયું, તો પછી મિત્ર મેળવવાની વાસના માત્ર વર્જું છું, વર્જાઈ જ જાય ને. અને આમ સંપૂર્ણ ત્યાગ કરતાં પણ જે અત્યંત દુઃખ થાય છે તે દુઃખના ઉદ્ગાર જેવું પોતાની જાતને ધૂમકેતુ ઉપનામ વડે સંબોધન છે. હે સૂર્યમંડલમાં જેવો ધૂમકેતુ તેવો સમાજમંડલે અકેલરખડૂ બની ગયેલ જીવ! **૧૪ આપણી :** મ્હારી અને મિત્રની. આમ એક અર્થ થાય; પણ ધૂમકેતુ શબ્દ વડે પોતાની જાતને નહીં, મિત્રને સંબોધે છે, એમ પણ લઈ શકાય, અને એમ લેતાં, પછીના તમામ શબ્દોના અર્થમાં જરાપણ ખેંચતાણ વગર જે અર્થ ફલિત થાય છે, તે એ પંક્તિઓનો બીજો અર્થ છે. **૧૩ અફસોસ :** આ શબ્દ અફસોસ ? એમ પ્રશ્નચિહ્ન વડે આગલા શબ્દોની સાથે અન્વયમાં લેવાય; અફસોસ! એમ વિષાદચિહ્ન વડે પાછલા શબ્દોની સાથે અન્વયમાં પણ લેવાય. બંને રીતે લેવા ભલામણ છે.

## ૬૯ મિલન આતુરાં : ભોગીલાલ ચુ. ગાંધી ઉપવાસી.

**વિષય ૬૮** ને મળતો. ત્યાં બે મિત્ર એકબીજાથી છેક પરાયા જન જેવા થઇ જાય છે, મિત્રતા જેવી કોઇ ચીજ જ નથી એવી નિરાશા બંનેના લોહીમાં

છુપાઈ જાય છે. અહીં નાયક અને નાયિકા વચ્ચે નિર્મલ સભર સ્નેહ બંધાયો છે, લગ્ન મુહૂર્ત્ત, લગ્નમંડપ, તમામ સુશોભિત તૈયારી છે, અને એ ઉલ્લાસક પલમાં જ કાલબળ–માટીની હાકલ ગાજે છે, માંડવેથી વરરાજા પાછો વળી જાય છે, એ વિષય છે. જે ઝમાનાની, જે પરિસ્થિતિની કૃતિ "બળતાં પાણી" છે તેની જ આ બે છે.

૩ દરેક પ્રેક્ષકના મનમાં ઉલ્લાસભરતી, જીવનપ્રભાત હતું. **૧૫ માતની** માતાએ ઉચ્ચારેલ, આદેશેલ અસહયોગ = અસહકાર: આપણા બેના લગ્નનો પણ વિચ્છેદ, આપણા સ્નેહાળ સ્નેહજીવનતરસ્યાં હૃદયોનો ય વિયોગ.

પણ પછી આ કર્તા ભાવિમાં એક નઝર ફેંકે છે અને અવાસ્તવ એવો દુઃખદાહ કલ્પી તે કલ્પિત દાહદુઃખની મોજ (!) માણે છે. કિશોરવયને કરુણ પ્રતિ પક્ષપાત હોય છે, અને વ્યવહારુ દુનિયાની સ્થૂલ બોલીમાં પેટ ચોળી ચોળીને ન હોય ત્યાં શૂળ આણવી, માથું ચોળી ચોળીને જાણીને બળતરા ઉપજાવવી, એવું એવું કિશોરકિશોરીને ગમે છે, તો કિશોર કવિને આમ કેવળ કપોલકલ્પિત રોદણાં રોવાં પણ રુચે છે. મ્હને એવા કપોલકલ્પિત કરુણ ચિત્રોનો મોહ હવે આ ઉંમરે ક્યાંથી હોય ? કિશોરોને હોય છે, બીજી ભાષાઓના સાહિત્યમાં પણ આવી કવિતા જાણીતી છે, અને બાઇરોનિકને નામે ખાસ વર્ગની ગણાય છે. "હું તો ક્ષણેક્ષણે સુણૂં" વગેરેને બદલે અનુભવ અને માનસશાસ્ત્ર બે ય ચોક્ખું જણાવે છે કે આવા દાખલામાં લાગણીનું ઊર્ધ્વીકરણ (સબ્લિમેશન) થાય છે; વ્યક્તિસ્નેહ જેટલા બળનો, જે વિશુદ્ધિનો, તે બળ અને વિશુદ્ધિ માતૃસેવાલગનીમાં સંક્રાન્ત થાય છે. અને સ્નેહીયુગલમાંની જે વ્યક્તિ નવી હાકલને સુણતી નથી, જૂના ચીલાઓમાં જ જીવન ગાળે છે તેને પણ તે ચીલા અને પરિસ્થિતિને બંધબેસતું જીવન મળી રહે છે. અથવા તો એ વ્યક્તિ હાકલને સાંભળતી થાય છે અને નવા રાહ, નવી પરિસ્થિતિમાં આવી જઈ ત્યાં બંને પાછાં મળે છે; મુલતવી રહેલ લગ્ન ત્યાં પૂરું થવા અને માણવાનો દરેક સંભવ આવી મળે છે. અથવા તો–અતિવિરલ સંજોગોમાં–દુષ્યંતને જેમ શકુંતલા પાછી મળી એવો ચમત્કાર બને છે. અથવા અને ઘણાખરા દાખલામાં તો લડાઈ અને માતૃસેવાની ઉગ્રતા લાંબા સમય લગી એકસરખી ચાલતી નથી, વચ્ચે વચ્ચે મુકાબલે શાંત ગાળાઓ આવે જ છે, અને આ "બળતાં પાણી" તેવા ગાળામાં ઠરે છે.

કવિતા એટલે કલ્પનાપ્રવૃત્તિ એ સાચું, તેની સાથેસાથે આ પણ સાચું કે કલ્પનાની પણ બેલગામ પ્રવૃત્તિ અવાસ્તવ ભૂમિકામાં તાણી જાય છે. વળી ઉપર સ્પર્શેલ ઊર્ધ્વીભવનનો કિશોરાવસ્થાને હજી અનુભવ જ નહીં એટલે એ પલટાની એમને કિંમતે ક્યાંથી?

**૨૪–૨૫** મૃતદેહ દીવાલની પુંઠે...માતાના સેવાકાર્યમાં જ પળેપળ ગાળતો નાયક ભૂતકાલના સ્નેહમાં જાણે મરી ગયેલ જેવો જોવામાં આવે છે. તે એનું માત્ર બાહ્ય સ્વરૂપ છે. એની હૃદયગુહામાં તો એ "ભદ્ર પડઘો" દ્વિગુણ પડ્યા જ કરે છે. સ્નેહબદ્ધ નાયિકાહૃદયને તો તે સંભાળાવો જ જોઈએ...આ પ્રમાણે લેતાં બધું સ્પષ્ટ સમજાશે.

**૩૨–૩૫** પડી પરવશે જ જ્યાં ભરતમાત–શા મોહ રે! આ પંક્તિઓ અવાસ્તવ કલ્પિતકારુણ્યની પરાકાષ્ઠા જ. હિંદભૂમિની પરતંત્રતા અંગ્રેજે તો હાયકે હાયકે ઓછી ઓછી કરવાની નીતિ દૃઢતાથી પાળેલી છે અને ઉત્તરોત્તર વધતા વેગે એ જ નીતિ અમલમાં મુકાતી આવે છે.* (૨) બેનું અનન્યત્વ સાધે તે સ્નેહ. "હૃદયમાં સદા વિમલ ઉત્કટ સ્નેહ જો વહેતો રહે છે, તો પછી આખો જન્મારો વિરહમાં વીતી જાય તેનું પણ દુઃખ જ નથી, ખરું ને?" આ પણ અવાસ્તવ કાલ્પનિક કરુણતાની પરાકાષ્ઠા. કવિકિશોરો આવું આવું ચિતર્યા જ કરવાના: શબ્દસૌન્દર્ય, લયમાધુર્ય, તર્કલાલિત્યે લોભાવતી એમની આવી પંક્તિઓને વાચકો ઓછું ઓછું ઉત્તેજન આપતા થાય, તો જ આવાં લખાણ ઘટવા પામે. અને આપણા ગુજરાતે તો આવી ઊર્મિશીલતા (સેન્ટિમેન્ટાલિઝમ) ગાડે ગાડાં, ડુંગરે ડુંગરા ખડકાઇ પડી છે!

* વિષયાંતર વ્હોરી લઇને બે વાક્ય ઉમેરૂં છું કે ટિળક અને પછી ગાંધીજીએ પ્રસારેલી માયાનો અમલ બીજા કેટલા દાયકા? બે? એક? વળી આતતાયી જર્મની રશિયાને પણ ભયકારણ બને, તે પ્હેલાં ઇંગ્લાન્ડ અને ફ્રાન્સની સાથે રશિયા પણ જોડાઈ જવાનું, એમાં શંકા જ શી? વિગ્રહાંતે આખી જનતામાં પ્હેલાં કદી નહીં એટલા પ્રમાણમાં આઝાદીના રાજતંત્ર પ્રવર્તશે તેનો લાભ, હિંદને ય મળશે. અને આ કાળબળલબ્ધને ભલે કેટલાક ઇંગ્રેજોના ઔદાર્યનું, તો કેટલાક ગાંધીજી જેવાની પ્રવૃત્તિઓનું ફળ ગણે! નગદ વસ્તુ છે એ ફળ; ભલે ને એનાં ઉત્પાદક કારણો વિષે પક્ષિલ મતભેદોની વાદાવાદી જામી રહે!

## ૭૦ ન રહી ! : મગનભાઈ ભૂ. પટેલ પતીલ.

કર્ત્તા આને ગઝલ કહે છે અને પ્રાસરચના તથા ફળતી ચોટસિદ્ધિ ગઝલ જાતિનાં છે, પણ પદ્યમાપ તો તોટક વૃત્તનું છે. શ્રી પતીલ આમ બીજા છંદોમાં પણ ગઝલી કે બીજી ફારસી, ઉર્દૂ બાંધણી અને ટકોર–પદ્ધતિ આણીને ગુજરાતી કવિતામાં નવી સ્વાદુતાવાળાં કે માત્ર વિચિત્રતાવાળાં ફળ ઉપજાવે છે. બાલાશંકર વગેરેથી ઘણા વધારે સાહસિક પ્રયોગો કરે છે: એમાંથી કેટલાકને ગુજરાતી કવિતા પચાવશે, અપનાવશે તે આજે ન કહી શકાય. ફારસી, ઉર્દૂ શબ્દોના અતિપ્રમાણથી પણ એમની કેટલીક કૃતિઓ દુર્બોધ બને છે. આ કૃતિ ઉપર જ પાછા આવતાં ઉમેરવાનું સાહસ કરી નાખું છું કે આના જેટલી વિષાદમય બીજી દશ પંક્તિ જડવી મુશ્કેલ થઈ પડશે.

૧ **સર:** શિર. **જા** જગા. **૫** નકલ કરતાં મેં લખી નાખેલું "ચિત્રના સમ ખાઇ કહું" પછી મૂળ જોતાં જ સમઝયો કે કવિની શબ્દાવલિ ઘણી વધારે આકરી છે ! **૮** નીકળી જવાની અણી ઉપર આવેલા જીવે જીભને છેલ્લો હુકમ કર્યો,–"ચુપ !"

૯–૧૦ (૧) પતીલ લવે છે, કવિતા પણ કવિતા રહી નહીં: (અ) મ્હારી કવિતા ય મ્હારી દશા પ્રમાણે ગુણહીણી બની ગઈ છે. (આ) સારી જહાંમાં માત્ર કવિતા મ્હને આહ્‌લાદ આપનારી તે ય પોતાની એ શક્તિ અત્યારે તો ગુમાવી બેઠી છે. (૨) લવે લવ પણ, લેશ પણ. (૩) લબે કવિતા આ હોઠ (પોતાની આદત મુજબ) જે કવિતા બોલ્યા કરે છે, તે પણ હવે કવિતા નથી રહી; અથવા મ્હારે લબે કવિતા = મ્હારી કવિતા. અર્થાત્ મેં કવિતાશક્તિ પણ ખોઇ ! (૧) માં **લવ** ક્રિયાપદ, (૨) માં વિશેષણ, (૩) માં નામ છે. અર્થ (૨) અને (૩) માટે આશ્ચર્યચિહ્નનું સાચું સ્થાન પતીલ શબ્દ પછી; અને (૧) માટે અફસોસ શબ્દ પછી તુર્ત.

## ૭૧ ખારે સમંદર–દેવજી રા. મોઢા.

૨ અહીં ખારે સમંદરનો અર્થ (લક્ષણાએ) અનંત વિસ્મૃતિમાં એવો થાય પણ, બેશક, **ધ્રુવપદ લેખે** એ બે શબ્દનો અર્થ આ ખારો ઝેર સંસાર-સાગર. અને સમુદ્ર શબ્દનો અપભ્રંશ સમંદર્ કે સમદર્ એ દેશકાલાતીત

વિભૂતિની અતાગતા, અનંતતા, વિરાટ ભવ્યકાય, વગેરેનું સમુચિત શબ્દબિંબ લાગે છે.

૩–૪ ચંદ્ર રવિની પડતીએ આનંદે છે તોપણ રવિ તો તેને પોતાની કાંતિ આપે છે જ, એવો એ મહાનુભાવ છે: અને એવા કેટલા તો થોડા! અને ચંદ્રનો સ્વાર્થી આનંદ રવિ જાતે જોઈ જાય છે તોપણ એકનો બે થતો નથી, પોતાની પ્રકૃતિસિદ્ધ ઉદારતાથી ચલિત થતો નથી.

૬ **દેતા સમતાસાગર**: શમતાના સાગર; સાગરની શમતા જેવી શમતાવાળા એવો પાઠ પણ લેવાય છે. તે પાઠનો અર્થ કરવામાં શમતા=શમે છે.

## ૭૨ ભગ્ન સ્વપ્નની નાવ : ઝીણાભાઈ ર. દેસાઈ સ્નેહરશ્મિ.

૩ જ્યાં રાતદિવસ, સાંઝસવાર કશા જ ભેદ વર્તાતા નથી.

૪ **પ્રેરક**: કેમ કે પ્રોત્સાહક. ૬ **હીર**: અહીં આ શબ્દનો મૂલ્યવાન વસ્તુથી વધારે અર્થ નથી; હીર (૧) રેશમ (૨) હીરા, એસે નહીં; હીરા=રત્ન એમ જ લેવું. ખામી, અપૂર્તિ, અનૌચિત્ય ગમે તેટલાં, મનુષ્યજીવન તો છે માત્ર "**ભગ્ન સ્વપ્નના ખંડિત ટુકડા**" અને આ ચાર શબ્દો ગુજરાતી કવિતાના ખજાનામાં એક અમૂલ્ય અને અમર પંક્તિરત્ન ઉમેરે છે. અર્થપોષક શબ્દરવનો જાદુ પંક્તિને પ્રથમ સાંભળતાં જ સ્મૃતિમાં સદાને માટે જડી દે છે.

## ૭૩ અમે મનુજ : મનઃસુખલાલ મ. ઝવેરી.

મેં આ કાવ્યમાં અમે, અમને, અમારી શબ્દની **નારસિંહી જોડણી** કરી છે તે કાવ્યનો અર્થ ધ્યાનમાં આવતાં કોઇકને જ અનુચિત લાગશે.

૬ **સોહ્યલા**: દોહ્યલા, દુર્ગમ, દુર્લભથી ઉલટું. **૧૮ પ્રતિચ્છવિ**: હૂબહૂ નકલ. **૧૯ અવ**: હવે. **૨૦ પ્રાસાદ**: મહેલ જેવી આલીશાન ઇમારત; હું જેને વિચારમિનાર કહું છું તે બુદ્ધિગુંથણી, મગજગોંફ. બુદ્ધિનો ઉપહાસ કે બુદ્ધિને ચાબખો છે.

## ૭૪ બુદ્ધનાં ચક્ષુ : ત્રિભુવનદાસ પુ. લુહાર સુન્દરમ્.

૧ **નમણાં** નાજુક, રૂપાળાં, અને વિનમ્રનો અર્થ સૂચિત થાય. **પ્રભુ** ભગવાન આદિ શબ્દ આમ આપણે વર્ગવાચક સામાન્ય નામ લેખે વાપરતાં

અચકાઈયે છિયે તે યોગ્ય છે. દશાવતારને માટે જ એ શબ્દો રહે, એથી વધારે વિસ્તારાય નહીં તો સારું. જૂના કાલમાં ઐશ્વર્યવાચક શબ્દો વધારે છૂટથી લગાડવામાં આવતા, તે રૂઢિ વખાણવા લાયક કે પાછી અનુસરવા યોગ્ય નથી. **દિવ્ય મુદ** દિવ્ય મુદાની પ્રભા કે મુદાની દિવ્ય પ્રભા, મુદાને વિલક્ષણ સાત્ત્વિક આનંદના અર્થમાં લઈયે તો તાત્પર્ય એક જ. **૨ નખાગ્રે** નરસિંહાવતાર; **દન્તાગ્રે** વરાહાવતાર; **શબ્દછલથી** વામનાવતાર; **કોદંડ** રામાવતાર; **પરશુ** પરશુરામાવતાર; **ચક્રે** કૃષ્ણાવતાર. એમ છ અવતાર સ્પર્શીને બુદ્ધાવતારનો સર્વથી વ્યતિરિક્ત ખૂબીથી સાધ્યો છે. ઉક્તિમાં લાઘવ સાથે બળ આણી આખી વાત એક કડીમાં પૂરી કરી લીધી છે. કલા, કથન, સૂચન અને વ્યંગ્યમાં છે, તેમ સવિવેક મૌનમાં ય છે. ચિત્રકાર ચિત્રમાં ખૂબી અને સચોટતા, રંગ અને રેખાઓથી તેમ જગા છેક ખાલી રાખીને પણ સાધે છે. ગુજરાતી કવિતાના આખા જથામાં આવી અર્થઘન, સવિવેક અને વળી સુંદર કડીઓ કેટલી હશે? આપણી કવિતાની સમૃદ્ધિમાં આવાં મુક્તકોનું મૂલ્ય છે, તેટલું આખી ચોપડીઓનું પણ નથી.

૩ **ભુજાએ** સામસામા બલપ્રયોગે લડી મરતું. હિંસાશીલ માણસ સામાના અહિંસક દેખાતાં આચરણને પણ કુટિલતાના દાવપેચ ગણે, તે આચરણ ખરે અહિંસક તો નહિ હોય એમ એને સુઝે જ નહીં ને! **નવ** નવીન; વિધાતાએ તો આપેલાં પણ ત્હમે અવતર્યા ત્યાં લગી વ્યર્થ રહેલાં, સાચો ઉપયોગ પ્રથમ ત્હમે શીખવ્યો, માટે નયનોના સાચા સર્જક ત્હમે જ. આ તરંગને વિચિત્ર કહેશો? દુરાકૃષ્ટ કહેશો? ગમે તે કહો પણ એમાંનો તથ્યાંશ સ્વીકારવો પડશે, કેમ કે એ માત્ર તરંગ નથી, એની પાછળ કલ્પનાદર્શન અથવા ભાવનામય દૃષ્ટિબિન્દુ રહ્યું છે. આ આખી કૃતિ એ દૃષ્ટિબિન્દુમાંથી જ ફુટે છે.

૪–૬ બુદ્ધના જીવનના આરમ્ભના મુખ્ય બનાવો સૂચવે છે. રમણીની ભુજાઓની પ્રેમશૃંખલાને પાંજરે ત્હમને પૂર્યા. કવિ ત્હમને પૂર્યા નથી કહેતો, એ દયામય ચક્ષુને પૂર્યા એમ કહેવું વધારે સાચું ગણે છે. અને એ છૂટયાં એટલે એમણે દુનિયાની બીજી દૃગોને પણ મુક્તિ આપી. **સૃષ્ટિખાડનાં** ગંદા ખાબોચિયાંમાં જરા, વ્યાધિ અને મૃત્યુ એ ત્રણ વમળોમાં ફરી ફરીને સપડાતા આપણે સૌ કીટાપમ જીવડા. **જીવો ઉપર નભતા જીવ** (૧) હિંસાએ

પેટભરી, કે સત્તા, લક્ષ્મી આદિ સાધન મેળવી, ટકાવીને જીવન ટકાવતા જીવ. આ અર્થ કાવ્યસન્દર્ભમાં ઉત્તમ ભળે છે. (૨) જાતમહેનત વગર બીજાઓને માથે પડી નિર્વાહ ચલાવનાર પરોપજીવી જીવ–પેરેસાઈટ્સ હરામભક્ષક આવો અર્થ પણ આ શબ્દોનો થાય, પણ તે લેવો જ પડે એમ નથી, ખોટો ય નથી. બુદ્ધે છ વર્ષ ઉગ્રતપ કરીને પછી દેહદમનનો માર્ગ છોડી દીધો. મહાવીર અને બુદ્ધ વચ્ચે એક મૌલિક ભેદ આ છે. હૃદયસાગરને છેક તળિયે ઊતર્યાં. **મુક્તા** મોતી જેવો નિર્મલ સુવૃત્ત અનુપમ મુક્તિપંથ, નિર્વાણમાર્ગ. ૮ **ઉદ્ધારી...પ્રભુએ ચક્ષુ શમાવ્યાં** ભવલીલા સંકેલી લીધી. **એને** આ નવી અહિંસાદૃષ્ટિને. મૂલમાંથી એક કડી અહીં છોડી દીધી છે.

## ૭૫ તારનું તૂટવું : કેશવરામ હ. ભટ્ટ.

સંગીતમાં લાંબી કવિતા ન હોય, સંગીતમાં ગતિમાન વિચારણા થોડી જ હોય કે ઘણુંખરું ના હોય. કેટલીક વખત વસ્તુનાં અંગોપાંગ સંખ્યાબંધ હોઈ તેમાંનાં મુખ્યને સ્પર્શતાં કડીઓ ભરાય છે, જેને લીધે વિચાર ગતિ કરે છે એવો આભાસ થાય છે, પરંતુ "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી" એના જુદાજૂદા દાખલાઓ વડે કડીઓ રચી હોય તેમાં વૈવિધ્ય આવે છે, તથાપિ વિચારનો **પ્રવાહ** આવતો નથી, તેમ આવાં સંગીતકાવ્યોનું પણ સમજવું.

જીવનની અપૂર્ણતા. પાંચ, પંદર, પચીશ જુદીજુદી વસ્તુઓ અને શક્તિઓનો સારા મેળમાં સહકાર, એનું નામ જીવન. અને તે તો એમાંથી એક પણ ખોટકાય ત્યાં ભાગી પડે છે. છ કડીની કવિતા છે, તેમાંથી ત્રીજી છોડી દીધી છે. આ કવિ ઘણી કૃતિઓમાં છેલ્લી કડીમાં પોતાની સહી કરે છે એટલે કે પોતાનું નામ કેશવ વા કેશવ હરિએ ટુંકા રૂપમાં કડીમાં વણે છે.

મ્હારે ધન, જન, ધામનો ખપ નથી, કદાપી ન્હોતો. હરિરસપાનને જ હું જીવનસર્વસ્વ, જીવનસફળતા ગણનારો: તે પણ મ્હારે માટે તેં અશક્ય બનાવ્યું. હે હરિ, ત્હારી કરણી અગમ્ય જ છે. હરિને આવો શાંત ઠપકો કે આવી કરુણસૌમ્ય અર્જ આપણી ભાષામાં કેટલી હશે ? **જીવાળી** તારનો સ્વર બરાબર નીકળવા તેમાં રેશમી દોરા ખોસે છે તે. **બારું**, દ્વાર, માર્ગ (કાઠિયાવાડી બોલીમાં—બાર). **બૂટી** જડીબુટી, કાઠિયાવાડમાં "તૂટીની બૂટી નહીં" એ કહેવતમાં અને છૂટો પણ બૂટી ઉચ્ચાર થાય છે; એટલે આ કવિઓ લે છે

તેવી છૂટનો દાખલો નથી. કહું છું કામ ન મારે રે૦ આ પંક્તિથી ટેકનો અર્થ પૂરેપૂરો આલેખાય છે. તાર તૂટ્યો તેથી મ્હને લાગે છે હવે આ ભવમાં ભગવાન ભજન મ્હારાથી નહીં થઈ શકે. ભગવાનભજન માટે જ જીવન, ભગવાન-ભજન જ જીવન, એ હું માનનાર અને પાળનાર તેનો તાર તૂટે છે, એ ત્હારી કરણી, હે કેશવ હરિ (અથવા હું કેશવ હરિ કહું છું હે કેશવ, અથવા હરિસુત હું કેશવ કહું છું જે), મનથી અને વાણીથી અગમ્ય છે. यतो वाचो निवर्तंते .આદિ ઉપનિષદનાં વાક્ય પ્રસિદ્ધ છે.

**ધ્વનિ** તમ્બુરો એટલે શરીર એ પ્હેલો ધ્વનિ. સંસારમાં વ્યવહારનો આખો ચરખો એ બીજો ધ્વનિ. તુંબડું, તાર, પારા, નખલી, ખૂંટી, ઘોડી, જીવાળી, નરધાં કે ઢોલક વગેરેનાં ઉપમેય **શરીર**ના પક્ષે ક્યાં ક્યાં? **સંસાર**ના પક્ષે ક્યાં ક્યાં? બધાં ન કહેવાય, બે ત્રણ મુખ્ય ઉપરાંત બીજાં માત્ર સૂચિત રહે, તે આવી કવિતામાં દોષ નથી. ભાષા આપણા વિચારોના મોટા ભાગને સ્ફુટ કહી શકતી જ નથી. વળી વ્યાકૃત (આર્ટિક્યુલેટ articulate) વિચારોમાં પણ આપણાં વલણો, રુચિઓ આદિ પૂરાં આવી શકતાં નથી. અને સંગીત તો આપણી પ્રકૃતિગુહામાં ખૂબ ઊંડે ઉતરી શકે છે. એટલે સંગીતકાવ્યોમાં વૈખરી (આર્ટિક્યુલેટ સ્પીચ)થી એના પદોમાં કથાયું હોય તે ઉપરાંત જે અસ્પષ્ટ ધ્વનિ સૂચવાતા હોય તેનું મહત્ત્વ પણ ઓછું નથી.

## ૭૬ મૃત્યુ: ચમનલાલ ક. ગાંધી

વીર, ભીરુ, સ્થિરતા, મધુર, પરી, જેવા શબ્દોને આ કવિ વિર, ભિરુ આદિ કરી નાખે છે, તે ખૂંચે છે. ૧ જગતને પગ તળે ખુંદનારાઓ 'વીર' કહેવાય ખરા કે? મહાપુરુષ એટલો જ અર્થ લેવો. ૨ **નંદ**: લક્ષ્મીનંદો, લક્ષ્મીના માનીતા પુત્રો; પોતાની માતાનાં ચંચલ નયનોના મોહમાં જેઓ રાતદિવસનું ભાન પણ ભુલી જાય છે. હે મૃત્યુ, ત્હારાથી ભલભલા ત્રાસે છે. ૫ **સ્મૃતિ** શબ્દ નબળો. ત્હારું નામ માત્ર કાને પડતાં આમ થાય છે, તો ત્હારામાં એવું તે શું છે જે! ૬ **પાર્ષદ**: અનુયાયી, ગણ, સેવક, આદિ. **અણકથી** = અણ-કથ, વર્ણવી જ ન શકાય એવી. ૭ **જૂથમાં** પાર્ષદોમાં. ૯-૧૦ સાચી વાત તો આ છે કે ત્હારા સ્વરૂપથી અજ્ઞ માણસોએ ત્હને આવો ક્રૂર કલ્પ્યો છે, અને પછી

તેઓ પોતે જ સર્જેલાં કલ્પનાભૂતથી છળ્યા કરે છે. **૧૦ હત્યારી** = ઘાતકી. **સ્વાર્થિલા** શબ્દ વાક્યમાં બરાબર બેસતો નથી, આત્મસન્તોષી જેવો અર્થ લઇ શકાય. **૧૧ નભપરિસપનાં** : ફેયરીઓનાં સુંદર રૂપ, રોમાન્ટિક સ્નેહાચરણો વગેરે. બાળકોને તું ઉપાડે છે, બાળકો મરે છે, ત્યારે તેમને તું કઇ એવો ભયાનક કે વિકરાળ નથી લાગતો; તેઓ તો હસતાંરમતાં પરીઓનાં સ્વપ્ન જોતાં જ મરી જાય છે. ત્હારી કુંજે, ત્હારે ધામ આવું બધું (વામે) શમી જાય છે; ક્રૂરતા, ભયાનકતા, હૃદયહીનતા, પામરતા આદિ માણસોના એમનાં જીવનવ્યવહાર દરમિયાન અન્યોન્ય થતાં આચરણોમાં હોય છે; મૃત્યુ પામ્યા પછી માણસો ય તે આવું કશું નથી કરતાં. **૧૩ જયઅજય તણા ભાવ** : અહીં ભાવ=સ્થિતિ, અવસ્થા. વિજયની દશાના હર્ષોન્માદોત્થ ઝેરી વાયુ, ત્હારા ધામમાં તો કિન્નરી (અત્યંત સુંદર) ગીતો ગુંજી રહે છે. ખરી રીતે જોતાં તો હે મૃત્યુ, તું પિતાતુલ્ય છો,* વગેરે. **૧૭ ઇચ્છે:** કર્તા લખે છે—ઇચ્છું અને અર્થ કરે છે, "તું ઇચ્છું ત્યારે." તું ઇચ્છું કરતાં તું ઇચ્છે વધારે ચલણી અને સરલ ગણીને એટલો ફેરફાર કરી લીધો છે. હું ઇચ્છું ત્યારે તું મ્હને ઉપાડી લેજે એવો અર્થ તો હોય જ નહીં.

## ૭૭ સુરવાટ : કેશવ હ. શેઠ.

આત્મા વતન જવાની સાચી વાટ માટે તલસે છે.

૩ આ કડી જરા અસ્પષ્ટ જણાય છે. **સોણલું**–સ્વપ્નું. કર્તા માયાના અર્થમાં વાપરે છે કે ભાવનામય વાસ્તવની ઝાંયના અર્થમાં? **ઝોલાં ખાય** એટલે? કોઈ પણ શબ્દ જાતે નથી કવિત્વમય, અકવિત્વમય. પણ કેટલાક લેખકોને અમુક જાતના શબ્દો ને શબ્દગુચ્છો તરફ પક્ષપાત હોય છે. હું કડી આમ લઉં છું:—જે સ્નેહ માત્ર એક દિવસના અવધિનો, પ્રભાતે પ્રકટી સંધ્યાકાળે આથમી જતો, તે સાચો સ્નેહ નહીં, સ્નેહ નામે સ્વપ્ન માત્ર છે, તેનાથી તો મ્હારી સજીવનતા મરૂં મરૂં થઈ જાય છે. ૪ બળદને કાંધ પડે, માણસને જોડા વાગી વાગી તાલ પડે, એમ "પીઠ પડી" વાપર્યું લાગે છે. અથવા બરડાની કરોડ ભાંગી ગઈ એ અંગ્રેજી રૂઢ પદ (back is broken) નો અનુવાદ ગણીને, અર્થ

---

* ગીતાંજલિ કપમા કાવ્યમાં શ્રી ટાગોરે મૃત્યુને માતારૂપ કલ્પ્યું છે.

કરવો. શબ્દ પસંદગીમાં ખામીઓ તો હોય. કવિતા જો વિચારણાપ્રવાહ, તો આપણે શબ્દોની પસંદગીને અવગણી ન શકિયે, શબ્દો પણ યથાયોગ્ય હોવાથી જ વિચારલેખન ખીલી આવે, તથાપિ આપણે મુખ્ય જોવાની વસ્તુ વિચાર અને ભાવ. અને આને લીધે જ આ પદ ભક્તહૃદયનો સાચે અસરકારક અને હૃદયવાદી સંગીતમાં યોજેલો ઉદ્‌ગાર છે. પ્રસ્થાનમાં આ કવિના આપેલા પદ કરતાં–આ વધારે સારૂં લાગવાથી તેને બદલે અહીં આ લીધું છે.

## ૭૮ સનાતન અંધાર : અરદેશર ફ઼. ખબરદાર.

આ કૃતિના ૨૭ આo માં છાપેલ વિવરણથી કવિશ્રી એટલા તો છેડાયા કે જાહેરમાં ગાળાગાળી કરી બેઠા (જુવો ગુજરાતી વર્તમાનપત્રનો વિ. '૮૫ દીવાળી અંક); અને એ ઉપરથી અમદાવાદી ચિત્રકાર ભાઈશ્રી 'ચકોર' એમણે અમ બેનું **ઠગ્ર** (=ઠઠ્ઠાચિત્ર) છાપી (નવલરામને જમાને હિંદી પંચ વર્તમાનપત્રે કાળરાજી અને ઇચ્છારામ દેસાઈ વચ્ચે મલ્લકુસ્તી કરાવેલી તેમ) લંગોટિયા લેબાસે સામસામા પેંતરાબંધ ઊભેલા ચિતર્યા;* એટલે વાચકોને જણાવું છું કે એ વિવરણ વાંચવું હોય તેણે એને ત્યાં જ વાંચી લેવું, અહીં ફરી છાપતો નથી. વાંચતાં એમણે મ્હને ન્યાયની ખાતર આટલું ધ્યાનમાં પણ લેવું કે એમાં જે આકરી ભાષા વાપરી છે તેવી મેં બીજા કોઇ લેખક માટે બીજી કોઈ કૃતિ વિષે વાપરી પણ નથી. ફિલસૂફી અને વિશ્વમીમાંસાના ગહનમાં ગહન, કૂટમાં કૂટ પ્રશ્નોને કવિતામાં ના છેડાય, એમ હું નથી કહેતો; પરંતુ એવા પ્રશ્નો પોતાના અધિકારની મર્યાદાના ભાન વિના લઈ બેસે; સંગીતલય પોતાને સુસાધ્ય છે, તેમાં જોઈતી શબ્દમીઠાશ પર પોતાનો કાબુ છે એટલે "કવિતા"ના આ બે અંશ (?) તો જાણે જમા પાસે છે જ, પછી શી ફિકર?—એવી વૃત્તિએ જે

---

* આપણી ન્હાનીસરખી સાહિત્યસૃષ્ટિમાં આ ખળભળાટનું એક સુભગ પરિણામ પણ આવ્યું: ચાર સાહિત્યરસિકોએ આપમેળે અને પોતાની સહીથી પ્રસ્થાન માસિકમાં ચર્ચાપત્ર છાપ્યું કે સાહિત્યચર્ચાને નામે આમ ગાળાગાળી થાય એ તો ખોટું. આપણી સાહિત્યસૃષ્ટિમાં ફરી કોઇ આવો બનાવ બનવા પામે ત્યારે ચારને બદલે ચાળીશ સાહિત્યરસિકો આમ બ્હાર પડશે એવી આશા રાખું છું. પણ મુખ્ય ખામી આ છે કે આખો લેખકવર્ગ હજી અતિ પાતળી કાતડીનો છે.

ઉપકવિ આભને આંબવા જાય†, તેવા પ્રયત્નની વિવેચનામાં જવાબદાર વિવેચકને થોડો ઘણો ઉપહાસ વાપરવો જ પડે એ સૌ સ્વીકારશે. તો લેખકે અમુક લખાણમાં વાપરેલી ઉપહાસમાત્રા ઉચિત છે કે વધુ પડતી, એ તો જેવું જેનું વલણ તેવા તેના નિર્ણય; જેમ આપણ સૌનો અનુભવ છે કે કેટલાક ઉપહાસને સામા ઉપહાસથી વધાવી શકે છે, ત્યારે બીજા ઉપહાસથી ખૂબ જ ચીડાઈ જાય છે. જેઓ એકાકી જીવન ચાહીને વરે છે, જેમને એકાકી જીવન ગાળવું પડે છે, જેઓ સમાનધર્મીઓના સમભાવ, સહવાસ, સહકાર આદિએ મળતા અમૂલ્ય લાભથી બેનસીબ રહી જાય છે, તેવાથી ઉપહાસ નામે સહેવાતો નથી....

એ 'વિલાસિકા'નું અવલોકન (મ્હને તેમ જ કર્તાએ એમને વિનંતિ કરેલી અને મ્હારું અવલોકન પ્રકટ થઈ ગયા પછી પણ આગ્રહ કરેલો એટલે) શ્રી ન. ભો. દિ. એ લખેલું છે તેમાં આ કૃતિ વિષે ત્રણ પાનાં છે (મનોમુકુર ગ્રંથ ૧ પૃ. ૧૦૪–૬). ભલે મ્હારા વિવરણની સાથે વા તેને બદલે વાચક આ વાંચે. ન. ભો. દિ. આ કૃતિને "કવિકલ્પનાની પરાકાષ્ઠા" કહે છે, "વાચકના હૃદયને ગુંગળાવે" એવી ગણે છે, "ઉત્કટ," "ધૃષ્ટ," "સત્ય દર્શનને લાત મારવાની કૃતિ સૂચવતી," વગેરે વિશેષણો લગાડે છે, તે વાચક જોશે જ. ઉપરાંત, ન. ભો. દિ. ઉમેરે છે, કે આ બધું "કવિત્વની મર્યાદા સચવાવાને લીધે ક્ષમ્યતાને પાત્ર છે." મ્હારું મત એમનાથી જુદું પડે છે માત્ર આ બિંદુમાં. અને વાચકે લક્ષમાં લેવું ઘટે, કે ન. ભો. દિ. સંગીતના ઉસ્તાદ, સંગીતના ભોગી, જ્યાં જ્યાં સંગીત ત્યાં ત્યાં કવિતા એ ભ્રમ સેવનારા, +

---

† એ 'વિલાસિકા'ના મ્હારા અવલોકનમાં જ મ્હારે કવિ–ઉપકવિ-ભેદના પ્રશ્નને ઉપસ્થિત કરવો પડેલો. શ્રી ખબરદારને એ અવલોકનમાં મેં (ઉપકવિ) નથી કહ્યાં; તે સમયે એઓ હજી ખીલતા આવતા હતા, અને મ્હને આશા હતી કે જે નવજુવાન દલપતશાઈ, નર્મદશાઈથી આરંભી આગળ વધી ઉપકવિ ગણાય ત્યાં સુધી પ્રગતિ કરી શક્યા છે તે વિશેષ પ્રગતિ સાધી કવિવર્ગમાં પણ આવી જશે. વિલાસિકાનું એ મ્હારું અવલોકન મ્હારાં અવલોકનોના સંગ્રહમાં છપાશે.

+ જુવો મ્હારો 'લિરિક' એ નિબંધ, છેલ્લી કલમ—"બે પેરા ચર્ચાના."

ટૂંકામાં સંગીતના પક્ષપાતી વિવેચક છે, અને હું આ બિંદુમાં આગ્રહપૂર્વક જૂદો પડતો વિવેચક છું; કેમ કે હું ગુજરાતી કવિતાના ઐતિહાસિક દર્શને જોઇ શક્યો છું, કે આપણી સંસ્કૃતિમાં સંગીતકલાએ પોતાની ભગિની કવિતાકલાને દાસી જેવી ગણેલી છે, અને કવિતાકલાને ન્યાયની ખાતર તેને આ દાસત્વમાંથી મુક્તિ અપાવવાની અર્વાચીન કવિતાભક્તોની એક મોટી ફરજ છે. કવિતાપરીક્ષક લેખે ન. ભો. દિ. નું વલણ કૃતિ સંગીતની કસોટીએ સારી હોય તો કવિતા લેખે પણ પાંચદશ દોકડા ઉમેરી દેવાનું, ત્યારે મ્હારું વલણ એવું મુદ્દલ નહીં બલ્કે એથી ઊલટું,—અમારા બે વચ્ચે અહીં મુખ્ય ભેદ આટલો જ છે.

વારુ, આમાં કવિશ્રીનું પોતાનું વિચારણાબલ કેટલું, બીજામાંથી લીધેલું કેટલું? શ્રુતિ અને ઝંદ અવસ્તાને જતાં કરીશું, જો કે ન. ભો. દિ.તો એક ઋચા ટાંકે પણ છે. પણ ભદ્રંભદ્ર પ્રકરણ ૧૯માંથી ન. ભો. દિ.એ એક અવતરણ આપ્યું છે તે તો આપણી ભાષાનું જ છે. હું એક ઇંગ્રેજી કૃતિને પણ અહીં ચીંધીશ: 'જે. નૉરિસ કૃત હિમ ટુ ડાર્કનેસ' (જુવો ગોલ્ડન ટ્રેઝરી–પાલ્ગ્રેવ, બુક ૨, સળંગ કૃતિસંખ્યામાં સંખ્યાંક ૧૨૯.) બીજાઓમાંથી શ્રી ખબરદાર ઘણું લે છે, લીધા જ કરે છે, અને દેવું સ્વીકારતા પણ નથી, એવી એમને માટે વારંવાર ટીકા થઇ ત્યારે એમણે વિષયને જરા જુદો ગામળો દઇને પોતાને ફાવે એવો બચાવ-કલિકા અને દર્શનિકાનાં નિવેદનોમાં કર્યો છે. કવિઓ બીજામાંથી સભાન લિયે, શબ્દો પણ લિયે, અને ઋણસ્વીકાર કરે નહીં, એ હલકટ રીતનો બચાવ છે જ નહીં, અને એમનાં લખાણ પણ એનો કશો બચાવ કરવાને બદલે આડચીલે ફંટાઈ જાય છે, તે તરુણ લેખકોએ ખાસ સમજવું જોઈએ. ખીસું કાતરવા જેવાં, અપહરણ, તફડામચી આદિની લાલચમાં તરુણ લેખકે કદાપિ ફસાવું નહીં. એક પ્રાચીન લૅટિન કર્તા ખરું જ લખે છે, × કે મ્હારું પ્હેરણ ચોરે તે કરતાં મ્હારી વિચારણા ચોરે કે મ્હારી મજૂરીનાં ફળ ચોરે એવી ચોરીને વધારે શિક્ષા થવી જોઇએ. મતલબ કે સૂક્ષ્મ ગણાતાની ચોરી પણ ચોરી જ છે અને ગૃહસ્થ ચોરી કરે જ નહીં, તેમ ગૃહસ્થ લેખકે ચોરીના દેખાવ માત્રને ય વર્જ્ય ગણવો જોઇએ; જ્યાં બીજા લેખકનું જરા પણ લીધા કે લેવાઈ ગયાનું પોતાને ભાન હોય, ત્યાં તેનો સ્પષ્ટ ઋણસ્વીકાર કરવો જોઈએ. કવિ તો રાજા કહેવાય, એની લૂંટ બાદશાહી લૂંટ કહેવાય, એવાં એવાં શબ્દછલથી નીતિના પ્રશ્ન ઉડાવી શકાતા નથી.

---

× સાઇનીસિયસ.

## ૭૯ આપની યાદી: સુરસિંહજી ત. ગોહેલ—કલાપી.

**માશુક** જેના ઉપર ઈશ્ક તે વ્યક્તિ; **આશક** ઈશ્ક કરનાર વ્યક્તિ. **આશના** ભાઈબંધ, દિલોજાન. **ચમન** (૧) બાગ, છૂટથી ફરવાની આકર્ષક જગા; (૨) મોજમઝા, આનન્દ. **સીતમ** જુલમ, બલાત્કાર. **ખંજર** જમૈયો, કટાર, છરી. **અહસાન** ઉપકાર. **રેહમત** કૃપાદૃષ્ટિ (રહમ કૃપા). **રાહદારી** વટેમાર્ગુ. આ શબ્દમાં કવિની શરતચૂક થઈ લાગે છે. "સનમની શોધ" એ કૃતિમાં કવિ 'રાહદારી' શબ્દ 'રાહ' ના જ અર્થમાં વાપરતા જણાય છે. અહીં જોઇએ **રાહબરી** ભોમિયાપણું, રાહ દેખાડનાર લેખે કામગીરી, રીતભાત, રાબેતો. **શરાબી** આપ ભક્તવત્સલ છો, હું આપનો છું. એ ખુમારી—**૧ લય અને શબ્દની ઇષ્ટાર્થ જણાવવામાં અજબ યોગ્યતા. અસરકારકતા, અન્યોન્ય બિમ્બપ્રતિબિમ્બભાવ, એનું નામ કાવ્યનો પ્રસાદ.** ૧ લી કડીમાં **ર રી રે રિ** જુવો. બીજી પંક્તિમાં સુખે કામદેવ, દુઃખે રામદેવ એ વ્યાપ્તિને કેવું સુન્દર રૂપ આપ્યું છે. ગાંભીર્ય અને લીલાનો અજબ મેળ સધાયો છે. ૨ લાલીનો અર્ક અત્યન્ત રૂપવતી ચીજ જોતાં ઈશ્વરની પણ શી બલિહારી એવી ઊર્મિ થઈ આવે છે. ૯ હાથ મેળવવામાં સમભાવ, દોસ્તી અને સહચારનાં તમામ રૂપનો સમાવેશ કર્યો છે. હાથ મેળવવાનો ચાલ યુરોપીય નકલ નથી; રાજપુત, ચારણ, બારોટ, કાઠી, આહીરમાં આગળથી ચાલ્યો આવે છે. ૧૧ ઈશ્કના રાહમાં રાહબરી આપની; તથાપિ એ રાહબરીનું એક લક્ષણ આ આપની હુંથી માણસ-મર્ત્ય-માત્રથી જુદાઈ આ આપનું લક્ષણ કેમ ન શોવડાવે? ૧૨ દુઃખ રૂપે અનુભવેલું કે તાજું અનુભવાય, સુખ રૂપે અનુભવાય, તે સર્વ.

## ૮૦ મિલનનું સ્વપ્ન: ઝીણાભાઈ ર. દેસાઈ—સ્નેહરશ્મિ.

**મનુષ્યનું જીવન**-વ્હેતી સરિતા: જન્મ, બાલ્ય, આદિ તમામ દશાઓમાં બેયનું સામ્ય ઉપમાનોપમેય ભાવે વાચકે ગ્રહણ કરવું. સમાન્તરે રહેતી અને વ્હેતી બે સીધી લીટીઓની પરમ્પરિત સમાનતા જેવી આ બેની, આખી ય કાવ્યવિષય છે એમ કહી શકાય, અગર જો કે અહીં ૧૪ લીટી જ હોવાને લીધે તેમાંના અમુક ખંડોને, વિશેષ સૌંદર્ય, ભવ્યતા કે છટા પાડવાની અને દૃષ્ટિ તે પર એકાગ્ર કરવાની સુગમતાને લઈને-વાનગી પદ્ધતિએ સ્પર્શ્યા છે. ૧ **ગિરિવર:** નદીબાળકીનો પિતા. તેનો ખોળો (સાનુપ્રદેશ) વિશાળ. ૨ **લહર:**

'સલિલ,' 'વહન' જેવો શબ્દ વાપર્યો હોત તોપણ અર્થ તે જ રહેત; આમ અંગીનો નિર્દેશ અંગથી કરી લેવો, અને તે અંગની પસંદગી ઔચિત્ય એટલે અર્થસંદર્ભમાં સૌથી સારો મેળ બેસે એમ કરવી, એ કાવ્યત્વ સાધવાની યુક્તિ જાણીતી છે. ૩–૪ નદીના ગિરિપ્રદેશમાં ન્હાનામોટા ધોધ મધ્યે અસાધારણ ઊંચાઇથી પડે, તે ફરશોનું ચિત્ર, શીકર, તે પ્રદેશમાં પ્રાણીનું ગર્જન, અને તે ખડકની બીષણતા એ ત્રણ જ અંશે સ્પર્શીને દોરી લીધું છે. ૯ **ગહનના ભવ્ય સ્વપ્નેઃ** ગભિર ઊંડું આત્મનિરીક્ષણ; અંતરાત્મામાં સમાધિ. એવી દશામાં; દિલદરિયામાં ડૂબકીની અવસ્થા સૌથી વધારે વ્હાલી થઈ પડી હોય એવી સ્થિતિમાં. નદીનું મુખ એટલે દરિયા સાથે સંગમનો વિભાગ હોડાઓથી–(ભરતીઓટના જુવાળોથી) ક્ષુબ્ધ જ હોય, તેનું ચિત્ર 'ઉછળ રહેતી' એ બે અતિ સાદા શબ્દે દોરી લીધું છે. પ્રસાદવાંછુ રસિક બંધુઓએ એને સાદા અંશોમાં પણ જોતાં શીખવું જોઇએ.

'સ્વપ્ન' શબ્દ અસ્પષ્ટ પણ સુખદ આદર્શમાં એકાગ્રતા જેવા અર્થમાં શ્રી ન્હાનાલાલ, શ્રી મનસુખલાલ ઝવેરી વગેરે વાપરે છે, તે મ્હને અરુચિકર છે; કાંત સ્વપ્ન શબ્દ કાને પડતાં જ મ્હને તો પ્રથમ પ્હેલું ભાન અવાસ્તવિકતા (unreality) નું થતું હોવાથી. પરંતુ. સ્વીકારૂં છું કે કાંતના 'ઉપહાર' જેવા કાવ્યમાં અને બીજે કોઈ કોઈ ઠેકાણે પણ સ્વપ્ન શબ્દને કાં તો વ્યર્થ ગણવો પડે, કાં તો આવા અર્થમાં જ લેવો પડે. અહીં છેલ્લી લીટીમાં કવિએ 'સપના' લખ્યું છે પણ જો 'સપનું' લખ્યું હોત, તો અહીં એનો અર્થ લગભગ 'સ્વર્ગ' જેવો થઈ જાત. ૧૩ **ગહરોઃ** ઘેરો સૉનેટબંધમાં ચૌદમાની જે પંક્તિમાં અર્થનો અનિવાર્ય ગૌરવાંકિત કે બીજી રીતે ખાસ કીમતી અંશ, તે પંક્તિ કૃતિના અંતમાં કે અંત પાસે આવતાં આખી કૃતિની અસરકારકતા ખીલી આવે. 'જીવનનદી સુણે આથાતે જ્યાં ગહન ગહરો કલરવ ત્યાં' એવી પંક્તિ છે.

## ૮૧ સિન્ધુનું આમંત્રણ : શા. વિ. પા.—શેષ.

આ અન્યોક્તિ નથી. વ્યાજોક્તિ નથી, પરંપરિત રૂપક નથી, કોઈ પણ જાતનો માત્ર અલંકાર નથી; જો કે સિન્ધુ અને પરમાત્મા બેને લાગુ પડે એવું વર્ણન (સહોક્તિ) છે, અને તદ્દન કુદરતી રીતે કરેલું (સ્વભાવોક્તિ) છે. પરંતુ

વિષયની ભવ્યતાને અત્યન્ત સીધી સચોટ રીતે વેધતી શૈલી, ભક્તહૃદયની નિખાલસતામાં ભાષાની અલંકારસમૃદ્ધિ અને બીજી ખૂબીઓને ગૌણ બનાવી દે છે. બાલક અને કિશોરની હીલચાલ માત્રમાં સજીવન સ્ફુર્તિ અને લીલા બંને હોય, પણ લીલા અને નૃત્ય આપણે અમુક હીલચાલ કે તેનો અંશ ખાસ નિહાળિયે ત્યારે જુદાં વખાણિયે, સામાન્ય રીતે તો એની સજીવનતાને જ નિરખી રહિયે. તેમ વાણીમાં પણ એકંદર અને ઓતપ્રોત ભવ્યતા કે તલસ્પર્શિતા આવતાં તેના પૃથક્ અંગોમાંના અલંકારાદિ ગૌણ બની જાય છે. અર્થની પ્રથમથી ખબર નહીં અને મથાળા ઉપરથી આ પંક્તિઓ સિંધુ વિષેની એટલું જાણીને જ વાંચવા માંડે, તેને આ પરમાત્મા વિષે પણ છે એમ ભાન થતાં, તે આદિથી ફરી વાંચે છે અને બેવડો આનન્દ મેળવે છે. અલંકારોના ભેદપ્રભેદનો પ્રપંચ આપણા મધ્યકાલીન વિવેચકોએ ખૂબ કર્યો છે, તેમાં કેટલીક સૂક્ષ્મ સુરુચિ પણ સ્થલે સ્થલે અનુભવાય છે; પરંતુ ઉત્તમ કવિતામાં તો અલંકારાદિ અનુભવાય તોપણ—પ્રિયાની કેવલ દેહસુંદરતા, સુકુમારતા આદિની માફક—મુખ્ય ભોગવસ્તુ નહીં ને ધ્યાન બહારે રહી જાય એવી છેક ઉપાધિ બની રહે છે, તેનું આ ઝીણવટિયા, સમર્થ અને વૈજ્ઞાનિક વિવેચકોને કેટલું ભાન હશે વારુ, એવો સવાલ ઉઠતાંની સાથે, એ આખું શાસ્ત્રમંથન અર્વાચીન માનસને માટે ઉતરતા મૂલ્યનું જ બની જાય, એમાં શું આશ્ચર્ય.

૧ **આનન્દ સિંધુ** (૧) આનંદમય સિંધુ; (૨) પરમાત્મા, પ્રકૃતિએ જ આનંદસ્વરૂપ. **હસ્ત** (૧) મોજું, (૨) કુદરતની કોઈ પણ લીલા. ઝાંયોનાં મોતી: ઝાંયો દેખાડતાં ટીપાં **ઝાંય**-ભપકી, આછેરુ તેજ. ભેંસના ઘીની લીલાશ અને ગાયના ઘીની આછી પીળાશને ઝાંય કહે છે. ધૂપછાંય રંગી કાપડને એક બાજુથી અને એક જાતના પ્રકાશમાં જોતાં એક રંગનું તેજ દેખાય, સામી બાજુથી બીજા રંગનું દેખાય એવા રંગમિશ્રિત તેજ–વૈવિધ્યને ઝાંય કહે છે જે હીરા, રત્નો આદિના પ્હેલોમાં ખાસ ધ્યાન ખેંચે છે. ઝાંસ, ઝાંહ, એ ઝાંય શબ્દનાં પ્રાંતિક ઉચ્ચારણ માત્ર છે.

**કડી ૧** સિંધુ પક્ષે સ્થૂલ વાસ્તવિક અર્થ. પરમાત્મા પક્ષે એના નિ:સીમ સદાસમવાત્સલ્યનો અર્થ. ઘરમાં જેમ .બાલકોને બધી જ છૂટ, તેમ અહીં પણ છે.

**કડી ૩** માનવો (૧) આર્ય, (૨) પીતવર્ણ, (૩) હબસી; અથવા (૧) હિંદુ, (૨) મુસ્લિમ, (૩) ખ્રિસ્તીઃ અથવા અંગ્રેજ, ફ્રેંચ, જર્મન, ઇટાલિયન એમ અનેક લોહી, ધર્મ, રાષ્ટ્રસીમા, આદિ ભેદપ્રભેદે વિભક્ત, તથાપિ એક જ કુલ છેઃ આખી માનવજાતિ એક જ યોનિ છે. સિંધુને આપણે જુદા જુદા કાંઠા પ્રમાણે અનેક ગણિયે છ, મહાસાગર, સાગર આદિને જુદાં જુદાં નામો આપિયે છ ખરા; પરંતુ વસ્તુતાએ આખો પારાવાર એક જ. ધર્મોનાં પણ આપણે ઐતિહાસિક નામો ભેગાં કરિયે તો અનેકાનેક થાય, તથાપિ ધર્મવૃત્તિ, ધર્મતત્ત્વ, માનવધર્મના આત્મારૂપ સત્ય એક છે. ઈશ્વર વિષેના ખયાલ અને વ્યાખ્યાઓ જુદે જુદે દેશકાલે જુદાં જુદાં પ્રવર્ત્યાં, તથાપિ પરમાત્મા એક છે. જમીનતટોની જડતા સાગરના ઐક્યને છેદી ન શકે. લોહી, મત, વતન, રાષ્ટ્રવાદ, ભાષા, સમાજબંધન આદિ જડ ઉપાધિઓ ગમે તેટલી, પણ માનવજાતિના સૂક્ષ્મ ઐક્યને વિભેદી ન શકે. ભેદભાવ પૂરેપૂરો છતશો; સૂક્ષ્મ ઐક્ય વિકસાવશો, તેમ તેમ ત્હમે અનેરું ગૌરવ ("ગરવાં") સાધશો, ત્હમારા "સુર" (જીવન) માં અનેરા રસ ફુટશે. મ્હારી સાથેનું ત્હમારું ઐક્ય પણ તેમ તેમ જ અનુભવશો.

**કડી ૪** સિંધુ પક્ષે શબ્દાર્થ છે, તે વાસ્તવિક અને સાથે મનોવેધક છે. આ કડીની સ્વર–વ્યંજન–લીલા પણ જુવો. આર્ય કવિતાની પડતીના સૈકાઓમાં ગીતગોવિન્દ, કીચકવધ, આદિ પ્રાકૃતસંસ્કૃત કૃતિઓમાં ખટખટતા શબ્દાલંકારો વધી ગયા અને એ વલણ છત્યું, તથા હિંદી કવિતામાં તો દિગ્વિજયી થયું,— કલ્પના અને વિચારપ્રવાહ પણ કવિતામાંથી નષ્ટપ્રાય થયાં. એટલે કાલિદાસાદિ કવિઓની **સૂક્ષ્મ શબ્દાલંકૃતિ** વધારે સુંદર તેમ અર્થ અને ભાવને કુદરતી રીતે પોષનારી હોવાથી વધારે સચોટ છે, તે આપણે લગભગ ભૂલ્યા. હવે અંગ્રેજી કવિઓના સંપર્કથી તે આપણે આપણી ભાષામાં ખીલવવા માંડી છે. અંગ્રેજી શૈલીની ગુજરાતી કવિતા સ્પષ્ટ શબ્દાલંકારોને લગભગ વર્જે છે, ત્યારે કુદરતી સ્વર–વ્યંજન–લીલાની આશક બની છે.

અને પરમાત્મા પક્ષે? માનવ ચિચ્છક્તિઓની ન્હાનીશી ફુટપટ્ટીએ પરમાત્મા અતલ છે, અગાધ છે, અગમ્ય છે, આશ્ચર્યવત્ છે; નેતિ નેતિથી અટકી જવું પડે એવો છે. પ્રતિભા સામાન્ય માનવીઓને તોલે ગમે તેટલી નિઃસીમ,—પણ પરમાત્માને હિસાબે? તરંગો, બુદ્બુદો, ગર્ત્તો, ઓઘો, વિસ્તારોના વિશેષણોમાં

જે કંઇ અસ્ફુટતા, અપૂર્ણતા, અવિશદતા છે, નેતિવાચકતા છે, તે પરમાત્માની સર્વતોમુખી અગાધતાને તોતડી માનવવાણી સ્પર્શી શકે તેટલી સ્પર્શે છે, અને અવારતત્વની અસત્યતામાં કે અતિશયોક્તિની મૂર્ખાઇમાં પડ્યા વગર કૃતકૃત્ય બને છે. ઊંડામાં ઊંડી વિચારણા તેમ દરેક કલાની દરેક જાતિના રસિકને વ્હાલી ચમત્કૃતિ માત્રને માટે અહીં મનમાન્યો અવકાશ છે, તો પછી સામાન્ય માણસો માટે પણ હોય જ ને.

**કડી ૫–૬ સહસ્ર** અગણિત. **ઘેલી** બેભાન, બસ વ્હેતું વ્હેતું એમ વ્હેવાની પ્રેરણામય જ: ક્યાં, શા માટે, શી રીતે વ્હે છે એવા કોઇ પણ સવાલના જવાબ દે શકે નાહીં એવી: અજ્ઞાની શૂન્યતા, અણૂઝનું મૌન જ જવાબમાં મળે એવી. ઘડી વિમલ ઘડી મલીન: કેટલા સાદા શબ્દોમાં કેવો ગંભીર અર્થ છે! **સરખી** સુરેખ, સમરેખ, **મથી મથી** શેને શેને માટે મથતા હોય છે વારુ? અરે! છેક બાલક, એમને માટે તે એવા એવા સવાલ પૂછવાના પણ હોય! જેમાં મથે છે તેમાં કેવાં આનન્દે છે તે જુવો, ઘડી પછી બીજા જ કશામાં આનન્દે છે તે જુવો, એટલે ત્હમારી પૃચ્છા આ તત્ક્ષણ માત્રમાં જીવનારી યોનિ પરત્વે કેટલી બધી અજુગતી છે, તે ત્હમે જ પામી જશો. ટૂંકાં અને વ્યર્થ જેવાં પ્રેયો માટે એવાં મનુજજન્તુઓ આ પારથી પેલે, ત્યાંથી પાછા અહીં, એમ જન્મે મરે, જન્મે, લખચોરાશીમાં ભમરચકર ચકરભમર ફટાયા કરે. એ જ એમનો ઇતિહાસ. તેમને સિંધુ કહે છે, જે જે નદીઓમાં ત્હમે હો તે તે પ્રવાહપન્થોને વળગીને તેમને અનુકૂલ રહીને જ વહી આવો, તો ત્હમે અનાયાસે અને નિઃસંશય મ્હને જ પામશો. અહીં નદી=ધર્મ, પંથ, વર્ણાશ્રમપરંપરા, એવો સંકુચિત અર્થ પણ લેવાય ખરો; જો કે આવી કૃતિઓમાં સૌથી વિશાલ અર્થ જ પૂરો સાચો અર્થ. (ધર્મ પલટો કરવા, કરાવવા ઇચ્છનારને આ ઉચ્ચતર, સત્યતર દૃષ્ટિ લગભગ અસાધ્ય છે.)

જીવન કેટલું તો કરુણ છે, દયા આવે એવું છે, તે છુપાવ્યું નથી. કલ્પના-કટાક્ષની સરલ ભવ્યતામાં કરુણરસને ઓગાળી લીધો છે. આ પણ હુમર (મર્મોક્તિ) નો એક પ્રકાર છે. અને આપણી કાવ્યમીમાંસા આને પણ ધ્વનિ જ કહે છે. માણસની વાણી તોતડી અને અશક્ત છે એટલું જ નહીં; એનાં ન્યાયશાસ્ત્ર, દર્શન, પૃથક્કરણ આદિ સત્યને પામવાની ક્રિયાઓ, તમામ તોછડાં

અને અશક્ત છે. ભવ્ય તેમ ગહન બંને ક્ષેત્રમાંથી આપણી શક્તિઓ અંતઈ જઈ પાછી વળે છે.

કડી ૭ **અહીંથી** (૧) સિંધુથી, (૨) પરમાત્માથી. દિનકર પણ અહીં જ પ્રથમ કિરણ પ્રસારે છે, અસ્ત અહીં જ પામે છે. **એક ચક્રે** અપ્રતિરથ (પુરાણોમાં સૂર્યના રથને એક જ ચક્રનો વર્ણવ્યો છે, એ હકીકત પણ આ પંક્તિ કવિના ધ્યાનમાં હોય તથાપિ અર્થ તો અનન્ય રાજાધિરાજ લેખે એ જ ઉત્તમ છે.) **અકલ સલિલ** સૃષ્ટિની ઉત્પત્તિનો જેવો સર્ગ જેવી માયા (જુવો નાસદીય સૂક્ત વગેરે) **નિર્ગમે છે.** ઉત્પત્તિ પામે છે. **ઊંચા નીચા ફરીને** લખચોરાશી ફેરા, ઉચ્ચનીચ યોનિઓમાં. **સમય નિજ થતાં** કર્મપરિપાકે, પુરુષાર્થ સંચયે.

સિંધુના પક્ષે નામ તેનો નાશ, સર્જાય જે જે કંઈ તે તે વિસર્જાયા વિના રહે જ નહીં, એ સ્થૂલ અર્થ.

કડી ૮ **શુદ્ધ-મેલી** એ દ્વંદ્વ સિંધુ પર છે. ઉચિત અનુચિત ભૂ ય ને પોતાનો લાભ, ગેરલાભ અપક્ષપણે આપતા સૂર્ય–ચંદ્ર, મરુત, અગ્નિ, એવાં એવાં દ્વંદ્વોથી પર છે. પરમાત્મા પાપપુણ્યના દ્વંદ્વથી પર છે. પાપ ક્યાં છે, પાપી છું, અનધિકારી છું, પાપવૃત્તિઓને પ્રજાળી વિમલ બનું ત્યારે જ અધિકારી, એવા એવા ખયાલ પણ મમત છે, અહંતા છે. (અહંતાની ભૂમિકાએ મર્યાદિત છે), આત્મા જાતે સદા અને સર્વાવસ્થામાં શુદ્ધ, મુક્ત સ્વરૂપ છે જ, તો પછી એ સર્વ ચોખલિયાવેડા, શંકા, અનાસ્થા, વામી નાખો: આ અ-જર ભૂમિકા પ્રાપ્ત કરીને આ શુદ્ધ મુક્ત પ્રવાહે શુદ્ધ, મુક્ત વિહરો.*

કડી ૯–૧૦–૧૧ આટલે સુધી સમજી લીધા પછી સુસ્પષ્ટ છે. કડી ૧૦ પાછી કડી ૫–૬ જેવી છે. કડી ૧૧ પરમાત્માની અગાધ ઉદારતા અને ધીરજનું કથન છે. **કોઈ ગયું નહીં** એટલા તો થોડા ગયા કે સૌ પ્રમાદી વા નાસ્તિક, કોઈ પણ ગયું નહીં, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. અને સિંધુના પક્ષે શું; એમ કોઈ પૂછે તો તે જવાબ એટલો, જે હમે ન સમજ્યા તેણે જ આવો અરસિક

---

* "આ અ-જરભૂમિકા પ્રાપ્ત કરીને"–વેદાંતદર્શન કે અદ્વૈત (આઇડીયલિઝમ) નો એક મહામોટો ગોટો અહીં છે. એ ભૂમિકા મનુજજંતુએ પ્રાપ્ય–સપ્રમાણ અધિગમ્ય–છે ખરી?

જે કંઇ અસ્ફુટતા, અપૂર્ણતા, અવિશદતા છે, નેતિવાચકતા છે, તે પરમાત્માની સર્વતોમુખી અગાધતાને તોતડી માનવવાણી સ્પર્શી શકે તેટલી સ્પર્શે છે, અને અવાસ્તવની અસત્યતામાં કે અતિશયોક્તિની મૂર્ખાઇમાં પડ્યા વગર કૃતકૃત્ય બને છે. ઊંડામાં ઊંડી વિચારણા તેમ દરેક કલાની દરેક જાતિના રસિકને વ્હાલી ચમત્કૃતિ માત્રને માટે આહીં મનમાન્યો અવકાશ છે, તો પછી સામાન્ય માણસો માટે પણ હોય જ ને.

**કડી ૫–૬ સહસ્ર** અગણિત. **ઘેલી** બેભાન, બસ વ્હેતું વ્હેતું એમ વ્હેવાની પ્રેરણાગત જ: ક્યાં, શા માટે, શી રીતે વ્હે છે એવા કોઇ પણ સવાલના જવાબ દે શકે નહીં એવી: અજ્ઞાની શૂન્યતા, અણૂઝનું મૌન જ જવાબમાં મળે એવી. ઘડી વિમલ ઘડી મલીન: કેટલા સાદા શબ્દોમાં કેવો ગંભીર અર્થ છે! **સરખી** સુરેખ, સમરેખ, **મથી મથી** શેને શેને માટે મથતા હોય છે વારુ? અરે! છેક બાલક, એમને માટે તે એવા એવા સવાલ પૂછવાના પણ હોય! જેમાં મથે છે તેમાં કેવાં આનન્દે છે તે જુવો, ઘડી પછી બીજા જ કશામાં આનન્દે છે તે જુવો, એટલે ત્હમારી પૃચ્છા આ તત્ક્ષણ માત્રમાં જીવનારી યોનિ પરત્વે કેટલી બધી અજુગતી છે, તે ત્હમે જ પામી જશો. ટુંકાં અને વ્યર્થ જેવાં પ્રેયો માટે એવાં મનુજજન્તુઓ આ પારથી પેલે, ત્યાંથી પાછા અહીં, એમ જન્મે મરે, જન્મે, લખચોરાશીમાં ભમરચકર ચકરભમર કૂટાયા કરે. એ જ એમનો ઇતિહાસ. તેમને સિંધુ કહે છે, જે જે નદીઓમાં ત્હમે હો તે તે પ્રવાહપન્થોને વળગીને તેમને અનુકૂલ રહીને જ વહી આવો, તો ત્હમે અનાયાસે અને નિઃસંશય મ્હને જ પામશો. અહીં નદી=ધર્મ, પંથ, વર્ણાશ્રમપરંપરા, એવો સંકુચિત અર્થ પણ લેવાય ખરો; જો કે આવી કૃતિઓમાં સૌથી વિશાલ અર્થ જ પૂરો સાચો અર્થ. (ધર્મ પલટો કરવા, કરાવવા ઇચ્છનારને આ ઉચ્ચતર, સત્યતર દૃષ્ટિ લગભગ અસાધ્ય છે.)

જીવન કેટલું તો કરુણ છે, દયા આવે એવું છે, તે છુપાવ્યું નથી. કલ્પના-કટાક્ષની સરલ ભવ્યતામાં કરુણરસને ઓગાળી લીધો છે. આ પણ હ્યુમર (મર્મોક્તિ) નો એક પ્રકાર છે. અને આપણી કાવ્યમીમાંસા આને પણ ધ્વનિ જ કહે છે. માણસની વાણી તોતડી અને અશક્ત છે એટલું જ નહીં; એનાં ન્યાયશાસ્ત્ર, દર્શન, પૃથક્કરણ આદિ સત્યને પામવાની ક્રિયાઓ, તમામ તોછડાં

**૧૪ વેદ ને પુરાણ :** ગીતા, બાઇબલ, કુરાન આદિ તમામ ધર્મગ્રંથોને આમાં લઇ લેવા. **૧૮ સપનાં :** માનસશાસ્ત્રીઓ આપણાં સપનાંને આપણા ચિત્તંત્રની સરજન જ ઠરાવે છે. તેમ આ સર્વે માણસની પોતાની કલ્પનાનાં જ આલેખનો છે. **૨૫–૨૬** દર્શન પુરાવો, આધાર કશું જ ન મળે. અને તોપણ મ્હારે ન માનવું, નહીં માનું, માને સો મૂર્ખશિરોમણિ,—એવો નિકાલ વા નિર્ણય પણ હૃદય સ્વીકારતું નથી. સૃષ્ટિના આરંભથી દેશે દેશે, કાલે કાલે, પ્રજાએ પ્રજાએ મળીને "તેત્રીશ કોટિ" દેવો માન્યા–મનાવ્યા, તેમનામાંથી એક પણ "સાચો દેવ" નથી; "સાચો દેવ" કેમ મળે તે હજી તો કોઇને લેશ પણ સુઝતું નથી; અને તોપણ "સાચા દેવ" માટેની ઝંખના માનવીનું હૈયું છાંડી શકતું જ નથી.

નરી વાસ્તવિકતાનો આ રણકો આર્ય પ્રજા વેદ અને ઉપનિષદોના કાળમાં પિછાનતી હતી. આ રણકાનો છેલ્લો સુર ગૌતમ બુદ્ધની વાણીમાં સાંભળવા મળે છે. પરંતુ તે પ્હેલાં સૈકાઓથી અનાર્ય ધાડાં ને ધાડાં હિંદમાં ધૂસેલાં હતાં, અને પછી તો વળી વધારે વાર વધારે મોટી સંખ્યામાં આવ્યા કર્યાં, લોહી ભેળાઈ ગયું, અને ગમે તે ભોગે પણ સો ટચ ચોકખું સત્ય મેળવવાની એ જિજ્ઞાસા ઝાંખી પડતી ગઈ છે. ઈ. ૧૯૦૦ પછી જન્મતા આપણા કવિઓમાં એ રણકો પાછો સંભળાવા લાગ્યો છે, એ આપણાં અહોભાગ્ય ! પ્રજા એ રણકાને સત્કારશે ખરી, પૂરા બ્હારમાં ખિલવા દેશે ખરી, એ રૂપ, એ રંગ, એ ગંધ, એ રસ સહી શકશે ખરી ? કે એને તો ગોવર્દ્ધની ખવાઓ અને ન્હાનાલાલી સમણાં અને ક. મા. મુ. ના ફટાકા જ વધુ રુચ્યા કરશે ?

## ૮૪ એક કારમી કહાણી : રા. વિ. પા.

પોતાના ટિપ્પણમાં કવિ આને "'સનાતન ત્રિકોણ' કહે છે તેવા પ્રેમની કરુણ કહાણી" જણાવી ઉમેરે છે કે પોપટ તો કે મેનાનું સંવનન નથી કરતો તોપણ તેને ગમી જાય એવું બોલે છે, એટલે પરિણામમાં તેની પણ જવાબદારી છે...નાયિકાનો અંત કરુણ આવે છે, નાયકનું જીવન દુઃખી થઇ જાય છે, એ પ્રકારે કવિ કહાણીના અંતમાં કવ્યન્યાય જળવાયાનું કહે છે. કૃતિના અજ્ઞેયવાદ માટે જુઓ 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો'માં મ્હારું

વિવરણ, પૃ. ૮૪-૮૫. ઉપરાંત ધુણી=બ્રહ્માંડ, આંબો=તેમાં આ પૃથ્વી; મેનાપોપટ=પૃથ્વી પરનાં નર અને માદા પ્રાણીમાત્ર.

૭-૧૦ **ધૂમની સ્હેરે, વનમાં લ્હેરે**=પ્રાણીસૃષ્ટિમાં મોસમે મોસમે લિંગી (સેક્સવિષયક) ભૂખ ઉઘડે જ છે. (માનવયોનિએ પોતાની બુદ્ધિ-કલ્પનાદિનો ઉપયોગ આ ભૂખને મોસમ મર્યાદિતમાંથી આખી જુવાનીમાં સાંત્વન માગ્યા કરે એટલી વધારી મુકવામાં કર્યો છે. ૪૩-૪૪ ધૂણી ધખે છે, વિશ્વ પોતાના નિયત ક્રમે ચાલ્યા કરે છે, એ એક જ સાચું સર્વસ્વીકારાર્હ નગદ સત્ય છે, વિશેષ કંઇ પણ જ્ઞાન કોઇને છે ખરું વારુ? કેવાં સુખદુઃખ-કેવાં પાપપુણ્ય-કેવાં પ્રાયશ્ચિત્ત કે શિક્ષા?

શાસ્ત્રીય અજ્ઞેયવાદ સામાન્ય રીતે જે ધર્મમાન્યતાઓ ગણાય છે તેને નાસાબીત અંધશ્રદ્ધા ગણે છે. પરંતુ તે પાપ-પુણ્ય, નીતિ-અનીતિ, કર્ત્તવ્ય-અકર્ત્તવ્યના ભેદ તો સ્વીકારે છે અને માનવપ્રકૃતિમાંથી ફલિત થતા ગણે છે. સામાન્ય રીતે ધર્મ કહેવાય છે તે માણસને ફરી ફરીને અનેકાનેક યુક્તિપ્રપંચે ટોક્યા કરે છે, ભાઇ પુણ્ય-પાપ નીતિ-અનીતિ કર્ત્તવ્ય-અકર્ત્તવ્યના ચોક્ખા ભેદ સ્વીકાર્યાં વગરનું જીવન તે માનવજીવન કહેવાય જ નહીં, અને એ ભેદોનું ભાનજ્ઞાન ધર્મમાં, ઈશ્વરમાં, લોકોત્તર મહાસત્ત્વોમાં શ્રદ્ધા વિના માણસને પ્રાપ્ય નથી તો તેના આચરણમાં સુપ્રતિષ્ઠ થઇ જ ના શકે—એ સર્વ ફિલસૂફીના એક મોટાં પ્રકરણને નામે મનુષ્યયોનિ અવતરી તે કાળથી આજ લગી પ્રવર્ત્તી રહેલ હેત્વાભાસ જાલ (ટિશ્યુ ઓફ ફેલેસીસ) અને ભૂલભૂલામણી માત્ર છે. તેનાં જટિલ બંધનોમાંથી વિમુક્ત થતાં માણસને હજી ઘણો ઘણો કાલ લાગશે.

## ૮૫ અવસાન: ન. ભો. દિ.

ગીત, વીજળી આદિ અસ્તિત્વની ક્ષણમાં સુખદ છે; તે-આ છાપેલી પ્રતિકૃતિ દ્વારા-અત્ર, આ સંગ્રહ દ્વારા-જે જે બંધુ અનુભવે તેમને પણ સુખદ જણાય, કવિતાકલાનો આનંદ આપી શકે, તો...**૫ ઇંદ્રજાલરચના:** ઇંદ્રજાલ તો માયાવી જૂઠી આભાસમાત્ર રચના; એટલે પંડિત કવિ પોતે ટીકા લખે છે, ખોટી એવો અર્થ ન લેતાં ક્ષણિકતા લક્ષણે ઇંદ્રજાલ જેવી, એવો અર્થ લેવો. ઇંદ્રજાલની રચના=ઇંદ્રજાલરચના (૬ ઠી નો તત્પુરુષ) ઇંદ્રજાલ રચના ઇવ રચના (ક્ષણિકત્વાત્)=ઉપમિત સમાસ; વિ.

મ્હારા ગાનની માફક હું પણ ભલે ત્હારા સંવેદન અને ત્હારી સ્મૃતિમાંથી ખરી પડું : છેક જ ના ખરી પડું, જરાતરા થોડો સમય સાંભર્યા કરું એટલો ત્હારો સમભાવ મેળવી શકું તો બસ. સંગ્રહકર્તા પણ એટલો જ સમભાવ મળે તો ઘણું બધું એમ અનુરટણ કરતાં ઉમેર્યા વિના રહી શકતો નથી કે સમભાવ આપવાને મેળવવાની બાબતને ગુજરાતીઓ આંસુ સારવાની શબ્દાવલિએ વર્ણવે છે, આપણામાં એ અર્થ માટે એ શબ્દાવલિ આટલી રૂઢ થઈ ગઇ છે, એ આપણી પ્રજાની પોચટતા અને ઊર્મિલતાનો આબાદ પુરાવો છે. મરદોના અન્યોન્ય સમભાવવ્યવહાર વિનિમયમાં હાલતાં ને ચાલતાં આંસુ આવે ખરેખર, તો એ સ્ત્રૈણતા નહીં વારુ, અગર જો માત્ર વાગ્વિવેકમાં, તો એ દંભ નહીં વારુ ? આ દોષ ગણાય એટલી બધી ઊર્મિલતાના પુરાવા આપણા જૂના સંસ્કૃત સાહિત્યમાં —ભવભૂતિના નાટકો જેવી કૃતિઓમાં—પણ જોવામાં આવે છે.

卐

# પુષ્પિકા

— ૧લી આવૃત્તિ —

[1]વૃષની છેલ્લી તિથિએ કાવ્યભાવના ક્રમ રુચિરે કથવા
[2]સુખારિ સમયતણી આ રચી [3]બલિ સમૃદ્ધિ સવિવરણા.

— ૨ જી આવૃત્તિ —

અર્ધ પલિત શિર પૂરૂં થતાં સમુજ્જ્વલ સમૃદ્ધિ શિત્તેરે
બલિ ફરિ ગુંથી ઉમંગે કાવ્યભાવનોજ્જ્વલનશોભે.

— ૨ જી આ. ૨ જું મુદ્રણ —

વિશ્વયુદ્ધને પંચમ નિજ પંચોતેરમે વરસે
છાપી આ ફરિ ખાંતે બે વિદ્યાપીઠઅનુરોધે.[4]

સમૃદ્ધિ ફરીફરીને ભણાવશે સુજ્ઞ મુગ્ધોને;[5]
ઘટે ઘણો જસ તેનો આદ્યપ્રવર્ત્તક ગુવસોને.[6]
વિવરણમાં આનાથી રસ, તટસ્થતા, સુરેખ સિદ્ધાંતે,
સવાઈ સ્વતંત્ર મનને, ગ્રંથ અવતરો,–તનય આનો!

[7]પ્રતિભાસિદ્ધ જિતે છે લયમધુરા વાગ્વિહારિ કવિવર તે
જેના ધવલ સુકલ્પે કાલકાલિમા ય ના લાગે.
વાગ્રત્નાકરજાયા, કામકલારશ્મિમૂર્તિ, હે દેવી,
અનંત બલિ સૌન્દર્યો ગુંજંતાં ખિલવતાં જીતો!

ઇતિ શુભં

---

૧ વૃષ–વિ. સં. ૧૯૮૬નું વિશેષનામ. ૨ સુખારિ–સુખ=૮, અરિ=૬ સુખારિ=૮૬ વર્ષ: સંક્રાંતિકાલ ખળભળાટ, ભાંગફોડ, વાદાવાદિ આદિનો એમ મહાસુખારિ. ક. દ. ડા. એ 'બાપાની પીપર' એ વર્ણનકાવ્ય વિ. ૧૯૦૧માં લખ્યું ત્યાંથી અર્વાચીન કવિતાનો આરંભ ગણું છું. ૩ દાનવ રાજા બલિએ નહીં, બલવંતે. ૪ બોમ્બે યુ. અને હવે યુનિવર્સિટી: અનુરોધે એટલે આહીં એમના ઠરાવ માટે માનની ખાતર; એમણે ઠરાવતો કર્યા પણ બજારમાં નકલો નહીં એમ તે વ્યર્થ જાય, એમનું હીણું બોલાય તે ન થવા દેવાને. ૫ મુગ્ધ: કાવ્યના અભ્યાસમાં એકડિયા. ૬ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, જેણે પ્હેલી આવૃત્તિ રચાવી. ૭ આ છેલ્લી બે આર્યા જાણીતાં સંસ્કૃત સુભાષિતો ઉપરથી લખી છે.

# પરિશિષ્ટ ૧

## પ્રાથમિક પિંગલ (અપૂર્ણ)

### વિભાગ ૧ લો

### વ્યાખ્યાઓ અને સંજ્ઞાઓ

**વર્ણી**: નામ અને વિશેષણ = (ઇંગ્રેજી) 'સિલેબલ્', 'સિલેબિક' **વયડું** (લઘુગુરુ ઉ–ઊ અને તે માટેની સંજ્ઞાજોડી ⌣ – ·) વયરી (લઘુગુરુ ઇ–ઈ અને તે માટેની સંજ્ઞાજોડી િ–ી), બંને આ શબ્દનાં ભ્રષ્ટ રૂપ છે. વર્ણ અને અક્ષર એ શબ્દો પણ વર્ણી (સિલેબલ્) ના અર્થમાં વપરાય છે; વ્યંજન= બેટા ક્, ખ્, વગેરે, (જે વર્ણી નથી માત્ર 'લેટર' કે મૂલાક્ષર છે, તે) ના અર્થમાં પણ વપરાય છે. અ, આ, ક, કા, વગેરે વર્ણીઓ પણ વર્ણ કે અક્ષર કહેવાય છે.

લઘુ એક માત્રાનો સમય ઉચ્ચારતાં લાગે તે લઘુ વર્ણી, બે માત્રાનો લાગે તે ગુરુ વર્ણી. લઘુ, ગુરુ માટે લ અને ગ (કેગા) એ ટૂંકાં રૂપ પણ વપરાય છે. લઘુની સંજ્ઞા છે કાનાનું ચિહ્ન – ા ; ગુરુની સંજ્ઞા છે – ૮.

પિંગલશાસ્ત્રમાં સૌથી વધારે વ્યાપક શબ્દ છે છંદ. સંખ્યાજાતિ છંદો, અક્ષરમેળ અથવા ગણજાતિ છંદો, માત્રામેળ છંદો, મિશ્ર છંદો, અને જેમાં સંખ્યાનું, ગણનું, માત્રાનું, કે મિશ્ર માપ નહીં, માત્ર સંગીતના સૂર અને તાલનું માપ, તે શુદ્ધ ગેય જાતિના છંદો, એમ છંદોના પાંચ વર્ગ પાડી શકાય. પરંતુ પ્હેલી ચાર જાતિના છંદો પણ સૂર અને તાલ બેસારતાં ગેય બને, સામી બાજુ શુદ્ધ ગેય છંદોમાં ચારમાંથી કોઇ જાતનો મેળ બેસાડી ને તે પેટાજાતિનો છંદ પણ કહી શકાય. અક્ષરમેળ અથવા ગણજાતિ છંદોને વૃત્તો પણ કહે છે. ગેય છંદોને પદો પણ કહે છે. ગમે તે જાતના છંદને પદ્ય પણ કહે છે. એટલે છંદ = પદ્ય, પદ્ય = છંદ. કોઇ પણ નિયમિત માપ કે બંધ વિનાનો વાણીપ્રવાહ, માત્ર ગદિત અથવા વાક્પ્રવૃત્તિ તે ગદ્ય, તે અછાન્દસ અપદ્ય વાગ-વ્યવહાર. નિયમિત વાણીવ્યાપાર (એટલે ગદ્ય)માં જે વ્યાકરણ ઉચ્ચારણ સ્પષ્ટતા અને અર્થવત્તા માટેના નિયમો પળાય છે, તે ઉપરાંતના લયસાધક નિયમનોથી બદ્ધ વાણીપ્રવાહ, તે પદ્યમય વાણીપ્રવાહ; તે કાવ્ય કે કવિતા.

( આ વ્યાખ્યા પ્રમાણે બાણની કાદંબરી કાવ્ય ના ગણાય. ) અથ વેદ, બાઇબલ, કુરાનાદિમાં લખાણો જોવામાં આવે છે, જે પદ્યરચના નથી બલ્કે તેમાં ઘણાખરા ગદ્યમાં પળાતા નિયમો ય પૂરાપાંશરા પાળેલા હોતા નથી. ઘણી ભાષાની કહેવતો લોકોક્તિ આદિ આવા ઉભટક અને અનિયમિત વાગ્વ્યાપાર છે, પણ મિતાક્ષરી અને વળી ચોટદારે હોય. ઓગણીસમી સદીમાં અમેરિકન કવિ વ્હિટમાને આવી શૂન્યલક્ષણ રચનાઓ કવિત્વ અને કેટલીક 'લિરિકલ' (ઊર્મિક) આવેશવાળી કરી તે ફેલાઈ, યુરોપની બીજી ભાષાઓમાં ય અનુકરાઇ; આવી રચનાઓનું ફ્રેન્ચ નામ પડ્યું 'વર્સ લાઇબર'; ઇંગ્રેજીમાં એને 'ફ્રી વર્સ' કહે છે. બંને પારિભાષિક નામોમાં 'વર્સ' (પદ્ય) શબ્દ છે તે બંનેનો દોષ છે, કેમકે આ રચનાઓમાં પદ્યત્વના અલ્પાલ્પ ('મિનિમમ') લક્ષણે જણાતાં નથી. આવી 'કવિતા' ગુજરાતીમાં દાખલ કરી શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિએ, કહોકે એમના 'વસંતોત્સવ'થી. આ રચનાઓને હું કહું છું શૂન્યલક્ષણ, અપદ્યગદ્ય* વ્હિટમાનક કે ન્હાનલી. આ સં૦ માં આવી રચનાનો એક પણ નમૂનો લીધો નથી જો કે શ્રી ન્હાનાલાલની કેટલીક આવી કૃતિઓ વાગ્છટા ('હ્રેટરિક') અને અલંકારની રેલંછેલે વખણાઇ છે. વળી કાદંબરીને-ય કાવ્ય ગણતી આપણી પરંપરા પ્રમાણે એ કૃતિઓને ય કવિતા ગણવામાં શો વાંધો હોય ?

**ગણ**—પિંગલશાસ્ત્ર વર્ણોના બે જ પ્રકાર સ્વીકારે છે, લઘુ અને ગુરુ ( અથવા હ્રસ્વ અને દીર્ઘ; લ અને ગા; । અને s ) આ બે જાતના વર્ણો લઇને ત્રણ ત્રણનાં ઝુમખા કરતાં આઠ એકબીજાથી જુદાં, ન વધારે ન ઓછા, ઝુમખા મળે: આ ઝુમખા, તે જ વર્ણમેળ લય રચનાઓ અથવા વૃત્તોમાં **ગણ**. જુવો— ત્રણે ગુરુનો એક ગણ, ત્રણે લઘુનો એક, એક લઘુવાળા ( અર્થાત બે ગુરુ એક લઘુવાળા ) ત્રણ ( લઘુ આદિમાં કે વચ્ચે કે અંતે, એમ ); અને એ જ પ્રમાણે એક ગુરુવાળા ( એટલે બે લઘુ એક ગુરુવાળા ) ત્રણ—કુલ આઠ. આ તમામ વિગત ચોકસ યાદ રહે એમ પિંગલશાસ્ત્રીઓએ માત્ર દશવર્ણી એક પંક્તિમાં

---

* આ નામો શાસ્ત્રીય પારિભાષિક નામો છે તે ઉપહાસ કરવાની કે ગાળ લેખે ન વપરાય. 'ફ્રીવર્સ' રચનાના ગુણદોષની સમતોલ સમીક્ષા પ્રતિષ્ઠિત વિવેચક સર એ. ગોસે કરી છે: જુઓ 'સિલેક્ટેડ મોડર્ન ઇંગ્લીશ એસેઝ ('વર્લ્ડ્સ ક્લાસિક્સ' નામે પુસ્તકમાલામાંની એક. )

ગોઠવી છે. એ પાઠે કરી લેવાની પંક્તિ આ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૨.૩.૪ | ૪.૫.૬ | | ૬.૭.૮ | | ૮.૯.૧૦ | | | |
| य | मा | ता | रा | ज | भा | न | स | ल | गं |
| ૧.૨.૩ | ૩.૪.૫ | ૫.૬.૭ | | | ૭.૮.૯ | | | ૯ | ૧૦ |

યમાતા તે યગણ = ।SS; માતારા તે મગણ = SSS; તારાજ તે તગણ = SS।; રાજભા તે રગણ = S।S; જભાન તે જગણ = ।S।; ભાનસ તે ભગણ = S।।; નસલ તે નગણ = ।।।; સલગં સગણ = ।।S; લ તે લઘુ = ।; અને ગં તે ગુરુ = S.

માત્રામેળ છંદોના વર્ગ વિષે આગળ ચાલતાં.

પણ સમૃદ્ધિનો સૌથી પ્હેલો મુકેલો નમૂનો નથી માત્રા મેળ રચના, નથી ગણબદ્ધ રચના. 'રાધા શૂં શૃંગાર' એ સ્તુતિમંગલ છે સંખ્યામેળ છંદ-રચના; એના કવિત, મનહર, ધનાક્ષરી વગેરે પેટા ભેદો છે, એ તમામ છંદોને ત્રીશાં, એકત્રીશાં કે બત્રીશાં કવિત કહી શકાય. હિંદી કવિતામાં આ છંદોના ઘણા ભેદપ્રભેદ છે. રણપિંગળના આપણા પિંગળશાસ્ત્ર વિષેના મુખ્ય ગ્રંથમાં "વર્ણમેળ છંદ" ના વિભાગમાં પૃ. ૪૩૫ થી ૪૫૦ આ વર્ગના છંદોની વ્યાખ્યાઓ અને નમૂના આપેલા છે. હિંદીમાં તો આ એક જ છંદ જાતિ ઉપર પુસ્તકો લખાયાં છે. બંગાળી કવિતામાં પણ 'મોટો પયાર' 'ન્હાનો પયાર' વગેરે છંદો જાણીતા છે (જુવો મ્હારો શ્રી પૂંજાલાલ દલવાડી કૃત 'પારિજાત' નો પ્રવેશક) તે પૃથક્કરણ કરતાં આ કવિત જાતિના ઠરે છે.

## કવિત જાતિ

વ્યાખ્યા : ત્રીશ વર્ણની એક પંક્તિ એવી ચાર પંક્તિની કડી તે ત્રીશું કવિત;
એકત્રીસ „ „ „ „ „ તે એકત્રીશું „
બત્રીસ „ „ „ „ „ તે બત્રીશું „

ચારે પંક્તિ અથવા બે બેનું જોડકું પ્રાસથી સાંધેલ હોય તે વિશેષ ચોટદાર લાગે છે. ૨ જી અને ત્રીજી પંક્તિનો પ્રાસ એક, ૧ લી ચોથીનો બીજો અથવા કડીઓમાં ૧—૨—૩ નો પ્રાસ એક, ઉપલી કડીની ૪ થીનો પછી કડીની ચોથી પંક્તિ સાથે બીજો,—એવી રચના પણ ચાલે, જો કે પ્રાસ ખરેખર શુદ્ધ હોવા ઉપર તેની ચોટનો આધાર રહે છે. વચ્ચે થોભ્યા વિના જ ત્રીશ, એકત્રીશ કે બત્રીશ વર્ણ તો કોઇક જ વાર બોલી શકાય, એટલે દર

પંક્તિ અંતે વિરામ ઉપરાંત પંક્તિની વચ્ચે પણ વિરામ વિરામો આવે. ઘણુંખરું ૮ + ૮ + ૮ + ૬ વર્ણી, અથવા છેલ્લો કટકો ૭ વર્ણીનો, કે ૮ વર્ણીનો એમ પંક્તિના વિભાગો પડે પરંતુ આઠમે, સોળમે કે ચોવીસમે અક્ષરે શબ્દ પૂરો થવો જોઇએ એવો નિયમ નથી, આપણા નમૂનામાં જ

ગોપીના વિયોગથી ક—રુણ ઉપજાવ્યો છે

વગેરે રચનાઓ છે, તે આ છંદમાં દોપ ગણાતી નથી.

ત્રીશાં, એકત્રીશાં, બત્રીશાં ત્રણે જાતિનાં ચાર ચાર પેટાભેદ ધ્યાન ખેંચે એવા છે. પંક્તિના છેલ્લા બે અક્ષર, બંને લ, બંને ગા, લગા કે ગાલ હોય; એટલે એ દરેક પેટાજાતિને અનુક્રમે ( લલ + અંત = ) લલાંત, ગાગાંત, લગાંત અને ગાલાંત કહી શકાય. આમ થાય બાર પ્રભેદ અને વળી પ્હેલા અને ચોથા પેટાભેદમાં લલ લલ અને ગાલ ગાલ એવી દ્વિરુક્તિ પણ આવે.

૩૦, ૩૧, ૩૨ વર્ણીની એક પંક્તિ અવિરામે ના બોલાય, તો સામાન્ય કદની ચોપડીમાં બે કટકે એટલે બે લીટી દેખાય એમ લખવી, છાપવી પણ પડે છે; આમ કડી આઠ પંક્તિની હોવાનો આભાસ થાય છે તેથી ભૂલવું નહીં. આ છંદ હિંદીમાં જુદીજુદી જાતના ( ટુંકાવેલ, લંબાવેલ, અભ્યસ્ત, વગેરે ) અને 'પયાર' બંગાળીમાં ઘણા વપરાયા છે અને લોકપ્રિય છે. ગુજરાતીમાં ઓછા જ વપરાયા છે અને વપરાય છે; ઝાઝા વપરાશે પણ નહીં તેનું ખરૂં કારણ આપણા ઉચ્ચારણની એક વિશિષ્ટતા છે. આ બે વાક્યો જ ફરીને ઉચ્ચારણ તર્ફ ધ્યાન રાખીને વાંચો. છંદ **જાતના**, **ટુંકાવેલ**, **પયાર**, **લોકપ્રિય**, **ગુજરાતી**, **જ**, **વપરાયા** **વપરાય**, **વપરાશે** **પણ**, **કારણ** **આપણા**, **ઉચ્ચારણ**, એક–૪૨ શબ્દોના વાક્યમાં ૧૫ માંના અકારાન્ત મેં આમ જાડા છાપ્યા છે તે ૧૫ વર્ણી આપણી ઉચ્ચારવાની કુદરતી લઢણમાં લઘુ માપના ઉચ્ચારાય છે ખરા ? ના આપણે તે તે વર્ણીને ચીપીને ઉચ્ચારિયે તો જ તે એક માત્રાનો થાય. આપણે બોલિયે છ તે રીતે એ એક માત્રાથી ઓછા માપનો જ બોલાય છે. એક માત્રાથી ઓછા માપના વર્ણીને ભાષા શાસ્ત્રમાં દ્રુત કહે છે. અને પિંગલશાસ્ત્ર દ્રુત વર્ણીને ઓળખતું જ નથી એમાં તો હ્રસ્વ સ્વરએ એક લઘુ જાતિ જ સ્વીકારાઇ છે. કવિત મનહર ધનાશ્રીમાં ઘણા હ્રસ્વ આવે જ જે પિંગલ શાસ્ત્ર પ્રમાણે તો લઘુ ( એક માત્રાના ) ઉચ્ચારવા ઘટે, જ્યારે આપણી સામાન્ય

(વગર ચીપેલી) બોલીમાં આપણે તેમાંના ઘણાને લઘુથી ઓછા કાળમાં એટલે દ્રુત માપના બોલિયે છિયે. અને આમ બોલેલી કડી આપણને સારી નથી લાગતી, સામી બાજુ દરેક હ્રસ્વ ને ચીપીચીપીને લઘુ પ્રમાણે બોલિયે એવી કડી પણ કર્ણકટુ થઇ પડે છે, જ્યારે બેમાંથી એક રીતે તો કડી બોલાય જ, ત્રીજી રીત છે જ નહી ! પ્હેલા નમૂનાની

'રાહુ કે બીભત્સ કે નરસિંહ કે ભય છો
વામન કે અદ્‌ભુત કે પરશુરામ વીર

એ બે પંક્તિઓ જુવો; ૧ લીમાં અકારાંત વર્ણો ૮, બીજીમાં ૯, તેમાંથી આપણે આપણી આદત પ્રમાણે બોલતાં **હ ત્સ ર હ ય** એટલી પાંચ અને **ન દ ત ર મ ર** એમ ૬ દ્રુત બોલવાના, તે તમામ અહીં તો ચીપીને પૂરા લઘુ માપના બોલવા પડે, એ એક કારણથી જ આ આખી છંદોન્નતિ ગુજરાતીઓને અપ્રિય રહેવાની, ગુજરાતી રસિકોને કર્ણકટુ ('કેકોફોનસ') લાગ્યા કરવાની એ મ્હારું અધીન મત છે. દોહરા વગેરે છંદોમાં પણ અમધુરતાનું આ ભયસ્થાન છે જ, કુશળ છંદરક ('મેટ્રિસ્ટ,' 'વર્સિફાયર') તેના ઉપાય કરી શકે છે, વગેરે આપણે આગળ જોઇશું (ગુજરાતી શબ્દોને ઇટાલિક લિપિમાં લખતાં ભાષાશાસ્ત્રીઓ દ્રુત **અ** માટે સામાન્ય **અ**થી જુદું ચિહ્ન યોજે છે—વઢવાણ= Wadh[a]wān[a]; કરગરવું=Kar[a]gar[a]vun વગેરે: જુવો ગ્રીયર્સન–'લિંગ્વિસ્ટિક સર્વે' વગેરે.)

## અનુષ્ટુપ

ગાયત્રી છંદસામહમ્—એ ગીતા વાક્યમાં ગાયત્રી શબ્દ વેદમાં વપરાયેલ એક પદવર્ણી છંદોનું વિશેષ નામ છે. મહર્ષિ વિશ્વામિત્રનો 'ગાયત્રી' મંત્ર આ ગાયત્રી છંદમાં છે. પિંગલ દૃષ્ટિએ એના પદવર્ણી ચાર પાદ ગણાય. પરંતુ આ મંત્રમાં તેમ વેદની બીજી ગાયત્રી છંદી ઋચાઓમાં આપણે જોઇયે છ કે એ કડી ચાર પાદને બદલે અષ્ટવર્ણી ત્રણ ઝુમખાની ગણતાં શબ્દો ઓછા તોડવા પડે છે, અર્થ સાથે મેળ વધારે રહે છે. આ અષ્ટવર્ણી ત્રણ ઝુમખામાં ચોથું અષ્ટવર્ણી ઝુમખું ઉમેરો એટલે અષ્ટવર્ણી ચાર પાદનો **અનુષ્ટુપ છંદ** અથવા **શ્લોક** બને. અનુષ્ટુપ છંદ આમ ગાયત્રી છંદ ના વિસ્તારે ઉપજ્યો હશે કે બીજી રીતે એવા એવા છંદોની ઐતિહાસિક ઉત્પત્તિના સવાલને આ

સંક્ષેપમાં છેડતો જ નથી. મહાભારતમાં અનુષ્ટુપો ઘણા છે જેમાં દરેક પાદ અષ્ટવર્ણી એટલો જ નિયમ પ્રવર્તે છે ( જુવો પ્રો. હોપ્કિન્સનું 'ધિ એપિક' ) પરંતુ સૌષ્ઠવ અને મધુરતા માટે આગ્રહ વધતાં પાદમાંના ત્રણ વર્ણો માટે વિશેષ નિયમો મહાભારતમાં ય ઘણા શ્લોકોમાં પળાયલા જોવામાં આવે છે: મહાભારતના સારી પેઠે જૂના અંશ સાવિત્રી ઉપાખ્યાન અને નલોપાખ્યાન-માં ય આવા સુઘડ અનુષ્ટુપો જોવામાં આવે છે. ભાસ કવિનાં નાટકો અને અશ્વઘોષ કાલિદાસથી માંડીને તો ઘણાખરા અનુષ્ટુપોમાં સભાન પળાયલા આ નિયમો નીચેના છે.

(૧) ચારે પદમાં પાંચમો વર્ણ લઘુ, ૬ ઠો ગુરુ જોઈએ.

(૨) સમ (= રજા ને ૪થા ) પાદમાં વળી ૭ મો લઘુ જોઈએ; એટલે ૫–૬–૭ વર્ણ I S I = જગણ જોઇએ.

આ સ૦ માં શ્રી પૂજાલાલના અનુષ્ટપો તપાસિયે તો

આરસરચિયાં રુડાં

જેવો કોઇક જ સમપાદ જરા ખુંચે એવો છે. આ પાદમાં સ આપણી ઉચ્ચારણ ઢબે દ્રુત બોલાય, તેને ચાપીને લઘુ બોલવો પડે છે. આ બાબતમાં માઘ કવિ પણ જરા શિથિલ છે.

શ્રી ન્હાનાલાલના અનુષ્ટપોમાં ઉપલા નિયમોનું પાલન કંઇક ઓછું છે.

| | |
|---|---|
| દીઠું એ સૌ દીર્ઘ કાલ | ઇંદ્રિયોના અશ્વ જોડી |
| પુરાણી ને પુણ્યવંત— | એ વિષમ પાદોમાં પાંચમો ગુરુ છે; |
| સ્મિતની સુંદરતાના | ને બચાવ્યો પ્રભુ વરે |
| શમ્યો પોકાર ઉરનો— | એમાં ૬ ઠો લઘુ છે; |
| આશા રસ ઉદારતા | સારપ આશિષો વ્હોરી |

એમાં સ પ દ્રુત બોલાય છે. આ બધા દાખલાને કર્ણકટુ ગણું છું કે તેવા ગણવા જ પડે એમ લઇ દોડવું નહીં. મહાભારતના અનુષ્ટપ સાગરમાં ત્રણ જાતના અનુષ્ટુપો છે. (૧) એમાં બચાવ ન થઇ શકે, કર્ણકટુ ગણવા જ પડે એવા છે, (૨) સુઘડ અનુષ્ટુપો છે, (૩) અને જેને હું મુક્ત અથવા મહાભારતીનું

નામ આપું છું–હૉપ્કિન્સ માત્ર ગાણિતિક છે, એ પ્રોફેસરને આપણા છંદોમાં મધુર અમધુરની સમજ જ નથી–તેવા અનુષ્ટુપો છે, ત્રણે ઉક્તિઓની સંખ્યામાં છે. મુક્ત અનુષ્ટુપ વિષે અહીં લખવાનો પ્રસંગ નથી.

## વૃત્તો : ત્રિષ્ટુપજાતિ વગેરે

ત્રિષ્ટુપજાતિનાં વૃત્તો એકાદશવર્ણી છે : ત્રણ ગણ=નવ વર્ણો + બે વર્ણો, બેય લઘુ બેય ગુરુ ગુરુ લઘુ કે લઘુ ગુરુ. અને આઠ ગણમાંથી ગમે તે ત્રણ ગમે તે ક્રમમાં ગોઠવવાં, એ પ્રમાણે જે જુદાં જુદાં રૂપ આવે તેને છેડે ઉપલી ચાર ગોઠવણીમાં ગુરુ લઘુ બેવર્ણનો અંશ, ગમે તે રૂપને ગમે તે લગાડવો અને કુલ જેટલાં થાય તે બધાં જ આ ત્રિષ્ટુપજાતિનાં વૃત્તો. ગણિત કરતાં જણાશે કે આ તો મોટી સંખ્યા થઇ. વળી આમ ગણિત ડગલે ડગલે કરતાં ખ્યાલમાં આવી જશે કે પિંગલશાસ્ત્રીઓમાંના ઘણાખરા–સારી પેઠે વિકસિત કવિત્વશક્તિ વિનાના તમામ–પિંગલશાસ્ત્ર ભણતાં ભણતાં ગાણિતિક શાને થઇ જતા હશે. આપણા રણછોડભાઈ કે. હ. ધ્રુ. આદિ મોટે ભાગે ગાણિતિક જ છે. સાચા પિંગલશાસ્ત્રી આપણામાં આ આખા ક્રાંતિયુગે એક જ થઈ ગયા ગણપતરાવ બર્વે. એની ચોપડી સોસાયટી કે બીજી કોઇ સંસ્થા ફરી છપાવે તો સાહિત્યની એક સાચી સેવા થાય. ગુજરાતીમાં સંગીન શાસ્ત્રીય ચોપડીઓ નથી લખાતી એમ તો છેક નથી, જે થોડી લખાય છે ને ખપતી નથી અને તેમાંની કોઈક જ ફરી છપાય છે એ સ્થિતિ છે, તે સાબીત કરે છે કે આપણા વિદ્વાનોને પણ સંગીન શાસ્ત્રીય ગ્રંથોની કદર થોડી જ છે. શક્ય તે બધા ભેદ શ્રુતિસુખદ વા લયમધુર (રિધ્મિકલ) હોય નહીં, જેટલા હોય તેટલામાંથી જ કવિ પોતાને ફાવતા ઉપાડે, અને તેમાંથી પણ વારંવાર વપરાશે થોડા જ લોકપ્રિય બનવા પામે. ત્રિષ્ટુપ અને તેનાથી ટુંકી લાંબી બીજી જાતિઓનાં લોકપ્રિય વૃત્તો હવે વ્યાખ્યા સાથે આપું છું. પિંગલના અભ્યાસી અને કવિતાના ભોગી આ વ્યાખ્યાઓ પાઠ કરે છે અને વધતા જતા પરિચયે પોતાને રુચિ ગયેલ વૃત્તો અભ્યાસીનાં ચિત્તપ્રાંતર્ગત શ્રવણેંદ્રિય વીજળી વેગે ઓળખી લે છે.

ઇંદ્રવજ્રા : તા (રાજ) તા (રાજ) જ (ભાન) ગાગા એટલે કે ત ત જ ને બેગ
ઉપેંદ્રવજ્રા : જ (ભાન) તા (રાજ) જ (ભાન) ગાગા ,, જ ત જ ને બેગ
લલિત : ન (સલ) રા (જભા) રા (જભા) લગા ,, ન ર ર ને લગા

†ગજછંદ : ન (સલ) ભા (નસ) રા (જભા) લગા ,, **ન ભ ર ને લગા**
લલિત અને ગજમાં ૬ ઠો વર્ણ અનુક્રમે ગ ને **લ** એટલો જ ફેર
ઇંદ્રવજ્રા અને ઉપેંદ્રવજ્રામાં ૧લો વર્ણ અનુક્રમે ગ ને **લ**
એટલો જ ફેર.

**ઉપજાતિ :** ઇં. અને ઉ. ના મિશ્રણે બનતી કડીને આ નામ આપે છે આગળ ઉપર જોઇશું વંશસ્થ (૧૨ વર્ણ) અને ઇંદ્રવંશાના મિશ્રણે બનેલી કડીને એ જ નામ આપે છે. સાધારણીકરણે આપણે એ વૃત્ત જૂથનું ક્ષેત્ર વધારી શકિયે કોઇપણ જાતિનાં ગમે તે બે વૃત્તોનાં મિશ્રણથી થતી કડીને આપણે એ જ નામ આપી શકિયે અને તેમ કરવાની રીત મેં આરંભી છે. બે એકજાતિ વૃત્તોના મિશ્રણથી વૃત્ત પંક્તિઓના અનુક્રમ અને તેમની સંખ્યા (બેમાંથી કોઇપણ એકની પંક્તિ વપરાઈ હોય એકવાર, બેવાર, કે ત્રણવાર એ) ધ્યાનમાં લઈને ૧૪ પ્રભેદ થતા જણાવે છે, તે બરાબર છે પરંતુ એ પ્રભેદો વળી નોંધવાની જરૂર જ નથી.

**રથોદ્ધતા :** રા (જભા) ન (સલ) રા (જભા) લગા—એટલે **ર ન ર ને લગા**
**શાલિની :** મા (તારા) તા (રાજ) તા (રાજ) ગાગા— ,, **મ ત ત ને બેગ.**
**ભ્રમરવિલસિત:** મા (તારા) ભા (નસ) ન (સલ) લગા– ,, **મ ભ ન અને લગા**

એક વધારે (=૧૨) વર્ણી **જગતી** જાતિનાં કેટલાંક વૃત્તો.

**વંશસ્થ :** જ (ભાન) તા (રાજ) જ (ભાન) રા (જભા)—એટલે **જ ત જ ર**
**ઇંદ્રવંશા :** તા (રાજ) તા (રાજ) જ (ભાન) રા (જભા)— ,, **ત ત જ ર**
**દ્રુતવિલંબિત:** ન (સલ) ભા (નસ) ભા (નસ) રા (જભા)- ,, **ન ભ ભ ર**
**સ્રગ્વિણી :** રા (જભા) રા (જભા) રા (જભા) રા (જભા)- ,, ચાર ર

---

† રણછોડભાઈના ગ્રંથમાં ત્રિષ્ટુપનાં ઘણાં વૃત્તો નોંધ્યાં છે, તેમાં આ નથી; સંસ્કૃત પ્રાકૃત ગુજરાતીમાં કોઈએ આ વૃત્ત આગળ વાપરેલું જાણવામાં નથી. ગજેંદ્ર બુચની ગિરિનારની યાત્રાએ કૃતિમાં આ વૃત્ત પ્રથમ પ્હેલાં દર્શન દે છે એટલે સર્જકના નામ ઉપરથી એને હું ગજ છંદનું નામ આપું છું. જુવો એ કૃતિની કડી ૨૨ મી ગજ–લલિત મિશ્રણનો ઉપજાતિ હજી કોઇએ યોજ્યો નથી. બે વચ્ચે માત્ર ૬ ઠી વર્ણનો ફરક એટલે ગજને ઉપલલિત પણ કહેવાય.

**ભુજંગી :** ય (માત્રા) ય (માત્રા) ય (માત્રા) ય (માત્રા)— „ ચાર ય
**તોટક :** સ (લગ°) સ (લગ°) સ (લગ°) સ (લગ°)— „ ચાર સ

વ્યાખ્યાઓનો વિષય આરૂઢ અભ્યાસી સિવાયનાને શુષ્ક; જેમ અભ્યાસ કાચો વા હજી પ્રાથમિક તેમ તેને વધારે શુષ્ક. એટલે વિવરણમાં મૂર્તતા (કોન્ક્રીટનેસ) આણવાને આપણે 'ગિરનારની યાત્રા' એ કૃતિના છંદો જોઇએ. એમાં પ્હેલી, અને બીજી પંદર કડીઓ દ્રુતવિલંબિત માપની છે; વળી બીજી પાંચ—૧૦મી ૧૪મી ૧૭મી ૨૨મી અને ૩૦મીનો પ્હેલો ગણ **ન** છે. આમાંથી **૨૨**મી ગજાછંદ છે. બાકીની ચાર કડી ગજા અને દ્રુતવિલંબિત એટલે ત્રિષ્ટુભ અને જગતી જાતિ (૧૧ વર્ણી અને ૧૨ વર્ણી) ના એકએક વૃત્તનાં મિશ્રણ છે. ઉપજાતિની ઉપલી સાધારણીકૃત વ્યાખ્યાને વધારે સાધારણીકૃત કરીને આવાં એકવર્ણફેર વૃત્તો (બે) નાં મિશ્રણને પણ **ઉપજાતિ** કહેવા? આ છે માત્ર પરિભાષાની સુગમતા અને લાઘવનો પ્રશ્ન. એટલે મ્હારો મત ઉપજાતિ શબ્દને આવા દાખલાનો સમાવેશ એમાં થઈ જાય એટલો વિસ્તારવાનો છે, અને તે મેં 'પારિજાત'ના પ્રવેશકમાં નોંધ્યો પણ છે. ત્યાં નવું 'મિશ્રજાતિ' નામ પણ અમુક મિશ્રણો માટે સૂચવ્યું છે. એ શબ્દો જ ટાંકું છું. "**ઉપજાતિ** અને **મિશ્રજાતિ** એ વિશેષ નામો ગણમેળ વૃત્તોની પરિભાષામાં ૧૧ વર્ણી (ત્રિષ્ટુપ) થી માંડીને ૧૪ વર્ણી (શક્કરી) વૃત્તો લગીના ક્ષેત્રમાં વાપરવાનાં છે. તેમાં ૧૧–૧૧, ૧૧–૧૨, ૧૨–૧૨, ૧૨–૧૩, ૧૩–૧૩, ૧૩–૧૪, અને ૧૪–૧૪ વર્ણી વૃત્તોનાં મિશ્રણો તમામ ઉપજાતિ વર્ગમાં આવે;* નિર્દિષ્ટ ક્ષેત્રમાં કોઇપણ બે કે વધારે વૃત્ત, જે વર્ણસંખ્યામાં **બે** કે ત્રણ વર્ણોના ફેરવાળાં હોય, તેવાં તમામ મિશ્રણને **મિશ્રજાતિ** વર્ગનાં ગણવાં." (પારિજાતનો પ્રવેશક પૃ. ૩૨) એક જ જાતિના કે એક વર્ણફેર બે જાતિનાં બેથી વધારે વૃત્તોનાં મિશ્રણને ય મિશ્રજાતિ કહેવાં. ૧૫ વર્ણી (અતિ શક્કરી જાતિ) નાં બે વૃત્તોનું મિશ્રણ હોય અગર ૧૧થી ૧૪માંની કોઈ જાતિમાંનાં વૃત્તો સાથે મિશ્રણ હોય ત્યારે પણ તેવાં મિશ્રણને આમ ઉપજાતિ-મિશ્રજાતિ કહેવાં ખરાં?—એ સવાલને મેં હજી

---

* આ વાક્ય જરા મર્યાદિત કરવાની જરૂર છે; "વૃત્તોનાં મિશ્રણો" પછી ઉમેરી લેવું "—એવાં મિશ્રણ કોઇ પણ બે જ વૃત્તનાં હોય તો—" બેથી વધારે એક જ જાતિના વૃત્તોનાં મિશ્રણને ય **ઉપજાતિ નહીં મિશ્રજાતિ** કહેવાં.

†ગજછંદ : ન (સલ) ભા (નસ) રા (જભા) લગા „ ન ભ ર ને લગા
લલિત અને ગજમાં ૬ ઠો વર્ણ અનુક્રમે ગ ને લ એટલો જ ફેર
ઇંદ્રવજ્રા અને ઉપેંદ્રવજ્રામાં ૧લો વર્ણ અનુક્રમે ગ ને લ
એટલો જ ફેર.

**ઉપજાતિ :** ઇં. અને ઉ. ના મિશ્રણે બનતી કડીને આ નામ આપે છે આગળ ઉપર જોઇશું વંશસ્થ (૧૨ વર્ણ) અને ઇંદ્રવંશાના મિશ્રણે બનેલી કડીને એ જ નામ આપે છે. સાધારણીકરણે આપણે એ વૃત્ત જૂથનું ક્ષેત્ર વધારી શકિયે કોઇપણ જાતિનાં ગમે તે બે વૃત્તોનાં મિશ્રણથી થતી કડીને આપણે એ જ નામ આપી શકિયે અને તેમ કરવાની રીત મેં આરંભી છે. બે એકજાતિ વૃત્તોના મિશ્રણથી વૃત્ત પંક્તિઓના અનુક્રમ અને તેમની સંખ્યા (બેમાંથી કોઇપણ એકની પંક્તિ વપરાઈ હોય એકવાર, બેવાર, કે ત્રણવાર એ) ધ્યાનમાં લઈને ૧૪ પ્રભેદ થતા જણાવે છે, તે બરાબર છે પરંતુ એ પ્રભેદો વળી નોંધવાની જરૂર જ નથી.

**રથોદ્ધતા :** રા (જભા) ન (સલ) રા (જભા) લગા—એટલે **ર ન ર** ને **લગા**
**શાલિની :** મા (તારા) તા (રાજ) તા (રાજ) ગાગા— „ **મ ત ત** ને બેગ.
**ભ્રમરવિલસિત:** મા (તારા) ભા (નસ) ન (સલ) લગા– „ **મ ભ ન** અને **લગા**
એક વધારે (=૧૨) વર્ણી **જગતી** જાતિનાં કેટલાંક વૃત્તો.
**વંશસ્થ :** જ (ભાન) તા (રાજ) જ (ભાન) રા (જભા)—એટલે **જ ત જ ર**
**ઇંદ્રવંશા :** તા (રાજ) તા (રાજ) જ (ભાન) રા (જભા)— „ **ત ત જ ર**
**દ્રુતવિલંબિત:** ન (સલ) ભા (નસ) ભા (નસ) રા (જભા)– „ **ન ભ ભ ર**
**સ્રગ્વિણી :** રા (જભા) રા (જભા) રા (જભા) રા (જભા)– „ ચાર ર

---

† રણછોડભાઈના ગ્રંથમાં ત્રિષ્ટુપનાં ઘણાં વૃત્તો નોંધ્યાં છે, તેમાં આ નથી; સંસ્કૃત પ્રાકૃત ગુજરાતીમાં કોઈએ આ વૃત્ત આગળ વાપરેલું જાણવામાં નથી. ગજેંદ્ર બુચની ગિરિનારની યાત્રાએ કૃતિમાં આ વૃત્ત પ્રથમ પ્હેલાં દર્શન દે છે એટલે સર્જકના નામ ઉપરથી એને હું ગજ છંદનું નામ આપું છું. જુવો એ કૃતિની કડી ૨૨ મી ગજ–લલિત મિશ્રણનો ઉપજાતિ હજી કોઇએ યોજ્યો નથી. બે વચ્ચે માત્ર ૬ ઠી વર્ણનો ફરક એટલે ગજને ઉપલલિત પણ કહેવાય.

ભુજંગી : ય (માતા) ય (માતા) ય (માતા) ય (માતા)— ,, ચાર ય
તોટક : સ (લગ°) સ (લગ°) સ (લગ°) સ (લગ°)— ,, ચાર સ

વ્યાખ્યાઓનો વિષય આરૂઢ અભ્યાસી સિવાયનાને શુષ્ક; જેમ અભ્યાસ કાચો વા કંઇ પ્રાથમિક તેમ તેને વધારે શુષ્ક. એટલે વિવરણમાં મૂર્તતા (કોન્ક્રીટનેસ) આણવાને આપણે 'ગિરનારની યાત્રા' એ કૃતિના છંદો જોઈએ. એમાં પ્હેલી, અને બીજી પંદર કડીઓ દ્રુતવિલંબિત માપની છે; વળી બીજી પાંચ—૧૦મી ૧૪મી ૧૭મી ૨૨મી અને ૩૦માનો પ્હેલો ગણ ન છે. આમાંથી ૨૨મી ગજછંદ છે. બાકીની ચાર કડી ગજ અને દ્રુતવિલંબિત એટલે ત્રિષ્ટુભ અને જગતી જાતિ (૧૧ વર્ણી અને ૧૨ વર્ણી) ના એકએક વૃત્તનાં મિશ્રણ છે. ઉપજાતિની ઉપલી સાધારણીકૃત વ્યાખ્યાને વધારે સાધારણીકૃત કરીને આવાં એકવર્ણીફેર વૃત્તો (બે) નાં મિશ્રણને પણ **ઉપજાતિ** કહેવા? આ છે માત્ર પરિભાષાની સુગમતા અને લાઘવનો પ્રશ્ન. એટલે મ્હારો મત ઉપજાતિ શબ્દને આવા દાખલાનો સમાવેશ એમાં થઈ જાય એટલો વિસ્તારવાનો છે, અને તે મેં 'પારિજાત'ના પ્રવેશકમાં નોંધ્યો પણ છે. ત્યાં નવું 'મિશ્રજાતિ' નામ પણ અમુક મિશ્રણો માટે સૂચવ્યું છે. એ શબ્દો જ ટાંકું છું. "**ઉપજાતિ** અને **મિશ્રજાતિ** એ વિશેષ નામો ગણમેળ વૃત્તોની પરિભાષામાં ૧૧ વર્ણી (ત્રિષ્ટુપ) થી માંડીને ૧૪ વર્ણી (શક્વરી) વૃત્તો લગીના ક્ષેત્રમાં વાપરવાનાં છે. તેમાં ૧૧–૧૧, ૧૧–૧૨, ૧૨–૧૨, ૧૨–૧૩, ૧૩–૧૩, ૧૩–૧૪, અને ૧૪–૧૪ વર્ણી વૃત્તોનાં મિશ્રણો તમામ ઉપજાતિ વર્ગમાં આવે;* નિર્દિષ્ટ ક્ષેત્રમાં કોઇપણ બે કે વધારે વૃત્ત, જે વર્ણસંખ્યામાં **બે** કે ત્રણ વર્ણના ફેરવાળાં હોય, તેવાં તમામ મિશ્રણને **મિશ્રજાતિ** વર્ગનાં ગણવાં." (પારિજાતના પ્રવેશક પૃ. ૩૨) એક જ જાતિના કે એક વર્ણફેર બે જાતિનાં બેથી વધારે વૃત્તોનાં મિશ્રણને ય મિશ્રજાતિ કહેવાં. ૧૫ વર્ણી (અતિ શક્વરી જાતિ) નાં બે વૃત્તોનું મિશ્રણ હોય અગર ૧૧થી ૧૪માંની કોઈ જાતિમાંનાં વૃત્તો સાથે મિશ્રણ હોય ત્યારે પણ તેવાં મિશ્રણને આમ ઉપજાતિ–મિશ્રજાતિ કહેવાં ખરાં?—એ સવાલને મેં કંઇ

---

* આ વાક્ય જરા મર્યાદિત કરવાની જરૂર છે; "વૃત્તોનાં મિશ્રણો" પછી ઉમેરી લેવું "—એવાં મિશ્રણ કોઇ પણ બે જ વૃત્તનાં હોય તો—" બેથી વધારે એક જ જાતિના વૃત્તોનાં મિશ્રણને ય **ઉપજાતિ નહીં મિશ્રજાતિ** કહેવાં.

ચિંત્ય રાખ્યો છે. એટલો વધારે ક્ષેત્રવિસ્તાર કરવામાં મ્હને એકથી વધારે ગૂંચ નડે છે.—પણ એ પ્રકરણ ઉપાડવાની આ પ્રાથમિક ચર્ચામાં જરૂર નથી.

૩૮ કડીની કૃતિમાંથી આપણે ૨૧ કડીના છંદ જોઇ ગયા. બાકીનીમાંથી કડી ૨૦મી છે ઇંદ્રવજ્રા ( ત્રિષ્ટુપ ) અને વંશસ્થ ( જગતી ) નું મિશ્રણ એટલે આપણી વિસ્તારેલી વ્યાખ્યા પ્રમાણે ઉપજાતિ વૃત્ત; ઇંદ્રવજ્રા છે ૯, અને ઇં.-ઉપે.-મિશ્રિત એટલે સામાન્ય ઉપજાતિ ૮ છે.

"નિશીથ" ના છંદો જોઇયે. ગજેન્દ્ર બૂચની રચનાઓમાં હજી દેખાતું નથી એવું અર્વાચીન કવિતાનું એક લક્ષણ નિશીથમાં આગળ આવે છે અને ધ્યાન ખેંચે છે. ભણકારમાં ( ૧લી આ. પ્રવેશક ) માં લગભગ ઝમાના ઉપર લખી ગયો છું કે મુક્ત રચના ( બ્લૅન્ક વર્સ ) માં શ્લોક ભંગ અનિવાર્ય છે. એ રચના અર્થપ્રવાહને અનુરૂપ રહેવામાં અને પોષક બનવા જતાં કડીબદ્ધ રહી ન શકે, લાંબા ટુંકા અનિયમિત ખંડકોમાં જ વહે. નિશીથમાં આ અનિયમિત લાંબાટુંકા ખંડકો ધ્યાન ખેંચે છે અને એક દૃષ્ટિએ લાગે કે આવી રચનામાં ઉપજાતિ-મિશ્ર જાતિ-વ્યવસ્થા લાગુ પડે જ કેમ તથાપિ બીજી દૃષ્ટિએ પકડાઇ આવે છે કે આ અનિયમિત લંબાઇવાળા ખંડકોની પંક્તિ ૮૬ માં એક ( ૬૮ મી ) દશવર્ણી પંક્તિજાતિની છે તેને અપવાદ રૂપે દૂર કરતાં બાકીની ૮૫, ૧૧ અને ૧૨ વર્ણી ત્રિષ્ટુભ અને જગની જાતિનાં વૃત્તોની લીટીઓ છે, .૬ ૧૨ વર્ણી છે, બાકીની ૧૧ વર્ણી છે, એટલે કે આ ત્રિષ્ટુભ-જગતી-મિશ્રણના ઉપજાતિ કે મિશ્રજાતિમાં રચેલી કૃતિ છે, એમ નિઃસંદેહ કહી શકિયે. જગતી માપની ૨૬ પંક્તિઓમાં ૧૨ છે વંશસ્થની, ૯ છે ઇંદ્રવંશાની. પાંચમી પંક્તિનું માપ છે મતતર; ત્રિષ્ટુપ શાલિનીમાં છેડે બે ગા છે તેમાં વચ્ચે લઘુ ઉમેરી દેતાં આ માપ મળી રહે. એટલે આ વૃત્તને ઉપશાલિની કહી શકાય. રણપિંગળે જણાવ્યું છે કે જગતીનાં ૪૦૯૬ વૃત્ત શક્ય તેમાંથી એ ગ્રંથે નોંધ્યા છે માત્ર ૧૪૨. નિશીથમાં ૧૩, ૧૫, ૨૨ અને ૨૩ મી પંક્તિઓનાં માપ ગણની પરિભાષામાં માંડો અને રણપિંગળમાં જુવો એવા માપનું કોઇ વૃત્ત એમના ૧૪૨ માં નહીં જડે. માત્ર માપ નોંધવાનું કહીને સંતોષ માનું છું. નામ પાડવાની વાત પણ કરતો નથી. મુક્ત રચનાઓ ગુજરાતી કવિતામાં વધતી જશે અને તરુણ કવિઓ ત્રિષ્ટુપ અને જગતી પંક્તિઓની કેટલીક સરલતાથી આકર્ષાઇ

એ જાતિઓને વધારે વધારે વાપરતા થશે તો જગતીમાં ૪૦૯૬ વૃત્ત શક્ય, ત્રિષ્ટુપમાં ૨૦૪૮ શક્ય એમાંથી આપણા "વઝીરા" એ સેંકડો વૃત્તોની ભેટ આપણને કરી શકશે, અને ગુજરાતી પિંગળમાં વૃત્તોનાં નામકરણનું જ નવું ખાતું ખોલવું પડશે! ભલે એ જે થાય તે આવતો ઝમાનો સભાળી લે. મ્હારૂં ભોમિયા રાહબરનું કર્ત્તવ્ય હું કરી ચુક્યો છું.

નિશીથમાંની ત્રિષ્ટુપ પંક્તિઓ વિષે વાચકે પોતે ઉપલી જ પદ્ધતિએ જોઈ લેવું. આ તો માત્ર દિગ્દર્શક સાર છે.

## વિશેષ વૃત્તોની વ્યાખ્યાઓ

**વસંતતિલક :** વ્હાલા વસંતતિલકે તભજાજગાગા

[ તા (રાજ) ભા (નસ) જ (ભાન) જ (ભાન) ગાગા.

આ સ૦ માં દાખલા–હો આપને જનકરાયનિ આત્મશાંતિ

મીઠું બની અમ જગે રસ... —વગેરે.

ઉપેન્દ્રવજ્રા ઈંદ્રવજ્રા અને વસંતતિલક મિશ્રણના મિશ્રજાતિ માટે જુવો કૃતિ ૧૯ શક્કરી (૧૪ વર્ણી) જાતિમાં વસંતતિલક જેટલું લોકપ્રિય એકે વૃત્ત નથી. ૧૫ વર્ણી અતિશક્કરી જાતિમાં—

**માલિની**–નનમ ય જુગ લે આ માલિની ના વિ ઠેનૂં

ન (સલ) ન (સલ) મા (તારા) ય (માતા) ય (માતા)

દાખલો–વિનિમય મધુ એવો યોધ સાધી રહ્યો છે–વગેરે.

૧૬ વર્ણી અષ્ટિજાતિમાં **પંચચામર–જરાજરાજગા**–અષ્ટવર્ણી (અનુષ્ટુપ જાતિ) ના **પ્રમાણિકા–જરાલગા**–નું બેવડેલું જ વૃત્ત છે. આ ઉપરથી સાધારણીકરણે માત્ર નવા જેવું નહીં ખરેખર નવું **ગુલબંકી** વૃત્ત પ્રાપ્ત થાય. ગણમેળ વૃત્તોમાં અંકોડા વા એકમ ત્ર્યક્ષર ત્યારે આમાં લગ અથવા તો **ગલ** એ બે વર્ણીનો જ અંકોડો વા એકમ. કેટલા એકમની પંક્તિ કરવી, કેટલી પંક્તિની કડી, પ્રાસ ખરા કે કેમ, વિરામ ક્યાં ક્યાં, તમામ કવિની જ મુનસફી ઉપર છોડતું, આવર્ણમેળ વૃત્તોનું સાદામાં સાદુ રૂપ મ્હને અનાયાસ પ્રાપ્ત થયું ત્યારે મેં ઓળખ્યું પણ નહીં. વાલ્મિકીને કહેવા નારદ આવેલા કે

આ ત્હારા અનુષ્ટુપ તો છાન્દસ સૃષ્ટિમાં નવો અવતાર! મહર્ષિ ત્હારા તપસના આ ફલનો પૂરેપૂરો લાભ લે, એમાં જ મહાકાવ્યનો સર્ગ કર! "જ્યારે મેં ઓળખ્યું ને સભાન તપાસ્યું ત્યારે એના ગુણ સાથે કેટલીક એની મર્યાદાઓ પણ મ્હારા જોવામાં આવી. મુખ્ય મર્યાદા આ છે કે એમાં હરેક પંક્તિને છેડે અટકવું પડે જ. Run-on Verse* અસ્ખલિત વહને પંક્તિનો અંત અને પછીની પંક્તિનો આરંભ એ બે વચ્ચેની ખાઇ પૂરી દઇ તેને વર્તાવી પણ ટાળીને સળંગ વહન સાધવાની શક્તિ આ વૃત્તમાં નથી, એટલે દરજ્જે એ 'બ્લેન્ક વર્સ' નથી. (બાકી 'વનવેલી' તો વર્સ જ નથી માત્ર અણઘડ વર્ણી જૂથ છે ત્યારે આ તો વર્ણી મેળ વૃત્ત નિઃસંશય ગણાવાને પાત્ર છે.) **ગુલબંકી** નવીનોમાં વધારે વધારે લોકપ્રિય બનતું પણ જાય છે સ૦ ર૭ આ. માં ગુલબંકીનો દાખલો જ નથી એ ખામી રહી ગઈ છે.

## ૧૭ વર્ણી (અત્યષ્ટિ) જાતિ

આમાંનાં કેટલાંક વૃત્ત અત્યંત લોકપ્રિય થયાં છે.

**મંદાક્રાંતે** મભનતતગા ગા વહે મંદ ખેંચે:
મા (તારા) ભા (નસ) ન (સલ) તા (રાજ) તા (રાજ) ગાગા.

દાખલા—લંબાયે જ્યાં દિન પ્રિયસખી રાત્રિયે દીર્ઘ તેવી વગેરે.

વિરામે પષ્ઠાંતે યમનસભલાગે **શિખરિણી**
ય (માતા) મા (તારા) ન (સલ) સ (લગં) ભા (નસ) લગે.

દાખલા—નદી દોડે સોડે ભડભડ બળે ડુંગરવનો—વગેરે.

અતિશય ધિમું નસ્મ રાસે લગે **હરિણી** વહે:
ન (સલ) સ (લગં) મા (તારા) રા (જભા) સ (લગં) લગે.

દાખલા—નયન ચુમિને પત્ની કેરાં જુવે ભવ સૃષ્ટિમાં—વગેરે.

જસા જસયલાગ રામશિથિલત્વ **પૃથ્વી** વિષે: [ **રામ**=વિરામ ]
જ (ભાન) સ (લગં) જ (ભાન) સ (લગં) ય (માતા) લગે.

દાખલા—પ્રસિદ્ધ અહિંયાં પુરી હતિ વિશાલ ચંદ્રાવતી—વગેરે.

---

*સળંગ પ્રવાહી પદ્ય; પરંપરિત છંદ, એ નામો આ જાતિના છંદો માટે વાપરું છું. સ૦ માં કાંતનું 'તિમિરાશયના…' પરંપરિત તોટક છે.

આમાંથી મેં ઉપજાવેલ 'મુક્તપૃથ્વી' ની વ્યાખ્યા ઉપર છે શિથિલત્વ તેને બદલે 'મનમોંજિ એ ચાર અક્ષર મુકતાં મળી રહેશે.

દાખલા–સ્વયં સુપ્રતિમા તું ગૌરવતણી! નડે કાલનો ત્હને ન ભય લેશઃ–વગેરે.

## ૧૮ વર્ણી (ધૃતિ) જાતિ

મંદાક્રાંતા દ્વિનગણ સજિને નાચતૂં **ચિત્રલેખા**

મા (તારા) ભા (નસ) ન (સલ) ય (માતા) ય (માતા) ય (માતા)

આ સુમધુર વૃત્ત ગુજરાતીમાં હજી વપરાયૂં જ જણાતું નથી; સ૦ માં એનો એકે દાખલો નથી.

## ૧૯ વર્ણી (અતિધૃતિ) જાતિ

મ્સૌ જ્સૌ તૌગ દિવાકરે વિરમતૂં શાર્દૂલવિક્રીડિતં. ×

મા (તારા) સ (લગં) જ (ભાન) સ (લગં) તા (રાજ) તા (રાજ) ગા.

આ વૃત્ત એટલું સામાન્ય અને લોકપ્રિય છે કે દાખલા આપવાની જરૂર નથી.

## ૨૧ વર્ણી (પ્રકૃતિ) જાતિ

મારા ભા ના ય યા યા મુનિ જપ કરતૂં સગ્ધરા હીંચ લેતું :

મા (તારા) રા (જભા) ભા (નસ) ન (સલ) ય (માતા) ય (માતા) ય (માતા).

દાખલાઃ–દેખાતા સામસામા જડ જમિન તટો તો ય આ એક સિંધુ વગેરે ક. દ. ડા. ની (કૃતિ ૮મીમાં) "આવ ગિરા...." એ કડીનું માપ પંક્તિ ચાર, દરેકમાં સાત ભગણ + ગુરુ બે [ભા (નસ) ભા (નસ) ભા (નસ) ભા (નસ) ભા (નસ) ભા (નસ) ભા (નસ) ગા ગા]–એવું છે. આને સારુ જુવો રણપિંગળ (ગણમેળ) પૃ. ૩૯૨–૩. અહીં જુદા જુદા પિંગળ ગ્રંથોને આધારે આના આઠ નવ નામ નોંધ્યાં છે—લલિતા, મદિરા, મદરા, સુંદરા, દિવા, ઉમા, માનિની, માલિની, અને સવૈયા. છેલ્લાં બે બીજા વધુ જાણીતા છંદોનાં હોવાથી આને ન અપાય. ઇંદ્રવિજય પણ આને કહે છે. ઊર્મિલ અને ટપટપ તાળીઓ પાડવા તૈયાર મુશાઇરા જેવી સભામાં કે શીઘ્ર કવિતાનો નમૂનો ઉપજાવવાના પ્રસંગ દરમિયાન કવિ આવો છંદ વાપરવાનો વિચાર કરે, એટલે આપણે આને શીઘ્ર છંદ કહીશું. "તિમિરાશય..." (કૃતિ ૩૯) નો છંદ પરંપરિત

× મ્સૌ જ્સૌ ઉચ્ચારવા અશક્ય, માટે બીજી વ્યાખ્યાઃ–**શાર્દૂલે** પણુ રીઝવે મસ જસે તોતિંગ છંદે કવિ.

તોટક છે. વૃષ્ટિ ( કૃતિ ૧૪ ) માં “ વસ્યો જ પ્રકાશ...” એ પંક્તિથી શરુ થતી છેલ્લી ૧૬ પંક્તિનો છંદ જગણી (ISI) કટાવ છે. સામ્રાજ્ય શાંતિ (૪૭) માં “ દિશ દિશ મહિંથી...” એ કડીનો છંદ પુષ્પિતાગ્રા છે તે અર્ધસમ ગણમેળ જાતનો છે; તેની ૧લી અને ૩જી પંક્તિનું માપ એક, ૨જી ૪થીનું બીજું છે. ન (સલ) ન (સલ) રા (જભા) ય (માતા) વિષમ પંક્તિઓનું માપ છે; ન (સલ) જ (ભાન) જ (ભાન) રા (જભા) ગા, એ માપ છે સમ પંક્તિઓનું ચંદ્રદર્શન (૧૬) માં “ આકાશે તો....” એ કડીમાં ત્રણ પંક્તિ શાલિની છંદની અને ચોથી મંદાક્રાંતા છે. મૃગચર્મ (૪૦) માંના છંદોમિશ્રણનું પૃથક્કરણ જાતે કરી લેશો. અને આ ઝડપી સંક્ષેપમાં કશું ભૂલી જવાયું હોય કે શરતચૂક થઇ હોય તેની ક્ષમા આપશો.

## વિભાગ ૨જો : માત્રામેળ.

વર્ણસંખ્યામેળ ( તેમાં વર્ણવિશિષ્ટતા મેળ ), દ્વિવર્ણમેળ, અને ગણમેળ વૃત્તજાતિઓ પછી લઈયે માત્રામેળ પિંગલ પ્રકરણ.

બે માત્રાનો, ૩નો, ૪નો, ૫નો, ૬નો એમ માત્રાગણ પાંચ ગણાય છે તેમને દગણ, તગણ, ચગણ, પગણ, છગણ કહે છે. [ આમાંથી તગણ એ નામ ઠીક નથી કેમ કે વર્ણગણોમાં ય એક તગણ ( તારા જ SSI ) છે; એટલે આને ત્રગણ કહેવો એવી મ્હારી ભલામણ છે. ] દગણનાં બે રૂપ ( S– II ) થી માંડીને છગણનાં તેર રૂપ ( SSS–IIIIII–IISS–SIIS–SSII–ISIS–SISI –ISSI –IIIIS–IIISI –IISII –ISIII –SIIII ) થાય.

માત્રાને કલ અથવા કલા પણ કહે છે.

ઉધોર–૧૪ માત્રા, ગાલાંત, તાલ ઠુંકે ઠુંકે અંતરે છ, તેમાં મુખ્ય ત્રીજો ૫મી કલ પર અને ચોથો આઠમી કલ પર ઠુંકા તાલથી છંદ વેગીલો થાય, ગાલાંતે પ્રાસથી ચોટદાર થાય, ૮મી કલે તાલથી પંક્તિ સાત સાત કલનાં બે દલની પણ ગણાય. ચગણ ( ચાર માત્રાના ) અને ત્રગણ ( ત્રણ માત્રાના ) અવિવિધ રૂપના વધારે આવે તો કૃતિ કૃત્રિમ જોડકણા જેવી બની જાય. સ્ત૦ ૧લી આવૃત્તિમાં ‘ઉત્તરા અને અભિમન્યુ’માં થોડી ઉધોર કડી છે. બીજા દાખલા માટે જુઓ ભણકાર–‘ કેડી ’; જુવો ‘ કેકારવ ’–‘ ત્હારો બોલ ’.

**ગઝલ** પણ ૧૪×૨=૨૮ માત્રાનો છંદ છે. તાલ રચના ફેરને અંતે ગાલ જોઇએ એવો નિયમ નહીં એટલે આ જુદો છંદ થઇ જાય છે. આ છંદ ફારસી ઉર્દૂમાંથી માટે તે ભાષાઓમાં જે ભેદ પ્રભેદો છે, જે દરેક ભેદનાં લક્ષણ છે તે ગુજરાતી છંદ સ્હેય પાળવાં એવી જિદ્દ ઘણા ચોખલિયા પંડિતો તો કરે; ઇંગ્રેજી કે યુરોપીય સાહિત્યમાંથી 'સૉનેટ' 'ઓડ' 'એલેજી' 'પેસ્ટોરલ' જેવી જાતિ માટે પણ ગુજરાતીમાં મૂલના તમામ લક્ષણોને વફાદાર રહેવું એવો મમત કરવામાં આવે; એ સર્વને હું અતિ પાંડિત્યનો કદાગ્રહ ગણું છું. ગમે ત્યાંથી આણવામાં આવી હોય, ચીજ ગુજરાતી બરની બનાવાય તો જ ગુજરાતી કલા કે જીવનમાં સ્થાયી સમાસ પામી શકે નહીં તો ઋતુ પુષ્પો જેવી કે ચાર રાત ચળકતી ફેશન જેવી પાછી જે ઝડપથી આવી તે ઝડપે ઉડી જાય. હિંદુ સ્ત્રી ઑનેટ આદિ પ્હેરે તે પણ તેણે હિંદવાણી રીતે પ્હેરવી જોઈએ: કાકપુરી મટમડીનો દેખામના જ થવા દેવો કેમ કે હિંદવાણી મટમ તો છે નહીં બની શકશે જ નહીં. ફારસી ઉર્દૂ ગઝલોમાં 'રદીફ', અને 'કાફિયા' આવશ્યક મનાય છે. ગુજરાતી કવિએ કશું આવશ્યક ન પણ ગણે એટલી તેને છૂટ હોવી ઘટે. માપ પ્રમાણેના લયની સજીવનતા એટલે અર્થ પોપકતા અર્થ દ્યોતકતા તે સાધી આપશે તો જ એ વિદેશી કલમ ગુજરાતી સાહિત્યની આબોહવા ધરતીમાં પિંડી બાંધશે અને ફળદ્રુપે બનશે, ન અન્યથા જુવો અત્ર, કૃતિ ૨૪, ફારસી ઉર્દૂ રૂઢિ પ્રમાણે એમાં દરેક કડીનો અંત 'કિસમત' શબ્દે આવવો જોઈએ. કૃતિ ૨૬ મી જુવો. એમાં બાળ કવિએ રદીફ લેખે 'જે' અક્ષર રાખ્યો પણ છે. આખા સંગ્રહમાં ઉત્તમ ગઝલ કદાચ કલાપીની "આપની યાદી" લાગે, તો તે શું એમાં 'આપની' શબ્દનો રદીફ આદિથી અંત લગી સચવાયો છે, તેને જ આભારી હશે, કે એના અનેકાનેક મોટા ગુણોને ?

મુખ્ય તાલ ૩જી કલ અને ૧૦મી પર છે. આ સાત કલ અંતરવાળો તાલ પોતે 'ગઝલ' કહેવાય છે, જ્યાં તાલ સરી ૧લી પર જાય ત્યાં પછીનો ૮મી કલ પર આવે. જુવો ગણપતરાવ બર્વે, અને રણપિંગલ ભાગ ૩. પણ બર્વે ગઝલ પોતાને પ્રિય એટલે એને વધુ પટતો વખાણે છે; એની મર્યાદાઓ ભણી આખાડા કરે છે; ત્યારે રણપિંગલનો આ વિભાગ કંઈક મોળો પડી ગયો છે; ડગલે ડગલે ઉસ્તાદને પૂછી કથન સમારી લેવાની સુગમતા વગર લખેલો લાગે છે.

## અંજની ગીત

નું માપ છેક સાદું છે. આઠ ગુરુ (આઠ માત્રાગણ દ)ની લીટી ત્રણ અને ચોથી પાંચ દની એ જ એનું કલેવર.

"આકાશે એ ને એ તારા,
એ ને એ જ્યોત્સ્નાની ધારા,
તરુણ નિશા એ ને એ, દારા
ક્યાં છે એને એ ?" (પૂર્વાલાપ)

એમાં કાંતે ત્રીજી પંક્તિ છ દની અને ચોથી સાતની એમ આને "પરંપરિત" પણ બનાવેલો કહી શકાય. માપ જોતાં તદેવતા (મોનોટોની) દોષને પાત્ર હશે એમ આકળ થાય, પરંતુ જરાજરા ફેરફાર અને વૈવિધ્ય સાથે એનો ઉપયોગ અર્વાચીન કવિઓએ છેક રમતિયાળથી માંડીને ગંભીર કરુણ વિષયો માટે કરેલો જોવામાં આવે છે. ગણપતરાવ બર્વે (ગાયનવાદન પાઠ માલા વિભાગ ૩ ખંડ ૧ પૃ. ૯૯–૧૦૦) જણાવે છે કે ચોથી પંક્તિ સાતથી તેર માત્રા લતીની આ સરલ રાહમાં ચાલી શકે. દેશીઓ અને ભજનોની પણ કેટલીક રાહમાં એ સારી રીતે ભળી જાય છે.

## દોહરો—સોરઠો (સોરઠી દુહો)

વિષમ–એકી (પંક્તિ ૧ અને ૩) માં તેર; સમ–બેકી (પંક્તિ ૨ અને ૪) માં ૧૧ ચારે પંક્તિમાં ૧૧મી માત્રા લઘુ, એ નિયમ તાલ સફાઇ માટે છે. તાલ "ભૂ ભૂતે ને ભક્તિએ" (=૧લી, ૫મી, ૯મી માત્રાએ) એટલે ચતુષ્કલ ગણસંધિની પદ્ધતિએ દોહરા–દુહાની વ્યાખ્યા.

**વિષમે રચ ચચ ગાલગા, સમ ચચ ગાલે બાંધ.**

"ભણતાં પંડિત નીપજે લખતાં લહિયો થાય
ચાર ચાર ગઉ ચાલતાં લાંબા પંથ કપાય" (ક. દ. ડા.)

સોરઠો (સોરઠી દુહો) એટલે દોહરા (દુહા) થી ઉલટાવેલી રચના :

દોહરાની વિષમ પંક્તિઓ સોરઠાની સમ; દોહરાની સમ, સોરઠાની વિષમ.

" દૂહો દહમો વેદ વેધે અહ હિય સોંસરાં,
રાવ રાંકાં અભેદ પ્રિછવે પૂરણ દોહલે. "

(આ લોકોક્તિ "પૂરણ" એ નામના કોઈ ચારણ કર્તાની પણ હોય.) રણછોડભાઇએ કરેલ વિસ્તાર અને તે ઉપર મ્હારી ટીકા માટે જુવો ૧લી આ. અહીં જગા નથી.

## સવૈયા જાતિ

ચતુષ્કલ ગણ ૭ + ગાલ. આમાં જગણ સગણ (વર્ણીગણો) આવ્યા કરે એ કુદરતી છે. રણછોડભાઇ વર્ણીમેળ સવૈયા ય નોંધે છેઃ–(૧) ૭ ભ + ગ કે ગગ (જુવો ઉપર ક. દ. ડા.ની કડી, "આવગિરા ગુજરાતિ....."); (૨) ૭ સ + એજ; (૩) ૮ ભ; (૪) ૮ સ, એટલે બત્રીસા સવૈયા. ભગણસગણ ભળી જતાં ગાલગાલગા (જેમાં વચલો ગા = ભગણનો છેલ્લો લ + સગણનો પ્હેલો લ) એ અષ્ટકલ ઝુમખો પણ સવૈયામાં આવે પરંતુ એ ઝુમખા વધી જાય તો તાલ સફાઇ ખોખમાય: અર્થાત્ ગુલબંકીમાં સવૈયા દીપે નહીં.

તાત્પર્ય કે સવૈયા છંદોની પણ એક "જાતિ" છે; તેમાં વર્ણીસંખ્યા, પંક્તિઅંતની રચના, પ્રાસ, માત્રાસંખ્યા, અંતર્યમકો, વિરામસ્થાનો, એ મુખ્ય લક્ષણો તપાસીને સ્વચ્છ વર્ગીકરણ તથા તે પ્રમાણે નામકરણ કરવાનું છે.

હવે જુવો ગીરનાં જંગલ (૧૧).

| | | |
|---|---|---|
| ઘોર અનીવંડી ધરતી ને | SII SS SII SS | ૩૧ માત્રા |
| વંકા પથરાયા બહુ પ્હાડ | SS IIS SII SI | |

બીજી પંક્તિ એ જ કલેવર : ત્રીજી—

| | | |
|---|---|---|
| ઝરે ઝરણ બહુ નીરતણાં | ISI IIII SII S | ૩૦ માત્રા |
| ને ગાઝે જંગલ ગીરતણાં | S SS SII SII S | |

ખરી રીતે ઉત્તરાર્ધનો પ્હેલો વર્ણ પૂર્વાર્ધનો છેલ્લો ગણાવો ઘટે, કવિએ એટલી "પરંપરિતતા" સાધી છે.

સ્પષ્ટ છે કે કવિએ સવૈયાની ત્રણ ત્રણ પંક્તિની કડી બાંધી છે. ઞારાયુદ્ધ વર્ણન (૪૪) સાત ચતુષ્કલ પછી ગાલ એમ ૩૧સો સવૈયો ત્રણ ત્રણ પંક્તિએ

કડીબદ્ધ છે; એમાં ત્રીજી પંક્તિમાં પૂર્વાર્ધ ૩ ચતુષ્કલવત્તા ગાલ, ઉત્તરાર્ધ પણ એ માપનો છે: એટલે આ પંક્તિ ગીરનાં જંગલની માફક જ ત્રીશ માત્રાની છે.

## લાવણી

૧લી પંક્તિ :—ન હિ હતૂં | મ્હને લવ | ભાન મગ | જની છ | (કૃતિ ૬૨)
૫ | ૫ | ૫ | ૫ |

પિ શક્તિ નૂં ત્હારી
(લ + લ) ૫+૫=૧૦

૨જી પંક્તિ :—જ્યાં સુધી | આદરી | મેં ન હતી તુજ યા | રી [માત્રા ૩૦ + ૨૨]
૫ | ૫ | ૧૦ | ૨

મુખ્ય તાલ ક્યાં ક્યાં તે વાંચકે જાતે જોઈ લેવું.

## રોળા

નર્મદના પિંગળ પ્રવેશમાં આના માપ વિષે રોળા જ કડી રચેલી છે (પિંગળ શાસ્ત્રીઓની રીત મુજબ)

ચોવીસે પાદ મત્ત, એક ગુરુ અંતે આણે,
કવિ જેમાં અનુરત્ત, હરે જક્ષે જતિ જાણે;
નામે રોળા વૃત્ત, સૂણતાં સ્હેજ વખાણે,
માને નહિ સત મત્ત, જઇને ગાડી તાણે.

પાદ = ચરણ, પંક્તિ; મત્ત = (૧) માત્રા; (૨) મત; હર = ૧૧; જક્ષ—યક્ષ = તેર. જતિ = યતિ, વિરામ. તે 'ગાડી તાણે' = તે બળદ ! સુરતી નર્મદે અહીં ગાલ્લી લખવું જોઈતું 'તું. એના મનમાં તો એ જ શબ્દ હોવો જોઇએ, માત્ર તે સમયના ભણેલાઓના મત પ્રમાણે ગાલ્લી તો છેક ગ્રામ્ય લાગે (સ્થાનિક—ડાયલેક્ટ) માટે 'ગાડી' લખેલું.

## માત્રામેળ કટાવ

વૃષ્ટિ (૧૪) માં આરંભનો કટાવ અષ્ટકલ એકમોનો છે. અષ્ટકલ ઝુમખાને આપણે **આ** ગણનું નામ આપી શકિયે. પરંતુ ઘણાખરા એને બે **ચ**ગણ સંયોગ ગણે, એટલે કે એનું એકમ (વા સંધિ) લેખે અસ્તિત્વ કે એને સારુ નવા નામની જરૂર સ્વીકારશે નહીં.

| | | |
|---|---|---|
| વળી મ્હે ગ્રેશી | સુંદર જળી | શ્વેત મેઘની (લ+લ) |
| પટીર દી છે | વળીઅ ગાડી | ધીરસ મીરે |

## હરિગીત

૨૮ માત્રાની ૪ પંક્તિની કડી. પરંતુ ખરી રીતે આ માત્ર ગેય ઢાળ છે જેની તાલ વ્યવસ્થા જ એનું મુખ્ય લક્ષણ ગણાવાને પાત્ર છે. તાલ વ્યવસ્થા પ્રમાણે દગણ, સપ્તગણ, સપ્તગણ, સપ્તગણ અને પગણ એ મુજબ આ ૨૮ માત્રા ગોઠવાઈ રહે. પ્હેલો સંધિ અન્વયી અંકોડો જ છે, એમાં તાલ નહીં. પછીના સપ્તગણી સંધીઓમાં ૧લી અને ૪થી માત્રાએ તાલ છે. પંક્તિ છેડે પગણ + (પછીની પંક્તિ આરંભતો) આ દગણી અંકોડો મળીને પાછો સપ્તગણ થઈ રહે અને પંક્તિજોડ સંધાઈ જાય; ચોથી પંક્તિ પછી પાછી પ્હેલી કે બીજી કોઈ પંક્તિ ટેક લેખે પણ મુકી શકાય. ચાર પંક્તિનાં જો આઠ ચરણ કરવાં હોય તો દરેક ચૌદ માત્રાનું થાય, અથવા એમાંનું ગમે તે ચાર કલ વધારેનું બને (૧૨+૧૬, ૧૬+૧૨).

રણપિંગળમાં ૨૮ માત્રાના માત્રામેળ છંદો નોંધ્યા છે તે આખી જાતિ અહીં વિચારવા જેવી છે (પૃ. ૪૪–૪૭).

**વિષમ હરિગીત** કડીની એકી પંક્તિઓમાંથી પ્હેલો સંધિ એટલે દગણી અંકોડો છોડી દેતાં તાલ વ્યવસ્થા જોખમાતી નથી, સમ પંક્તિઓનો અંત્યાક્ષર ગુરુ રાખવાની કાળજી રખાય તો. આમ એકી પંક્તિઓ ૨૬ માત્રાની અને તેમાં તાલ ૧લીથી, બેકી, બેશક, ૨૮ માત્રાની. આનુ નામ **વિષમ હ૦**

**ખંડ હરિગીત** પંક્તિના છેલ્લા બે સંધિ (૭+૫) ની પંક્તિ એક એવી પંક્તિ ત્રણ, અને ચોથી દગણી અંકોડા સાથે ચૌદ માત્રાની: આનું નામ ખંડ હ૦. પૃથક્કરણે ઝીણામાં ઝીણા ભેદપ્રભેદને નોંધવાતો જોઈએ, અને ઝીણા ઝીણા ભેદપ્રભેદો ઉપરથી પણ પરિભાષા વિસ્તાર કરતા રહેવાનું વલણ આપણા પિંગળશાસ્ત્રની પરંપરામાં પ્રાચીનકાળથી ચાલ્યું આવે છે, તે મુજબ ન. ભો. દિ. એ ઉપલાં વિશેષ નામો ચાલતે ઝમાને પિંગળ પરિભા-

પામાં ઉમેર્યાં, પરંતુ આપણા પિંગળમાં પરિભાષાનું જંગલ અત્યંત વધી ગયું છે, ખરી જરૂર તો છે આ પરંપરાને અટકાવવાની, એમાંથી પણ ઘણાં ઘણાં નકામા ડાળપાંખડાં પાંદડાં છાંટી નાખવાની. આરંભનો દગણી અંકોડો હોય તો છંદનું નામ એક, ન હોય ત્યારે બીજું; ત્રણ ઇંદ્રવજ્રા પંક્તિ એક ઉપેન્દ્રવજ્રા પંક્તિના ઉપજાતિના પણ ઉપેન્દ્રવજ્રાની પંક્તિ પ્હેલી, બીજી, ત્રીજી કે ચોથી તે મુજબ ચાર નામ; વગેરે વગેરે પરિભાષા વિસ્તાર બિનજરૂરી ઉપરાંત હાસ્યાસ્પદ પણ છે. આ વિષમ હ૦, ખંડ હ૦ એ નામો પણ એવાં જ.

## ઝૂલણા

"દશ દશે ને દશે વિરતિ સાતે વસે, એમ ત્રિશ સાત કલ સકલ આવે
સુકવિ કો હોય ને જરુર જોય તે, અંતમાં એક ગુરુ આપ લાવે;
પ્રથમ પ્હેલી પછી પાંચ પાંચે ચડે, સકળ મળિ આઠ છે તાલ જાતે,
એ જ આંદોલિક ઝૂલણા જાણજો, ગાય છે સિંધુમાં ને પ્રભાતે."

(રણપિંગળ ૧ પૃ. ૬૪)

"આજ મહરાજ જલ | પર ઉદય જોઇને | ચંદ્રનો હૃદયમાં | હર્ષ જામે" એ ઝૂલણાંમાં કવિએ શી વિવિધતા આણી છે અને તેથી કરીને આ છંદની પણ ચોટ કેટલી વધી છે તે વાચકે જાતે જોઇ લેવું.

## આર્યાગીતિ જાતિ

ગુજરાતી કવિતામાં આર્યાજાતિના સારા છંદ બહુ જ થોડા લખાયા છે, આ છંદજાતિ ગુજરાતના કવિઓએ કે તેમના સમભાવી શ્રોતાવાચકોએ હજી અપનાવી નથી, એ હકીકત છે. ગેય છંદોના પક્ષપાતી પ્રાંત અને સાહિત્યમાં આમ કેમ બનવા પામ્યું હશે એ પણ એક કોયડો છે.

ચાર ચરણમાં વિષમ ત્રણ ચગણ એટલે બાર બાર માત્રાનાં, અને સમમાં બીજું ૧૮ માત્રાનું (૪+૪+૪+૬ જેમાંથી ત્રીજો ચગણ ।ऽ। અથવા ।।।। હોય તો સારુ); ચોથું પણ એ જ પ્રમાણે : એ છંદનું નામ **ગીતિ**; ચોથામાં ત્રીજો ચગણ ટુંકવાઇ માત્ર એક લ રહે આખું ચરણ ૧૫ માત્રાનું તેનું નામ **આર્યા**; આર્યાનું ૪થું ચરણ તે બીજું, બીજું તે ચોથું,—એનું નામ **ઉદ્ગીતિ** બીજું ચોથું બે ય ચોથા જેવા (૧૫ માત્રાનાં) તેનું નામ–**ઉપગીતિ**; અને

આર્યા અથવા ગીતિ ઉપગીતિ અથવા ઉદ્‌ગીતિ વિસ્તારીને (ભણકાર પૃ. ૨૯૨) 'પૂના અને મુંબાઈ' એ મ્હારી કૃતિની છે તેવી રચના કરવામાં આવે તે છંદોનું નામ–આર્યાતિલક, ગીતિતિલક, વગેરે.

આપણી ક. સમૃદ્ધિ ૧લી આવૃત્તિમાં 'ઓધવજી સંદેશો કહેજો શ્યામને' એ ગીતનું પૃથક્કરણ કરીને લઘુ ગુરુ ઉપરાંત વર્ણોઓમાં ત્રીજો પ્લુત (બેથી વધારે માત્રાનો) વર્ગ સ્વીકારીને તેની પિંગળ દૃષ્ટિએ વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કરવામાં આવેલો. એ જ પદ્ધતિએ દેશીઓ, ગરબીઓ, રાગરાગણીઓ આદિ ઘણાંખરાંની પિંગળશાસ્ત્રની દૃષ્ટિએ વ્યાખ્યાઓ બાંધી શકાય. આ શાસ્ત્રમાં એ નવું પ્રકરણ ઉમેરવાની જરૂર છે જ. ભાઈશ્રી રામનારાયણ પાઠકનું નવું પુસ્તક થોડા સમયમાં છપાશે તેમાં કદાચ એ વિષય આખો નહીં તો કેટલેક અંશે એ વિદ્વાનની સમર્થ પર્યેપક રીતે સાફ કરી આપવામાં આવેલો પણ દેખાશે. મેં આવાં જે કંઈ વિશેષ પૃથક્કરણો કરેલાં છે તે એ ગ્રંથના પ્રકાશન પછી જ હવે પ્રકટ કરવા જેવાં લાગશે તો પ્રકટ કરીશ. અહીં તો આ પરિશિષ્ટ ઘણી જગા રોકી છે અને કાગળની મોંઘવારી અસહ્ય છે, આ નવું મુદ્રણ મોડું પણ ખૂબ થઇ ગયું છે. એટલે આ પરિશિષ્ટને અહીં આગળ જ પૂરૂં કરૂં છું.



# પરિશિષ્ટ ૨

અપ્રવેશક બદલે અહીં ૧લી આવૃત્તિ અને ૨જી ના ૧લા મુદ્રણમાંના પ્રવેશક નિવેદનાદિમાંના મુખ્ય મુદ્દા સંક્ષેપે ચર્ચ્યું છે. નવું અતિવિરલ ઉમેરાશે કેમકે આ છે માત્ર રજું મુદ્રણ.

## ઉત્પત્તિ

ભાઇશ્રી રા. વિ. પાઠક કેદ પકડાયા એટલે તેઓ છૂટે ત્યાં લગી એમના માસિક 'પ્રસ્થાન' ને ટેકા લેખે આ વિષય શરુ કર્યો, તે વિ. ૧૯૮૫ ચૈત્રના અંકથી લગભગ નિયમિત રીતે ચાલુ રહ્યો. શ્રી પાઠકના ઉત્તેજનથી એઓ છૂટયા પછી પણ ચાલુ રહ્યો. સારા કવિઓના સારા નમૂના લેવા અને કવિતાની સાચી ભાવના રસિકોમાં પ્રસરે એવાં શાસ્ત્રીય વિવરણ શક્ય તેટલી બિનંગત રીતે લખવાં, માત્ર મલ્લિનાથી અર્થબોધે અટકવું નહીં રાઘવભટ્ટ જેટલો તો નહીં પણ કંઇક વિસ્તારે ભલે થતો, એવા આશયોથી કરેલા આરંભમાં લખતાં લખતાં ત્રીજો આ ભળ્યો કે લખવા માંડયૂં જ છે તો આખો અર્વાચીન યુગ આવી જાય એ નિશાન પણ રાખવું. વિવરણો અને અવલોકનો (ઇંગ્રેજી ચોપડીઓનાં ઇંગ્રેજી) લખવાની તો મ્હને છેક ઈ. ૧૮૮૮–૮૯ થી આદત. હું કોઇ ને કોઈ નવી ચોપડી વાંચતો જ હોઉં; સાથે મનને ચાલે; અને ટીકા તે ચોપડીમાં જ ટપકાવવાની મ્હને આદત, કહો કે કટેવ. ગુજરાતી કવિતાનાં પ્રથમ પ્હેલાં વિવરણ મેં લખેલાં ભાઇ કાંતના 'ચક્રવાકમિથુન' અને 'એક ઉદ્‌ગાર' ઉપર (તે સમયના 'બુદ્ધિપ્રકાશ'માં). બીજાં કેટલાંક એમની નવી કવિતાની નકલ આવે ને તુર્ત એમને કાગળમાં જ મોકલી દીધેલાં. એમ વિવરણ–પતંગની દોર ક્યાં ખેંચવી ક્યાં છોડવી, તે મ્હને તો રમત. ગુજ. વ. સોસાયટી મદદનીશ મંત્રી સદ્‌ગત ભાઇશ્રી પારેખ અને બીજાઓને આ 'પ્રસ્થાન'માં આવતો વિષય ખાસ ગમ્યો અને સોસાયટીની કારોબારી કમિટીએ એવી એક ચોપડી જ સોસાયટીને લખી આપવા મ્હને કહ્યું એટલે આ તો ચોપડી થશે અને ફેલાશે એવી ખાતરીની સાથે જવાબદારીનો ભાર વધ્યો અને ઉપલા આશયોમાં બે નવા ઉમેરાયા: (૧) કલાપીની કવિતા શરુવાતથી જ પ્રતિષ્ઠા પામી તેને શ્રી હ. હ. ધ્રુવ અને પ્રો. મણિલાલ નભુભાઇ જેવાના હાર્દિક આવકારથી.

શ્રી ન્હાનાલાલ કવિ અને એમનાથી સારી પેઠે મોટા સદ્‌ગત શ્રી કે. હ. ધ્રુ. એક સાથે આગળ આવી ગયા બંનેને, અનુક્રમે, કાંતે અને ગો. મા. ત્રિ. એ પ્હેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં ભારોભાર–કવિ તરીકે અને વિદ્વાન લેખે–વખાણ્યા ત્યારથી. બેશક, આ દરેકની કૃતિઓની પોતાની ગુણવત્તા મુખ્ય કારણ. પરંતુ તેને આવા નિમિત્ત કારણનો ટેકો મળતાં એ ગુણવત્તા સારી પેઠે વ્હેલી પણ પ્રકાશમાં આવી જાય છે. સામે આ પણ ન ભૂલાય કે સમકાલીન સાહિત્યની મૂળવણીમાં ઠરેલ વિવેચક પણ ક્વચિત ભૂલે. આપણી અર્વાચીન વિવેચનાના ઇતિહાસમાં આના બેત્રણ ચોકખા દ્દષ્ટાંત મળે છે: નવલરામે અતિવખાણેલ વલ્લભદાસ પોપટનો; ભાઈશ્રી આનંદશંકરે અતિવખાણેલ 'સ્મરણસંહિતા'નો; શ્રી ન્હાનાલાલે અતિવખાણેલ પ્રભુદાસનો*. એટલે મ્હને થયું, ભૂલથાપનું જોખમ વ્હોરીને પણ–ચોપડી લખું છું જ તો તેમાં ઉછરતા આશાસ્પદ કવિઓ–'વજેરા'–ના નમૂના ભલે કંઈક વધારે લેવાય; વળી કેટલાક નમૂના કવિઓમાંના લબ્ધપ્રતિષ્ઠના લેવા, જે ઉપરથી તેમની બધી કૃતિઓ કે શૈલી કલા આદિ અનવદ્ય નથી, એમાં દોષો પણ છે, એમ બતાવી સાચી કવિતાભાવનાનું સમર્થન એ રીતે પણ થઇ શકે અને વિવરણ જ ચોપડીનું મુખ્ય કાર્ય, ચોપડીને કે સંગ્રહેલી કવિતા પંક્તિઓની સંખ્યાને એટલી વધી જવા ના જ દેવી, કે તે શાળાપાઠશાળાના ઘણુંખરૂં આબ્દિક અભ્યાસક્રમમાં વાપરી જ ના શકાય, એ મર્યાદા તો ખરી જ. આમ ૧લી આવૃત્તિ પ્રકટ થઈ ઇ. ૧૯૩૧ માં. એની નકલો લગભગ ખપી રહેતાં સોસાયટીએ કોપીરાઇટ મ્હને સોંપી દીધો ઇ. ૧૯૩૪ના એપ્રિલમાં. અને નમૂનાઓ લઉં તે બદલ નામનો પણ પુરસ્કાર તો આપવાનું ઠરાવીને ૨જી આ. પ્રકટ કરી ઈ. ૧૯૪૦ ના મધ્યમાં. એમાંના સૌથી ન્હાની ઉંમરના કવિ ઇ. ૧૯૧૪ માં જન્મેલા છે. એમાં માત્ર માસિકાદિમાં છપાયલી (હજી ચોપડીમાં સંગ્રહાયેલ નહીં એવી કૃતિઓ ય લેવાઇ છે, ઉપરાંત એકબે અપ્રકટ પણ કવિએ કૃપા કરીને આ ચોપડીમાં પ્હેલી વાર પ્રકટ થવા મ્હને આપેલી છે. વિષય ઉપાડ્યો ત્યારે 'પ્રસ્થાન' માસિકમાં એકંદર ત્રીશેક નમૂના આવેલા. તેમાંથી કેટલાક છોડી

---

* આનંદશંકર કે ન્હાનાલાલ વિવેચકોમાં પીઠ, મ્હારા અધીન મતે, ના ગણાય. પણ એકબે બાબતે પીઠ તે બધી વાતે પીઠ એ વિવેકહીન વલણ ધારાશાઈ માનસને કુદરતી.

દઈને ૧ લી આવૃત્તિમાં ૬૦ નમૂના, તો એ ૬૦ નમૂનામાંથી કેટલાક છોડી દઈને આ પ્હેલાંના મુદ્રણમાં કુલ ૮૫ નમૂના આપ્યા છે; અને એટલે તેમને સ્તબકોમાં ગોઠવ્યા છે. કોઈ પણ કવિનો એક જ નમૂનો લેવો (કવિસંખ્યા શક્ય તેટલી મોટી કરવી) એ ૧ લી આ. લગી લગભગ પાળેલો નિયમ અનુભવે તેમ મ્હારા બીજા ઉદ્દેશોની દૃષ્ટિએ અવ્યવહારુ લાગતાં ૨ જી આ. માં સારા કવિઓના નમૂના ચાર પણ લીધા છે. અને આ ૨ જા મુદ્રણે કરેલા સ્વલ્પ ફેરફારો વિષે તો જુવો આરંભે નિવેદન.

## અર્વાચીન ગુજરાતી સાહિત્ય

અર્વાચીન ગુજરાતી સાહિત્ય દલપતરામ કૃત 'બાપાની પીપર' એ અલંકારિક વર્ણન કાવ્ય અને નર્મદના 'મંડળી મળવાથી થતા લાભ' એ ભાષણથી શરુ થયું ગણાય. અને એ કૃતિઓ જે સમયારંભે થઇ તેમાં આપણી પ્રજામાં સારી પેઠે સામાજિક આર્થિક રાજપ્રકરણી વગેરે ફેરફારો થતા જોઇને આપણે એનું સંક્રાંતિકાળ (એજ ઓફ ટ્રાન્ઝિશન) કે પુનર્જીવન કાળ (એજ ઓફ રી-નેસન્સ) કે પશ્ચિમની અસરનો કાળ (એજ ઑફ વેસ્ટર્ન ઇન્ફ્લુઅન્સ) એમ એના જે લક્ષણને પ્રાધાન્ય આપિયે તે પ્રમાણે એનું નામકરણ કરિયે છીયે. આપણા સમાજે કે આર્થિક જીવને કે રાજપ્રકરણી જીવને આ વર્તમાન સમય દરમિયાન જે પલટા લીધા છે, તેવા જ મહાભારત પલટા સાહિત્યે લીધા છે, અને આપણું અર્વાચીન સાહિત્ય આપણાં આગલાં સાહિત્ય કરતાં અનેક વિશિષ્ટ તત્ત્વોવાળું બનતું ગયું છે.

આપણા એ જૂના સાહિત્યમાં ગદ્ય હતું તો ખરું પરંતુ જૂજ અને ઉતરતા વળનું હતું. લોક વાઙમયમાં એકાદશીના અને બીજા વ્રતોની કથાઓ, તરિયાતાવ માટે વગેરે ટુચકાઓ જેવી કથાઓ, ઘોઘરરાણા વગેરેની બાલકથાઓ; પંડિતોમાં ગદ્યાનુવાદો, અમુક કૂટ વિષયો પર વાદાવાદીનું લખાણ. ધાર્મિક અને નીતિ વિષયક ગ્રંથોના બાલત્વબોધો; અને સમ ખવા જેટલી 'પૃથ્વીચંદ્ર આખ્યાન' ના જેવી સુબોધ અને વાણી વિલાસે મનોહર કથાવાર્તા: એટલા જ આપણા આગલા કાળના સાહિત્ય વાઙમયમાં ગદ્ય પ્રકાર હતા. ત્યારે આ અર્વાચીન કાળમાં આપણા સાહિત્યનો સૌથી મહત્ત્વનો અને શાખાપ્રશાખી વિકાસ ગદ્યસાહિત્ય અને વાઙમયમાં થયો છે. આપણા જીવનનાં ઘણાંઘણાં ક્ષેત્રને સ્પર્શતું અને તેમાંથી ઉદ્ભવતું આપણું અર્વાચીન ગદ્યસાહિત્ય વાઙમય,

દૈનિક સામયિક પ્રાસંગિક છાપાંઓથી માંડીને આપણી સંસાર સુધારા કૌટુમ્બિક જીવન આર્થિક વિકાસ અને રાજ્યપ્રકરણી છૂટને લગતી ભાવનાઓના શોરબકોરી અને વાદાવાદીપ્રચુર પ્રચાર લક્ષી ભાષણો ચોપાનિયાં સંમેલન-અહેવાલો વગેરેના ઢગલા ઉપજાવતું, કાયદા ધર્મફિલસૂફી ઇતિહાસ જીવનચરિત વિવેચના નીતિશાસ્ત્ર ઉદ્યોગધંધા અને કલાકારીગરીના ગંભીર ક્ષેત્રોમાં પગપેસારો વધારી રહ્યું છે,—જો કે હજી એની આ પ્રવૃત્તિ વિષયોચિત માતબરી કે ગુણવત્તા-વાળી ગણવા પાત્ર ભાગ્યે; અને નવલિકાનવલ નિબંધનિબંધિકા નાટક નાટિકા જાત્રા પ્રહસન માર્મિક રચનાઓ વગેરે કલાકલ્પનાની માનીતી સ્હેલગાહોમાં તેમ લલિત ગૃહાદિ કલાકારીગરીનાં વિનોદનોમાં વળી શાલાપાઠશાલોપયોગી પ્રકાશ-નોનાં કર્તવ્યોમાં ચઢિયાતી થતી ગુણવત્તા અને આત્મશ્રદ્ધાએ વિહરે છે. વિષય વિવિધતાથી ઉદે ઉતરી, આ આપણાં અર્વાચીન ગદ્યનાં રૂપ અને કલેવર ધ્યાનમાં લઈશું, તો એમાં આપણને સરલ ને તલપદાં લખાણથી માંડીને સંકુલ વિષયના સમગ્ર વાસ્તવિક વ્યવસ્થિત નિરૂપણ માટેની મહાવાક્યોની વિવિધ રચનાઓ લગીની ચઢઉતર યોગ્યતાઓના વિષયાશયાનુકૂલ આયોજન વધતી જતી ખબરદારીએ થતાં માલુમ પડશે. આપણા એ અર્વાચીન ગદ્યવિકાસના સંક્રાંતિકાલે આપણને સ્મરણીય સન્માનનીય ભાષાસ્વામિઓ અને કલમ-કસબીઓ આપ્યા છે. પાયા ખોદનારાઓમાંથી ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, પ્રાણલાલ મથુરદાસ, ભગવાનલાલ સંપતરામ, કરસનદાસ મૂળજી, નંદશંકર, મહીપતરામ શ્રી દાદાભાઈ નવરોજજી, રાણીના, અને ' ગુજરાત કાઠિયાવાડ જનવાર્તા ' તથા ' કુમાર દર્પણ 'ના કર્તા,—જેવાને આપણે ન ભૂલિયે; શિષ્ટ ગદ્યના આદ્ય સર્જકોમાં નર્મદ, નવલરામ, મણિલાલ નભૂભાઇ વગેરે આપણા સાહિત્યમાં લાંબોકાલ પ્રકાશી રહેશે; પાંડિત્ય અને બુદ્ધિપ્રભાવને કુલની માફક ધારણ કરતા ગો. મા. ત્રિ. અને ન. ભો. દિ. ની વિવિધ ગદ્યશૈલીઓ આપણા ઊછરતા લેખકો પેઢીએ પેઢીએ અનુકરવા મથશે; કલાપી મુન્શી અને ઇંદુલાલ યાજ્ઞિકના વર્ણનો સંવાદો અને કથનોના વેગ અને ચોટ ગુજરાતી વાચકોને દાયકા ને દાયકા જીત કરશે; દક્ષિણ આફ્રિકામાં ઇંડિયન ઓપીનિયન અને ગુજરાતી નવજીવનના આત્મા શ્રી મોહનદાસ ગાંધી ગુજરાતી ગદ્યસાહિત્યમાં પણ અત્યારે કળી ય ના શકાય એટલા કાળ લગી પૂજ્ય વિભૂતિ રહેશે; અને આ ઇસવી વીશમી સદીના ચાલતા દાયકા-ઓમાં પણ ધૂમકેતુ અને સ્નેહરશ્મિ, અંબાલાલ પુરાણી, મેઘાણી અને પટણી

એવા પોતપોતાની અવનવી સિદ્ધિઓ વડે ગુજરાતી ગદ્યની વિવિધ છટાઓ ખીલવતા, પ્રજા માનસને પોષતા, સાહિત્યકારો કલા ઉપર કલા વિકસાવતા જ જાય છે. પરંતુ આ સમૃદ્ધિ સંગ્રહનો ખાસ વિષય છે કવિતા, આપણી અર્વાચીન કવિતા. પ્હેલી પ્હેડીના પ્રવર્તકનું માન દલપત કરતાં નર્મદને આપ-વામાં ન્યાય વધારે છે, કેમકે વ્રજ કવિતાની શાળાએ ભણેલો દલપત સુવાચ્ય અને કવિત્વના પરંપરા પ્રાપ્ત ખયાલોવાળી રચનાઓ કરી લોકપ્રિય થઈ શક્યો, પરંતુ કવિતાનો આત્મા શેમાં? વગેરે પશ્ચિમસાહિત્યના અને ખાસ કરીને ઇંગ્લિશ સાહિત્યના સંસર્ગે આપણા ચિત્તંત્રમાં જે પ્રશ્નાવલિ ઉઠવી અનિવાર્ય હતી, તે પ્રથમ ઉદ્‌ભવી નર્મદના મગજમાં, અને તેના સક્રિય ઉત્તર મેળવવાના પ્રયોગો પણ પ્રથમ આદર્યા નર્મદે. કવિતાકલા દેવી આખાબોલ છે, આકરાં તપ અને પૂરેપૂરી નિષ્ઠા માગે છે, ચાલી આવેલી પરંપરામાંથી નવી ભાવનાને ઝીલતી અને મૂર્ત કરતી જાતિઓ ઉપજાવવાનું કર્તવ્ય પણ જે તે નથી, અને નર્મદ પણ જે ટુકડો મળે તેથી મન મનાવી લિયે એવો પોચટ આત્મા હતો નહીં. એણે નવી ભાવનાઓ પાછળ પોતાના જીવનનો દાયકો પૂરેપૂરો સમર્પી દીધો અને જ્યારે દીઠું કે એ ભાવનાઓને તો અંબાતું નથી જ, ત્યારે એણે પોતાની તમામ શક્તિઓ શિષ્ટ ગદ્યના વિવિધ પ્રકારના સર્જન ભણી વાળી. અને એની આવી સાચદિલીથી આપણે એને સંક્રાંતિકાલના (પ્રાથમિક સિદ્ધિ-વાળા તથાપિ) આદ્ય કવિને માનનીય આસને દલપતને વધારે નિઃશંકપણે સ્થાપવો જોઈએ એવું મ્હારું અધીન મત છે. ન. ભો. દિ. નો દાવો કે ઉચ્ચ ભાવનાશીલ અર્વાચીન ગુજરાતી કવિતાનો આદ્ય સર્જક પોતે આગલા સૌ સંમાનનીય તો ય માત્ર પાયા ખોદનારાને પૂરનારા (પાયોનીયર્સ) એ મ્હને છીછરો લાગે છે.

પછી આવ્યો પંડિત ઝમાનો, ઇંગ્રેજી તેમ સંસ્કૃત સાહિત્યમાં નિષ્ણાતઃ મણિલાલ નભુભાઈ, ગો. મા. ત્રિ., ન. ભો. દિ. ત્રીજે ઝમાને આવ્યા કાન્ત, કલાપી, ન્હાનાલાલ, બળવંતરાય. જેમાંથી બીજાની પરિપક્વતા પ્રથમથી જ ઝળકી, છેલ્લાની મોડી મોડી જ પરખાવા માંડી, પૂરેપૂરી પરખાશે અને મૂલવી શકાશે હજી હવે, એનો હજી અધૂરો કૃતિકલાપ પૂરો થશે અને તેને યમનો જૂડો બંધાશે ત્યારે. ચોથે ઝમાને આગળ આવતા જાય છે ઉપલા કોઇથી ઓછી શક્તિઓવાળા નહીં અને ઉપલા સર્વેના સભાન વારસ, વળી પૂજ્ય મોહનભાઈના ખાસ ભક્તો તેમ સામ્યવાદી (કમ્યૂનિસ્ટ) અને લેનિનશાઇ રાગદ્વેષોને યથાશક્તિ

અપનાવતા "વછેરાઓ"; જેમને હાથે અર્વાચીન ગુજરાતી કવિતા સંક્રાંતિ યુગમાંથી મુક્તિ મેળવી પૂર્વ પશ્ચિમ પરંપરાઓના ઉત્તમ લક્ષણોનો સુમેળ સાધતી ક્લાસિકલ-સિદ્ધહસ્ત સર્જનોનો સૌભાગ્ય કાલ ભોગવતી થશે એવી આશા પડે છે. એ આશા ફળો એવો મ્હારો અંતઃકરણનો આશીર્વાદ છે, જો કે અસાધારણ વ્યક્તિત્વ અને સર્ગશક્તિવાળા કવિના આવિર્ભાવે જ અનવદ્ય ધન્ય ઉત્તુંગાભર કાવ્યકૃતિઓ નિર્માય છે. બાકી ઊર્મિશીલ પોચટ આશુતોષ પ્રજા, એવાં સર્જનોને અભાવે, જે થાય તે મામુલી રચનાઓને પણ ઉંચાં ઉંચાં પદે નવાજવા સારી પેઠે અધીરી હોય છે જ. નર્મદને જમાને એને પ્રેમાનંદથી પણ મોટો માનનારા, ન. ભો. દિ. ને જમાને એને "ખારા પાટમાં એક મીઠું જલાશય" કહેનારા, ન્હાનાલાલને જમાને 'પ્રેમભક્તિ'ના બોલે બોલ પર વારી જનારા, વગેરેના ઐતિહાસિક દાખલાઓ જોઇ વિચારીને સમતોલ શાસ્ત્રીય વિવેચકે ચેતતા રહેવું ઘટે. પોતાને ગમા ગયેલી ચીજ વિષે ગુટિઓ ફરકાવવી અને ગબારા ઉછાળવા તે જવાબદાર માર્ગદર્શક વિવેચના નથી.*

## કવિતા પેઢીઓ

સારા કવિનું કવિતાસર્જન ત્રીશ વર્ષ એક સરખું ચાલ્યા કરે એમ ભાગ્યે જ બને છે. કવિનું આયુષ્ય લાંબું હોય, તો તેમાં ઉતરતી રચનાઓ અને સર્જન શૂન્યતાના ગાળા ય લાંબા પડે. મૌલિક સર્જકતા કવિને થોડા કાળ લગી જ યારી આપે એમાં નવાઈ નથી; આટલો સમય પણ પ્રકાશે છે તે જ મોટી નવાઈ છે. વળી મહાકવિ તો મૌલિક ઉપરાંત વિરાટ પકડવાળો હોય તે જ; કોઇ પણ દેશકાલમાં મહાકવિઓ બીજી લાક્ષણિકતાઓવાળા મહાપુરુષો કરતાં પણ ઘણા જ ઓછા પાકે છે. આ સૈકા દરમિયાન ગુજરાતે મહાકવિ એકે પાક્યો જ નથી. આખા સમયને એક દૃષ્ટિપાતે જોઇ લેતાં તેમાં કવિ ઉપકવિઓની ત્રણ નહીં છ સાત પેઢી એક પછી એક આગળ આવતી જોઈ શકાય છે. પ્હેલી પેઢી નર્મદ-દલપત-ભ્રૂપિરાય-ભોળાનાથની; બીજી ગો. મા. ત્રિ.-ન. ભો. દિ.-મલબારી-મણિલાલ-હરિલાલ ધ્રુ-બાલાશંકરની; ત્રીજી કાંત-રમણભાઈ-

* આ સંક્ષિપ્ત સિંહાવલોકનને લગતી વિશેષ વિગતો માટે જુવો સમૃદ્ધિ ૧લી આવૃત્તિનો પ્રવેશક, અને 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો'. પણ આવાં ટિપ્પણોની જરૂર જ નથી. પરિશિષ્ટમાંના તમામ વિષયો વિષે હું કહી ચુક્યો છું કે એ મ્હારાં આગલાં લખાણોમાં વધારે વિગતે કરેલી ચર્ચાઓના સાર જ છે.

ત્રિભુવન-હરગોવિંદ-જટિલાદિની; ચોથી બળવંતરાય-ન્હાનાલાલ-ખબરદારાદિની; કલાપી-રા. વિ. પા.-આદિ ચોથી પેઢીમાં કે પ્હેલાં કે તે પછી મુકાય; અને રા. વિ. પા. (જન્મ સાલ ૧૮૮૭, શ્રી ન્હાનાલાલ કવિ પછી દાયકે) પછીની અર્ધ શતાબ્દિમાં પણ ચાર નહીં તો બે ત્રણ પેઢીઓ તો સુખે ગણાય: માત્ર સમયનાં અંતરો ઉપરથી નહીં; દરેક પેડીના કવિઓની ખાસિયતો ઉપરથી. પોતાના જમાનાના વાતાવરણની અસરો કરતાં જાતની ખાસિયતો જ વધારે ઉપસેલી એવા (બળવંતરાય-ન્હાનાલાલ-પતિલ) જેવા પ્રયોગખોરો અને સર્જકો ઓછાં જ પાકે છે. અસાધારણ ગુણવત્તાએ છ સાત દાયકામાં પણ સૌથી આગળ નીકળી આવે-અમરતાના શ્રેષ્ઠ અધિકારી લેખે પ્રકાશે-દા. ત. કાંત -એવા કવિરત્ન કે કવિતારક એથી પણ ઓછા; અને મહાકવિ તો હોય કિંવા ના પણ હોય, આ પૂરા થતા શતકમાં કાન્ત મહાકવિ નથી-એનામાં વર્ણન પ્રવાહ જ નથી-તો બીજો તો કોઇ જ નથી, શ્રી ન્હાનાલાલની કૃતિઓમાં કાવ્ય કલ્પના ઓછી આછી જ છે, મોટે ભાગે તો વાકછટા અને વાગ્ડંબર (હ્રેટરિક, ઊંચું અને હીન) જ છે, એ મ્હારું પૃથક્કરણ એમના પ્રશંસકો પણ ધીરેધીરે સ્વીકારતા થશે એવી આશા રાખું છું.

## આ વિવરણો

હજી આપણા ભણેલાં "ભદ્રવર્ણી" સ્ત્રીપુરુષો વાંચે વિચારે છે જ ઓછું; એમનું જીવન સુશિક્ષિતોને છાજે એટલી બૌદ્ધિક (ઈન્ટેલેક્ચુઅલ) પ્રવૃત્તિવાળું થયું નથી. આમાં ય તેઓ ગુજરાતી બહુ ઓછું વાંચે વિચારે છે; અને ગુજરાતી કવિતાનું એમનું વાંચન ઓછામાં ઓછું કહિયે તેમાં એમને કશો અન્યાય આપણે કરતા નથી. વળી કવિતાકલા અને સંગીતકલા વચ્ચે એક સામ્ય આ છે, કે બેમાંથી એકેનો મ્હાવરો મોટી ઉમરે વધારી શકાતો નથી; બંનેનો મ્હાવરો કિશોરકાલમાંથી પાઓ હોય તો જ તે ઉમર બુદ્ધિ અને અનુભવ વધે તેમ તેમ વધી શકે છે, કવિતા અને કવિતા કલાની સાચી ભાવનાઓ આપણા શિષ્ટ વર્ગમાં સારી પેઠે ફેલાય તે પ્હેલાં આપણી કવિતા પોતે વધારે વંચાતી થાય, જે કંઈ વંચાય તે પરિચિત વા પસંદ પડી ગયેલ વિચારવાળાં લખાણોને ઘુંટ્યા કરવાને નહીં, વધારે ઊંડી અને સ્પષ્ટ સમઝથી અને ઉદાર સુસંપન્ન તુલનાત્મક રસિકતાથી વંચાય, એ આવશ્યક પગથિયું છે. આ સંગ્રહની યોજનામાં વિવરણને આટલી જગા આપવામાં આવે છે-વિવરણ માટે જ સંગ્રહ કરેલો છે,-તે આવા અભિપ્રાયથી

કે સારી કવિતા **સારી** કેમ, નબળી **નબળી** કેમ, નઠારી **નઠારી** શાને વારુ, એ માત્ર લાગણીસંવેદ્ય અને રુચિભિન્નતાનો વિષય નહીં; પણ સિદ્ધાંતોને વળગીને એવી શાસ્ત્રીયતાથી ઠસાવી શકાય એમ છે કે એવાં પ્રતિપાદનો કેલાઇ લગભગ સર્વમાન્ય થવા પામે. થોડી ઘણી પક્ષાપક્ષી અને ઓછાવત્તા રુચિભેદ, બેશક, કલાના દરેક ક્ષેત્રમાં (કવિતામાં પણ) રહેવાના જ. તથાપિ એવા અપરિહાર્ય મતભેદોનું વર્તુલ કલાની દુનિયામાં વસ્તુતાએ અતિમર્યાદિત છે, વળી સ્ફુટાર્થવતી વાણી જે કલાસર્જનોનું વાહન છે તેમાં તો એ મતભેદવર્તુલ બીજી કલાઓનાં કરતાં વધારે મર્યાદિત છે, પક્ષાપક્ષીથી અલગ, બિનંગત, નહીં માત્ર યશોમાન, નહીં એથી વિપરીત, કારણ અને દાખલા આપી આપીને ડગલું ભરે, નિર્ણયોના કરતાં આ ચર્ચાને પ્રધાન ગણે, એવી નિખાલસ સેવાભાવી સૌન્દર્યપ્રીત્યર્થ વિવેચનાને સાહિત્ય અને કવિતાના પ્રદેશમાં તો એટલું વ્યાપક સ્થાન છે કે આપણે શાસ્ત્રીય વિચાર પ્રવૃત્તિમાં આગળ વધિયે તેમ તેમ એનો પટ વિસ્તર તો જ અનુભવાય છે. બેશક, આવા ઉચ્ચ આશયોથી વિવરણ લખવાનું લઇ બેસવામાં સાહસ પણ છે, અને વિજય કેટલો મળે છે તે છેક જ અનિશ્ચિત રહે છે.

[ આ પછી આવૃત્તિ ૧ લી ના પ્રવેશકમાં "પૂછું મ્હને કરેવ" એ કટાક્ષકાવ્ય અને એની લાંબી સમજુતી આવે છે, બે વિભાગ છોડી દઉં છું. "પૂછું મ્હને કરેવ' એ સોરઠ જિજ્ઞાસુએ જોવા–ભણકાર, ગુચ્છ ૧, પૃ. ૨૪. એ આખો ગુચ્છ કવિ અને કવિતા વિષે જ છે. ]

## રુચિ કેળવાય તેમ પગથિયે પગથિયે નબળી કવિતાથી ઊંચી પ્રતિ :

એક હતો ચીતારો. તેણે જપાની સ્ત્રીનું ચિત્ર આલેખ્યું તેના હાથમાં પંખો આપ્યો હતો. અને પંખાનો લમ્બગોળ, તેનાથી ઉચિત ઉંચાઇએ સ્ત્રીના મુખનો લમ્બગોળ, સ્ત્રીની નાજુક દેહ, અને રસ્તાની બંને બાજુએ છોડ વેલા તરુ આદિ વડે રચેલો મોટો લમ્બગોળ, તથા ઉપર આકાશ અને નીચે ધરતીના આખા ચિત્રપટનો બે છેડે સીધી લીટીએ કાપેલો સૌથી વિશાળ લમ્બગોળ,—એ સર્વ તેની ચિત્રસૃષ્ટિમાં એક બીજાને અનુરૂપ હતું. તેમ એ જપાની સ્ત્રીનાં નેત્ર અને તેનું અદકધડું મુખ પણ અતિનાજુક લમ્બગોળ આકૃતિમાં દોરીને ચીતારાએ

આખું ચિત્ર મનોહર બનાવ્યું હતું. અંગોપાંગની ઉચિતતા અને સપ્રમાણતા સ્ત્રીના મુખ તરફ જ પ્રેક્ષકની આંખને આકર્ષી લેતાં; અને એ મુખ ઉપર યૌવનોલ્લાસના રંગ પૂરવામાં એ કુશલ કલાકારે વિજય મેળવ્યો હતો.

ચિત્ર એકદમ ચોતર્ફ વખણાવા લાગ્યું. કેટલાક અતિચતુર નિરીક્ષકો હાથપગ વૃક્ષવેલ આદિની કંઇ કંઇ ખોડ ઉપર ટીકા કરતા, પણ તે કોઇએ સાંભળ્યું નહીં, અને સૌ શ્રીમન્તો જ્યાં કોઈ ચીતારો જોવામાં આવે ત્યાં તેને પૂછે, 'ત્હમે આવું કંઈ દોર્યું છે ખરૂં ? હોય તો દેખાડો.' એ ચિત્રની નકલો ઉપર નકલો થવા લાગી. દરેક નકલિયો પોતાની કંઇક વિશિષ્ટતા પણ દાખલ કર્યાં વગર ન રહ્યો.

એક નકલિયાએ બંને હાથમાં પંખા આપ્યા. બીજાએ સ્ત્રીના હાથ પગ અને મસ્તકના છેડા લમ્બગોળના પરિઘને સ્પર્શતા હોય એમ ગોઠવ્યા. કેટલાક નકલિયાને આંખ મુખ ગાલની સુરખી ભાલનું તેજ એવું કશું આલેખતાં ન આવડે, એ ખામી તેમણે ઢાંકી દેવાને આસપાસની વિગતો અને અલંકૃતિઓ વધારી દીધી. કેટલાકે લમ્બગોળોની ઝાડી જ ઉપજાવી, જેમાં સ્ત્રીનું મુખ પણ ધારીને જુવે તે જ જોવા પામે. ઘણા ખરા મૂલ ચીતારાની નાયિકા જપાની યુવતી હતી એ મુદ્દાને પણ અવગણીને પોતાના ઢાંઠામાં આવી તેવી, ન તો ઘરનીની ન પુરાણની, એવી સ્ત્રી જ ચીતરી મુવા.

એ સમાજમાં જેમનો પડ્યો બોલ ઝીલાતો એવા બે ચાર ખાનદાન યુવાનોએ એક દિવસ મૂલ ચીતારાને ચાહ પીવા ન્હોતર્યો, અને તેની આગળ નકલોનું આ જંગલ રજૂ કરી દીધું, તેના અભિપ્રાય માટે. ચીતારો અતિથિધર્મ શાને ચુકવો એમ ગણીને, ત્રીશ ચાળીશ મિનિટ લગી તો આ નકલોનાં જંગલોમાં તે યુવાન ઉમરાવો સાથે ફર્યો. પણ પછી તેનાથી રહેવાયું જ નહીં; અને જે પ્હેલી ખુરસી દીઠી તેમાં એ બેસી ગયો. એક યુવાને શરબત આણ્યો, બીજો પંખો નાખવા લાગ્યો, ત્રીજાએ 'કેમ કંઈ અસુખ છે ?' એવી અત્યન્ત વિનયથી પૃચ્છા કરી. ચીતારો તો આંખોને હાથથી દાબી દઈને બેઠો હતો, તે થોડી વારે ચિત્રો તર્ફ પીઠ ફેરવીને બોલ્યો. "સાહેબો, અસુખતો શારીરિક, તેવું કશું મ્હને નથી થઈ આવ્યું, બેફિકર રહો. પણ મ્હારી વ્યથા માનસિક છે." અને યુવાનો પણ ખુરસીઓ ખેંચી કુંડાળું વળીને બેઠા, એટલે તે આ ઉપચીતારા,

અપચીતારા, લેભાગુ, અને અહંભાવી (ઈગોઈસ્ટ) ઘુસણિયાને ગાળ ઉપર ગાળ દેવા લાગ્યો. "અમે કલાકારો (તે કહે) દુનિયાને તરછોડી અમારા લોહીનું પાણી કરીને ભાવનાઓને મોહક–સુગમ રૂપમાં અવતારવાને સારુ પ્રાણ પાથરિયે છિયે, પણ પ્રજાને અમારી કલાનો લાભ મળવા પામે તેમાં આ મૂંજીઓ જ આડે આવે છે..."

લાંબી વાતચિત ચાલ્યા પછી ચીતારાને જવાનો વખત થયો, એટલે એ જુવાન ઉમરાવોમાંનો એક કહે, "આ ઉપચીતારાઓ વગેરે આપ કહો છો તેવા જ છે. પણ, ગુરુજી, આ ઢાલને પણ બીજી બાજુ નહીં હોય શું ? આ કલાની કૂખે પાકતા કપૂતોમાંથી પણ કેટલાકના પ્રયાસનું ફલ આવું નહીં આવતું હોય વારુ, કે એમને લીધે જ કલાનભિજ્ઞ વર્ગો પગથિયે પગથિયે કલાના સ્વચ્છ બલ્ય પરંતુ કંઇક જલદ વાતાવરણ લગી ચડતાં શીખી શકે છે, જે સીડીએ ચડી શક્યા તેને જ પછી લાત મારવાનો વિશેષ પાઠ પણ શીખીને તેઓ શુદ્ધ કલા અને સાચા કલાકારોના ભોક્તા પણ બની શકે છે. કલા એકલા અમીરી ખસલતના મૂઠીભર સંસ્કારીઓને માટે થોડી જ ઉપજી છે; માનવ જાતિનું સાચુ શ્રેય તેના વડે સધાય,'એ તો તમામ વસતી એના ચેલા બની શકે ત્યારે જ ને ?"

ચિત્રકાર તે સમયે તો આ સાંભળી જ રહ્યો. પણ થોડા દિવસ પછી જ્યારે તે જુવાન પોતાને ત્યાં કોઇ નવું ચિત્ર જોવા આવી ચડ્યો, ત્યારે તેને ખાસ રોકી, એણે તેને પોતાના મિત્ર લેખે સ્થાપી દીધો, અને વિના સંકોચે સ્વીકાર્યું: "તે દિવસે ત્હમે ત્હમારા પ્રત્યગ્ર ચિત્તંત્રનો ઉચિત ઉપયોગ કરીને મ્હને ઉદાર સહાનુભૂતિનો અમૂલ્ય ધડો આપ્યો, તે હું કદાપિ નહીં ભૂલું."

અર્થાત્ કટકમાં કટક ભાવનાભક્તે પણ સદૈવ ધ્યાનમાં રાખવાનું જે બીજનિપાતથી માંડીને ફલના પરિપાક પર્યન્ત દરેક અંશમાં સદોષ અથવ હાનિકારક, એવી એક પણ સરજત આ સૃષ્ટિમાં તો નથી. વિપથગામી કવિ અને કુકવિ, ઉપકવિ અપકવિ અને અકવિ, નકલિયા અને ડોળી, તલસતા વેરાગી, અને વેદાંતીમાં ખપવા મથતા વિલાસી, ગમે તેવા તોય માણસ છે; આપણા બંધુ છે; એમનામાં પણ ક્યાંક કોઇ ને કોઇ પ્રકારની નિખાલસતા, સ્નેહબદ્ધ સેવા-બુદ્ધિ અને અતૃષ્ણ તપોમયતા હોય છે ખરી—તો વિવેચકને તે પ્રથમ પરિચયે જડે નહીં માટે નથી જ એમ માની લેવું, એમાં ઉતાવળ છે એટલું જ નહીં પણ

પોતાની અશક્તિના જ ગુલામ બનવા જેવું છે. સુરુચિ ફરતી જાય છે તેની સમુત્ક્રાન્તિના ઇતિહાસમાં પગથિયાં જોવાનું કાર્ય ગમે તેટલું વિકટ હોય, તથાપિં વિદ્યમાન કવિઓમાં આજે પણ જોનાર જોઈ શકે એમ છે, કે મૂળ શક્તિ મૃદૂલ નહીં એવામાંથી કવિ થઇ શકેલાઓ છે. વળી અનુકરણિયામાંથી થોડા જ વખતમાં સારી પેઠે સ્વતંત્રતા ખીલવી શકેલા, એવા વર્ગનો આપણો ઉત્તમોત્તમ દાખલો **કલાપી** છે.

## નવીનતા : મૌલિકતા : સર્જકતા

કવિતા અને કલાના ક્ષેત્રમાં નવું એટલે શું, એ સવાલ બેશક અટપટો છે. कवयोऽप्यत्र मोहिताः વિષય કે માંડણીની નવીનતાને જવા દઈ, લય નવીનતાજ વિચારિયે. વાલ્મીકિએ અનુષ્ટુપ નવો સાધ્યો, ત્યારે તેમાં નવીનતા કેટલી સૂક્ષ્મ હતી તે એ વેદયુગ–અને પ્રથમ પ્રાકૃતના યુગ–માં ચાલતા છંદોને મુકાબલે બરાબર અને પૂરેપૂરું સમઝી લ્યો. કોલંબસ ( C. Columbus ) વિષેની પેલી દંતકથા જાણો છો ને ? ઇંડુ ટેબલ પર ઉભું મુકો; એ એની સમશ્યા. વિદ્યા બુદ્ધિ અનુભવ આદિમાં શ્રેષ્ઠ પુરુષો ટેબલ આસપાસ હાજર હતા, કોઇથી એ કોયડો ન ઉકલ્યો. કોલંબસે ઇંડાંને એક છેડે જરા ટોચીને ઉભું રાખી દેખાડયું. દયારામની લાવણીમાં ગો. મા. ત્રિ. ના કટાવમાં, પ્રવાહી પૃથ્વીમાં, ગુલબંકીમાં, સર્જકતા છે, કેમકે તેમાં વિષયાનુરૂપ નવીવતા અને લક્ષ્યસિદ્ધિ છે. દુન્યવી અને સ્થૂલ ત્રાજવે કાટલે મપાય એવી એ નવીનતા મુદલે નથી. અછાન્દસ "વર્સ લાઇબર" નો તો એમાં પારા પણ નથી. ચાલતા રુચિતંત્રનો લાભ લઇ તેને જરા નવું વલણ આપી દેવું, તે જ આ રૂઢિરક્ષિત રુચિતંત્રના પ્રદેશમાં સૂક્ષ્મ તથાપિ તેની લક્ષ્યસિદ્ધિએ મહાન નવીનતાનો પ્રકાર છે, અથવા દેવનાગરી લિપિને આપણી ગુજરાતી લિપિ જોડે સરખાવો; ફરક કેટલો તો સૂક્ષ્મ છે, તથાપિ રૂપ અને લેખનકાર્ય માટેના પ્રવાહીપણામાં કેટલો તો મહાન તફાવત પ્રજાની ઔચિત્યસાધક પ્રેરણાએ ઉપજાવી લીધો છે. સર્જક પ્રતિભા પણ સ્ફુટ અને શાસ્ત્રીય તત્વાન્વેષણની વિચારણા કરતાં પ્રેરણાને વધારે મળતી આવે છે. એનું સ્વરૂપ પાંડિત્યલીલાનું નથી, બાલોચિત લીલાનું છે, અજબ ચમત્કારનું છે, નિયતિને તોડવાના આભાસ દ્વારા સવિશેષ પાળતા વિધિ ખેલના જેવું, સૌ અધિકારી પ્રેક્ષકને મોહચકિત કરી મુકે છે.

## મહાકાવ્ય

મહાકાવ્ય વિચારપ્રધાન કવિતાજાતિમાં જ શક્ય છે. 'વેનચરિત્ર', 'ઇંદ્રજિત વધ', 'શાન્તિસુધા', 'કલિકા' વગેરે લખાયાં છે તે જાણું છું: પણ યથાર્થનામ **મહાકાવ્ય** હજી નથી જ સર્જાયું, એમ નક્કો ભણવામાં લખાયાં છે તે લાંબાં કાવ્ય બાધક નથી. સાચું મહાકાવ્ય રચાય અને કવિતા-શોખીનોને હૈયે તે વસી જાય, ત્યારે જ આ નર્મદયુગ વા સંક્રાન્તિયુગ–જેને હું "સુધારિ" યુગનું નવું નામ આપું છું (જુવો આ ચોપડીની પુષ્પિકા) તે–ચાલ્યા કરે છે, તેનો મોક્ષ થયો સમજાવ, નવા યુગનો અવતાર ત્યારે જ જોવામાં આવે, તથા તેની કવિતા કયાં લક્ષણ–લક્ષણોએ વિશિષ્ટ થવાની એ તદ્દન નવો સવાલ ત્યારે જ વિવેચકના દૃષ્ટિવર્તુલની ઉગમણી દિશાએ ઉગવા પામે. એ નવો જન્મ ગુજરાતી કવિતામાં જાતે જોવા પામીશ એવી મહામોટી આશા મ્હને આશરે ઇ. સ. ૧૯૩૦–૩૫ લગી હતી. હવે નથી.

## સાહિત્ય પ્રજાસમસ્તની વાણી

કોઇપણ પ્રજાનું સાહિત્ય પ્રજાસમસ્તની વાણી હોવું જોઇએ એ મહાવાક્ય આપણા નયા ઝમાનાના એક નાયક શ્રી અંબાલાલભાઈનું છે. વસુધૈવ કુટુમ્બકમ્ એ મહાવાક્ય આપણી સંસ્કૃતિમાં પ્રાચીન કાળથી છે, પરંતુ સક્રિય વ્યવહારમાં આખા હિંદમાં તો શું પરંતુ એ ખંડમાંની એકે પ્રજામાં બધા માણસો વચ્ચે પરસ્પર કુટુંબભાવ હોય એમ આપણે બીલકુલ જોતા નથી. બંગાળી, મરાઠા, પંજાબી, ગુજરાતી, આદિ આપણી દરેક પ્રજાના હિંદુઓ અનેકાનેક ન્યાતોમાં સારી પેઠે વિભક્ત એક બીજાથી વિમુખ છે, એક બીજાથી અજ્ઞાન જેવા છે, ઉજળિયાત વર્ણો કાળી પરજમાંના કનિષ્ઠ જથાઓને અસ્પર્શ્ય પણ ગણે છે વગેરે હકીકત છે. પૂજ્ય ગાંધીજીના પ્રભાવે અંત્યજો અને અસ્પર્શ્યોને ઉદ્ધારીને માણસાઇમાં આણવાને કેટલાંક મોટાં સક્રિય ડગલાં લેવાયાં છે ખરાં, પરંતુ એ મહાત્માના આ બોધનો ઉજળિયાત વર્ણોમાં સાચો અને પૂરો હૃદય પલટો થયો હોય એટલો કે એથી સોમા ભાગનો સ્વીકાર પણ હજી નજરે પડતો નથી. આપણી પ્રજાઓનાં નીચલાં થરોમાં કેળવણી અને સંસ્કૃતિની ક્રાન્તિ હજી આરંભાયલી પણ ભાગ્યે ગણાય. હિંદનો અર્વાચીન ભાષાઓના ખીલતાં આવતાં સાહિત્યમાં તેમ અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં હજી બ્રાહ્મણેતર કે ઉજ-

જિયાતથી ભિન્ન ન્યાતોનો અવાજ સારા પ્રમાણમાં સંભળાતો થયો નથી. ૧લી આવૃત્તિ અને બીજી આવૃત્તિમાં લેવાયલા અર્વાચીન કવિઓની ન્યાતો તપાસશો તો આમાં કઈંક ફેર પડતો આવે છે ખરો એવા સ્વીકારની સાથે આ વિશેષ તો ભાર દઈને સ્વીકારવું પડે એમ છે, કે એવા ફેરની માત્રા હજી ઘણી ઓછી છે બલ્કે તે બહુ ધીરે ધીરે જ વધશે એમ લાગે છે, દેહ્‌લી દૂર અસ્ત. પ્રવર્તમાન યુગબલોને જોરે હિંદમાં સ્વતંત્રતા તો આ યુદ્ધસમાપ્તિ પછીના જ કાલમાં વધશે એમ લાગે છે, તથાપિ પ્રજાસત્તા (ડિમોક્રસી)નો અમલ વધતાં તો વાર લાગશે અને હિંદની અર્વાચીન ભાષાઓનાં સાહિત્ય વાઙ્મયને પ્રજા સમસ્તની વાણી બનતાં પણ વાર લાગશે,—એ કરતાં વધારે આશાવાદી આગાહી ભલે જુવાન અને ઊર્મિલ ઉત્સાહ ઊચરે, હું ઊચરી ન શકું.

[ ૧ લી આ. ના પ્રવેશકમાં આ પછી પ્રતિભા વિકાસને વિઘ્નોનો વિષય આવે છે. આ છોડી દઉં છું. જિજ્ઞાસુએ 'પ્રતિભાબીજની માવજત'એ મ્હારું વ્યાખ્યાન જોવું. મ્હારી વિચારણાનો એ અંશ ૧ લી આ. ના પ્રવેશક કરતાં આ વ્યાખ્યાનમાં વધારે વિકસિત રૂપે રજુ થયો છે. ]

## સમાપ્તિ

નિવેદન, પ્રવેશક, બેનો અવ્યવસ્થિત સાર, જેવું ગણો તેવું આ પરિશિષ્ટ પૂરૂં કરતાં આચાર્યશ્રી હેમચંદ્રની એક કડી અહીં ફરી ટાંકું છું, તરજુમા સાથે.

અમ્હે નિંદઉ કો'વિ જણુ,
અહ્મઇં વણ્ણઉ કો'વિ:
અમ્હે નિંદહું કે'વિ નવિ.
નમ્હે વણ્ણહું કે'વિ.

( તરજુમો )

નિંદો હમને કોઇ જન,
સ્તવો અગર જન કોયે;
નવ નિંદા સ્તુતિ કોઇની
ભણિયે હમે* કદીયે.

ઇતિ શુભં ભૂયાત્

* નારસિંહી જોડણી.

# અભિપ્રાયો

"નવીન કવિતા વિષે વ્યાખ્યાનો"

શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયાનો કર્તાને પત્ર:—

ખાર, તા. ૨૨–૮–૪૩

મુરબ્બી બલવંતભાઈ,

આપે મોકલાવેલી 'ન. ક. વિષે વ્યા.' ની નક્લ આઠદશેક દહાડા પ્હેલાં મળી ગઈ છે. તે એકવાર વાંચી ગયા પછી પ્હોંચ લખવાનો વિચાર રાખ્યો, એટલે જરા મોડું થયું. હજી પણ બરાબર વાંચી જઈ શક્યો નથી, પણ ઉપર ઉપરથી જોઈ ગયો છું. અને આપની નિર્મળ વૃત્તિ અને શ્રમભર્યાં અધ્યયનથી ખૂબ જ આશ્ચર્ય પામી પ્રભુનો ઉપકાર માનું છું. નવીન કવિતાઓને સદ્ભાવથી સમજવા માટે અને રહસ્ય-દર્શક વિવરણથી સમજાવવા માટે આપ જેટલો શ્રમ લો છો, તેટલો કોઇ વિદ્વાને લીધો હોય તેમ મ્હને સાંભરતું નથી. શ્રી હરિલાલ હ. ધ્રુવ તરફથી 'ચંદ્ર' માસિક મારફત નવીન કવિઓને ખૂબ પ્રોત્સાહન મળતું. આપના તરફથી તો પ્રોત્સાહન માર્ગદર્શન અને પ્રેરણા સાથે મૂલ્યાંકનનો લાભ પણ નવીનોને મળે છે. ગુજરાતી કવિતાના સમગ્ર સાહિત્યક્ષેત્રમાં આ હકીકત નોંધવા જેવી છે. આપને તે માટે યશ અને અભિનંદન આપવાં ઘટે છે. મ્હારા જેવા ન્હાનેરાનું કામ તો આપની પ્રવૃત્તિથી લાભ મેળવી પ્રભુનો ઉપકાર માનવા જેટલું જ છે.

કાવ્યભાવના, કાવ્યકલા, કાવ્યના જુદાજુદા પ્રકારો, કાવ્યનો બીજી લલિત કલાઓ સાથે સંબંધ અને એવી અનેક અત્યંત ઉપ-યોગી બાબતો વિષે આ વ્યાખ્યાનોમાં જે ચર્ચા આપે કરી છે, એ ખરેખર અધ્યયન કરવા લાયક જ છે; પ્રૌઢ સાક્ષરોને તે ચર્ચા ચિંતન-પ્રેરક બનશે, અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને ખૂબ મદદગાર બનશે;

ભિયાતથી ભિન્ન ન્યાતોનો અવાજ સારા પ્રમાણમાં સંભળાતો થયો નથી. ૧લી આવૃત્તિ અને બીજી આવૃત્તિમાં લેવાયલા અર્વાચીન કવિઓની ન્યાતો તપાસશો તો આમાં કઈંક ફેર પડતો આવે છે ખરો એવા સ્વીકારની સાથે આ વિશેષ નો ભાર દઈને સ્વીકારવું પડે એમ છે, કે એવા ફેરની માત્રા હજી ઘણી ઓછી છે બલ્કે તે બહુ ધીરે ધીરે જ વધશે એમ લાગે છે, દેહલી દૂર અસ્ત. પ્રવર્તમાન યુગબળોને જોતે હિંદમાં સ્વતંત્રતા તો આ યુદ્ધસમાપ્તિ પછીના જ કાલમાં વધશે એમ લાગે છે, તથાપિ પ્રજાસત્તા ( ડિમોક્રસી )નો અમલ વધતાં તો વાર લાગશે અને હિંદની અર્વાચીન ભાષાઓનાં સાહિત્ય વાઙ્મયને પ્રજા સમસ્તની વાણી બનતાં પણ વાર લાગશે,—એ કરતાં વધારે આશાવાદી આગાહી ભલે જુવાન અને ઊર્મિલ ઉત્સાહ ઉચરે, હું ઉચરી ન શકું.

[ ૧ લી આ. ના પ્રવેશકમાં આ પાછી પ્રતિભા વિકાસને વિઘ્નોનો વિષય આવે છે. આ છોડી દઉં છું. જિજ્ઞાસુએ 'પ્રતિભાબીજની માવજત'એ મ્હારું વ્યાખ્યાન જોવું. મ્હારી વિચારણાનો એ અંશ ૧ લી આ. ના પ્રવેશક કરતાં આ વ્યાખ્યાનમાં વધારે વિકસિત રૂપે રજુ થયો છે. ]

## સમાપ્તિ

નિવેદન, પ્રવેશક, બેનો અવ્યવસ્થિત સાર, જેવું ગણો તેવું આ પરિશિષ્ટ પૂરૂં કરતાં આચાર્યશ્રી હેમચંદ્રની એક કડી અહીં કરી ટાંકું છું, તરજુમા સાથે.

અમ્હે નિંદઉ કેવિ જણુ,
અહ્મઇં વણ્ણઉ કેવિ;
અમ્હે નિંદહું કેવિ નવિ,
નમ્હે વણ્ણહું કંવિ.

(તરજુમો)

નિંદો હમને કોઇ જન,
સ્તવો અગર જન કોયે;
નવ નિંદા સ્તુતિ કોઇની
ભણિયે હમે* કદીયે.

ઇતિ શુભં ભૂયાત્

* નારસિંહી જોડણી.

# અભિપ્રાયો

"નવીન કવિતા વિષે વ્યાખ્યાનો"

શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયાનો કર્તાને પત્ર :—

બાર, તા. ૨૨–૮–૪૩

મુરબ્બી બલવંતભાઈ,

આપે મોકલાવેલી 'ન. ક. વિષે વ્યા.' ની નકલ આઠદશેક દહાડા પ્હેલાં મળી ગઈ છે. તે એકવાર વાંચી ગયા પછી પ્હોંચ લખવાનો વિચાર રાખ્યો, એટલે જરા મોડું થયું. હજી પણ બરાબર વાંચી જઇ શક્યો નથી, પણ ઉપર ઉપરથી જોઈ ગયો છું. અને આપની નિર્મળ વૃત્તિ અને શ્રમભર્યા અધ્યયનથી ખૂબ જ આશ્ચર્ય પામી પ્રભુનો ઉપકાર માનું છું. નવીન કવિતાઓને સદ્‌ભાવથી સમજવા માટે અને રહસ્ય-દર્શક વિવરણથી સમજાવવા માટે આપ જેટલો શ્રમ લો છો, તેટલો કોઇ વિદ્વાને લીધો હોય તેમ મ્હને સાંભરતું નથી. શ્રી હરિલાલ હ. ધ્રુવ તરફથી 'ચંદ્ર' માસિક મારફત નવીન કવિઓને ખૂબ પ્રોત્સાહન મળતું. આપના તરફથી તો પ્રોત્સાહન માર્ગદર્શન અને પ્રેરણા સાથે મૂલ્યાંકનનો લાભ પણ નવીનોને મળે છે. ગુજરાતી કવિતાના સમગ્ર સાહિત્યક્ષેત્રમાં આ હકીકત નોંધવા જેવી છે. આપને તે માટે યશ અને અભિનંદન આપવાં ઘટે છે. મ્હારા જેવા ન્હાનેરાનું કામ તો આપની પ્રવૃત્તિથી લાભ મેળવી પ્રભુનો ઉપકાર માનવા જેટલું જ છે.

કાવ્યભાવના, કાવ્યકલા, કાવ્યના જુદાજુદા પ્રકારો, કાવ્યનો બીજી લલિત કલાઓ સાથે સંબંધ અને એવી અનેક અત્યંત ઉપ-યોગી બાબતો વિષે આ વ્યાખ્યાનોમાં જે ચર્ચા આપે કરી છે, એ ખરેખર અધ્યયન કરવા લાયક જ છે; પ્રૌઢ સાક્ષરોને તે ચર્ચા ચિંતન-પ્રેરક બનશે, અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને ખૂબ મદદગાર બનશે;

–આપે આ વ્યાખ્યાનોદ્વારા સાહિત્યની ઊંચી સેવા બજાવી છે એ તો નિર્વિવાદ છે.

નવીનો માટે આપ હમેશાં અજબ પ્રેરણા વરસાવ્યા કરો છો, તેવી પ્રેરણા આ વ્યાખ્યાનોમાં પણ જુદાં જુદાં સૂચનોથી વરસી રહી છે. ચીની કવિતાના અભ્યાસનું સૂચન એ એક બાબતની પ્રેરણા છે; એ સૂચન બહુ અર્થ ગંભીર છે. જુવાન કવિઓ ઝીલી લે તો ગુજરાતી કવિતાને અવશ્ય ખૂબ લાભ થાય. વિવેચના, કાવ્યનિષ્ઠા, દુર્બોધતા, અને એવી ઘણી ઘણી અધ્યયન યોગ્ય બાબતોનો સ્પર્શ કરીને, જરૂર પૂરતી સમજાવીને, આપે આ વ્યાખ્યાનોદ્વારા જ્ઞાનધારા સમયસર અને સંપૂર્ણ સફલતાથી ગુજરાતી સાહિત્ય શોખીનો માટે વરસાવી છે, તેનો લાભ ગુજરાત અવશ્ય લેશે જ એમ માનું છું.

( બાકીનો ભાગ પોતાની તબિયત વગેરે વિષે છે. )

લિ. હિં૰ ગ. અંજારિયાના
સવિનય નમસ્કાર.

આ ચોપડી વિષે બીજા કેટલાક પત્રોમાંથી ટુંકા અવતરણો :—

૨ **શ્રી કેશવરામ શાસ્ત્રી** (ગુજ. વ. સોસાયટી, તા. ૨૦–૭–૪૩ )

સમગ્રતયા નિરૂપણ સંપૂર્ણ તટસ્થ દૃષ્ટિએ લખાયલું; એના પીઢ વયોજ્ઞાન વૃદ્ધ સમાલોચકને હાર્દિક અભિનંદન.

૩ **શ્રી મનસુખ ઝવેરી** ( ધર્મેન્દ્રસિંહજી કોલેજ, રાજકોટ ૧–૮–૪૩ )

ચોપડી વાંચવી શરુ કરી તેમાં મ્હને એટલો તો રસ પડયો કે પ્હરોઢીએ ચાર વાગે એ પૂરી કર્યાબાદ હું સૂતો.

૪ **શ્રી હંસા મ્હેતા** ( મુંબાઇ ૫–૮–૪૩ )

નવા કવિઓને ઉત્તેજવામાં "શ્વેતકેશી પિતર્" નો ફાળો અમૂલ્ય.

૫ **શ્રી બચુ રાવત** (કુમાર કાર્યાલય, ૨૩–૮–૪૩)

નવીન કવિતા વિષે આવું ઉપકારક કામ ભાગ્યે જ કોઈ કરી શક્યું હોત અને એવા અધિકારી પણ ત્યાં કેટલા!

૬ **શ્રી ગોવિંદલાલ ભટ્ટ** (વડોદરા કોલેજ, ૨૫–૭–૪૩)

પરિપક્વ અને વિશુદ્ધ વિચારો ઘણા સ્પષ્ટ સ્વરૂપમાં...ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તકથી ગૌરવનો વધારો...

૭ **શ્રી જ્યોતિંદ્ર મ્હેતા** (વડોદરાસ્ટેટ કેળવણીખાતાના વડા, ૨૯-૭-૪૩)

Whatever you write is thought provoking and full of vigour.

૮ **શ્રી ડોલરરાય માંકડ** (કરાંચી કોલેજ, ૧૮–૮–૪૩)

આપના અંતિમ નિર્ણયો સંગ્રહાયા છે તેથી કાવ્યશાસ્ત્રના અભ્યાસીને બહુ જ ઉપયોગી...

## ગોપીહૃદય

પ્રો. ઠાકોરના આ નવા પ્રકાશન વિષે આગસ્ટ ૧૯૪૪ ના P.E.N. માસિકમાં પ્રો. ચંદ્રકાંત શુક્લ (વડોદરા કોલેજ)નો ઇંગ્રેજી અભિપ્રાય:–

Prof. B. K. THAKORE'S *Gopi-Hridaya* is a precious contribution to modern Gujrāti literature, which is signally deficient in sustained narrative poetry. The Pauranic Krishna-Gopi theme has touched many a poet's imagination to creative ecstasy, and the "Story of Sharmila" is a further proof of the undying fascination of the glamorous romance embedded in it. Although coming from a man of seventy-five, it bears no trace of a decline in his poetic power. On the contrary, it exhales vernal freshness and fragrance.

